# પારસી પ્રકાશ,

અથવા

પારસીઓના સંબંધમાં શરૂઆતથી તે અત્યારસુધીમાં બનેલા
અગત્યના બનાવોનો દર વર્ષને અનુક્રમે નોંધ.

મુંબઈની પારસી પંચાયત હસ્તકના મરહુમ ખાં૦ બા૦ બહમનજી બેહરામજી
પટેલની યાદગારીનાં ફંડના આશરા હેઠળ

રચનાર

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી. એ., એલ એલ. બી.,
વકીલ, હાઈ કોર્ટ.

**દફતર ૩ જું—ભાગ ૮ મો. (ઈ૦ સ૦ ૧૮૯૯—૧૯૦૦.)**

# PARSEE PRAKASH

BEING

A RECORD OF IMPORTANT EVENTS IN THE GROWTH
OF THE
PARSEE COMMUNITY IN WESTERN INDIA,
CHRONOLOGICALLY ARRANGED

COMPILED BY

RUSTAM BARJORJI PAYMASTER, B. A., LL. B.,
Vakil, High Court,

**SERIES III.—PART VIII. (1899—1900 A. D.)**

*(Registered under Act XXV of 1867)*


BOMBAY.

PRINTED AT THE DUFTUR ASHKARA PRESS, FORT, PATEL STREET, BOMBAY
By Ardeshir Bhicajee Dubash
and published by R. B. Paymaster, at Chandanwadi, Bombay

1917 A. C. 1286 A. Y.

# ઈ૦ સ૦ ૧૮૯૯.

### તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં કરાંચીવાલા શેઠ એદલજી દીનશાહ સરાફ[1] તથા રાવલપીંડીવાલા ખાંનબાહાદુર ધનજીભાઇ ફકીરજી કામોડાર[2]ને "કમપેનીઅન ઑફ ધી ઇંડીઅન એમપાએર" (સી. આઇ. ઇ.), તથા મુંબઇવાલા ખાંનસાહેબ ફકીરજી જીવાજી આગરેલીઆ, શેઠ દારાશાહ રતનજી ચીચગર, અને બહમનજી બેહરાંમજી પટેલ[3]ને "ખાંનબાહાદુર;" તથા શેઠ નવરોજજી બેહરાંમજી મંતોક[4], પાલણજી પેશતનજી રાગીના[5], અને અમ્બોલાના કસતમ સુપ્રીટેંડંટ શેઠ આદરજી શેરીઆરજીને "ખાંન સાહેબ" ના ખેતાબો નામદાર વાઇસરાએ આપ્યા હતા.[6]

### તા૦ ૩ જી જાનેવારી.

"ધી આબકારી" નામનાં લંડનમાં છપાતાં માહવરીના જાનેવારી માસના અંકમાં ડા૦ ધનજીભાઇ રૂસ્તમજી તાતાની તસવીર અને જનમવૃતાંત છપાયાં હતાં.[7]

### તા૦ ૫ મી જાનેવારી.

આજ દીને કરેલવાડીનું બાઇ દીનબાઇ પીટીટવાલું વીધવા આશ્રમ ઘર ખોલ્લું મેલાયું.[8]

---

૧ શેઠ એદલજીને કરાંચીની પારસી અંજુમન તરફથી તેઓએ ત્યાં પારસીઓના લાભ માટે કરેલી સખાવતો માટે ત્યાંનાં પારસી ઇનસટીટયુટમાં તા૦ ૧૦ મી એપરેલ ૧૮૯૯ ને દીને રાતનાં એક ઇવનીંગ પારટીનો મેલાવડો કરી માનપત્ર આપવામાં આવ્યું હતું. કમીશનર મી૦ એચ. ઇ. જેમસે એક સુભાખીત ભાષણ કરી પારસી અંજુમન તરફથી એ માનપત્ર એનાયત કીધું હતું, તથા એક શેઆલ ફોરાડી હતી. વળી એવણને એ બનાવની ખુશાલીમાં પુનાની "બઝમે રેઝે બેહરાંમ" ના સભાસદોએ તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૯૯ ને દીને ત્યાંના દસ્તુર હૉલમાં એક જાહેર ખાનું આપ્યું હતું.

૨ ખાનબાહાદુર ધનજીભાઇને સી. આઇ. ઇ. ના ખેતાબનો ચાંદ આપવાની ક્રીયા રાવલપીંડી ખાતે દરબાર ભરીને પંજાબના લફટનંટ ગવરનરે તા૦ ૨૭ મી ફેબરવારીને દીને કરી હતી, જે વેળા એવણે સરહદની લડાઇ વેળા સરકારની બજાવેલી કીમતી સેવાઓની બહુ સ્તુતી કરી. ખેતાબના ચાંદની જોડે એક સોનાનું ઘડીયાળ અને દરબારી પોશાક પણ ભેટ આપ્યાં હતાં.

[રાસ્ત ગોફતાર, તા૦ ૫ મી મારચ ૧૮૯૯.]

ખા૦ બા૦ ધનજીભાઇને કાશમીરના જરથોસ્તીઓએ મુબારકબાદીનું માનપત્ર તા૦ ૮ મી એપરેલ ૧૮૯૯ ને દીને મોકલી આપ્યું હતું, તેમજ રાવલપીંડીના સર્વે કોમનાં લોકોનું એક માનપત્ર તા૦ ૧૦ મી એપરેલે ત્યાંની ડેનીસ હાઇ સ્કુલનાં મકાનમાં ડેપ્યુટી કમીશનર કરનલ એમ. પી. લી C. I. E. નાં પ્રમુખપણાં હેઠલ એક મોટો મેલાવડો કરી એનાયત કર્યું હતું. એજ મેલાવડામાં પુણેથી એમના મીત્રો તથા વખાણનારાઓ તરફથી આવેલું એક માનપત્ર પણ પ્રમુખે એમને એનાયત કર્યું હતું.

૩ એવણને થાણાંની જરથોસ્તી અંજુમન તરફથી તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૯૯ ને દીને ત્યાંની દરેમેહરમાં મુબારકબાદીનું એક માનપત્ર આપવામાં આવ્યું હતું, તથા તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૯૯ ને દીને અતરે એમના મિત્રો તથા વખાણનારાઓ તરફથી એમનાં માનમાં એક મેલાવડો પીપલસ ફ્રી રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરીમાં કરવામાં આવ્યો હતો. એજ મુજબ અતરેની બઝમે જશને રૂઝે હુરમજદના સભાસદો તરફથી તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૯૯ ને દીને એમને મુબારકબાદીનું એક માનપત્ર આપ્યું હતું.

૪ એવણને ઘોબીતલાવના પારસી રેહવાસીઓએ પોતાના લતાની સેવા બજાવવા માટે આએ ખેતાબ મલવાની મુબારકબાદીનું એક માનપત્ર તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૯૯ ને બાઇ આવાંબાઇ વાડીઆવાલી દરેમેહરમાં આપ્યું હતું.

૫ મુંબઇવાળા શેઠોને એ ખેતાબોની સનદ તા૦ ૨૭ મી મારચને દીને નામદાર ગવરનરે વાલકેશ્વરના સરકારી મેહલમાં એક દરબાર ભરી એનાયત કીધી હતી.

૬ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી જાનેવારી ૧૮૯૯.

૭ જામે જમશેદ, તા૦ ૪ થી જાનેવારી ૧૮૯૯.

૮ રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી જાનેવારી ૧૮૯૯.

એ મકાનપર નીચે મુજબ તખ્તી છે:—

"હમાબાઇ માણેકજી નશરવાનજી પીતીત
વીધવા આશ્રમ.

આ મકાન મરહુમ બાઇજી દીનબાઇ નશરવાનજી પીતીતે પોતાનાં મરહુમ સાસુજી બાઇજી હમાબાઇ માણેકજી નશરવાનજી પીતીતની યાદગારી કાયમ રાખવા માટે ખરીદી અને તે મધે ઘટતો ફેરફાર તથા મરામત કરી, પારસી કોમની લાચાર વીધવાઓના વસવાટ કાજે એ મરહુમના ખાવીંદે સ્થાપેલાં "ધી નશરવાનજી માણેકજી પીતીત ચેરીતી ફંડ" ના ત્રસ્તી સાહેબોને હવાલે કરવાનો ઇરાદો રાખ્યો હતો. જેમ કરવા આગમચ મરહુમ બાઇ સાહેબની કજા બનવાથી તેવણનાં બેટી બાઇજી આવાંબાઇ તે મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીતીતનાં વીધવાએ પોતાનાં માતાજીએ ધારેલી એ સખાવત સરંજામ ઊતારી મરહુમ બાઇજી દીનબાઇની ચોથા માસની બાજ રોજ ૨૩ મો દેપદીન દાદાર હોરમજદ, માહ ૪ થો તેરતર તીર યઝદ શાહનશાહી, સને ૧૨૬૮ યઝદજરદી,

તા૦ ૫ મી જાનેવારી સને ૧૮૯૯ ઇસવી,

અને વાર ગરેબીને દીને, મજકુર કારણસર ખુલ્લું મેલ્યું છે.

આ મકાન પાછળ થયલો જુમલે રૂ.૧,૧૦,૦૦૦) નો ખરચ મરહુમ શેઠ માણેકજી નશરવાનજી પીતીતે પોતાની હેયાતીમાં પોતાના તેમજ પોતાના બંધે બેટાઓ સર દીનશાહજી તથા શેઠ નશરવાનજીને નામે ખાતું પાડી જે રકમ એલાહેદી કાહડી હતી તે રકમ મધેના મરહુમ શેઠ નશરવાનજીને ભાગે પડતા ફાલા મધેથી ખરચવામાં આવ્યોછે."

તા૦ ૧૧ મી જાનેવારી.

રોજ ૨૯ માહ ૪ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—કાવશજી પેશતનજી ગોરા[1]—ઉમર વર્ષ ૭૧). કલકત્તાના એક જુના અને જાણીતા વેપારી હતા. એવણ પોતાની જવાન વયે વેપાર અરથે કામા કપનીની પેહડીમાં ચીન ગયા હતા, અને ત્યાં થોડા વખતમાં મેસરસ પી. એંડ ડી. એફ. કામા કંપનીની પેહડીમાં ભાગ્યા થયા હતા, જે પેહડી પાછળથી પડી ભાગવાથી એવણ કલકત્તે જઈ રહ્યા. જ્યાં છેલ્લી અર્ધી સદી થઈ પોતાનાં કુટુંબ સાથ વસતા હતા, જે દરમેઆંન મુંબાઈની મુલાકાત લીધીજ ન હતી. કલકત્તાના જરથોસ્તીઓનાં ધરમફંડો અને ૧૮૬૪ માં પેહલાં સ્થાપ્યાં ત્યારે એવણે કેટલુંક સુધી તેના એક ટ્રસ્ટી તરીકે કામ બજાવ્યું હતું.

---

લંડનમાં મળનારી "ઇનટર નેશનલ એોટોલોજીકલ કૌનગ્રેસ" ની ઇંગ્લાંડમાં ચુંટી કાહડેલી કારોબાર મંડલીના એક ખાસ અધીકારી તરીકે ડા૦ જાંહગીર ખરશેદજી લીલાંઉવાળા નેમાયા હતી.[2]

---

તા૦ ૧૨ મી જાનેવારી.

રોજ ૩૦ માહ ૪ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

આજ દીને પેશાવર મધે મરહુમ શેઠ પેશતનજી એદલજી સુકલાતવાલાનાં ઉઠમણાંમાં ત્યાંના જરથોસ્તીઓએ રૂ. ૨૦૦૦) ની રકમ તેમનાં પુનને માટે ધર્મખાતે ભરી તે મધેથી સ્વાનોને અવલમંજલ પોંહચાડવાની જગોની ચારો તરફથી ઉંચી દેવાલ ઉભી કરવાને ઠેડવ્યું હતું.[3]

---

તા૦ ૧૭ મી જાનેવારી.

રોજ ૫ માહ ૫ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

આજ દીને વલસાડ મધે બાઇ ધનબાઇજી તે વલસાડના રેલવે પરમેનંટ વે ઇનસ્પેકટરનાં બેટીની વરસીની ક્રિઆમાં તે બાઇનાં પુનને માટે રૂ૬૫૧) ધર્મખાતે આપ્યા હતા.[4]

---

શેઠ હીરજીભાઇ માણેકજી રૂસતમજી બનાજીને કલકતા યુનીવરસીટીના એક ફેલો તરીકે ત્યાંની સરકારે નેમ્યા હતા.[5]

---

૧ શેઠ પાલનજી દોરાબજી રાનજીના જમાઇ, અને શેઠ હોરમજજી, કેખશરૂ (સી. આઈ. ઈ.), અને મેહરવાનજી કાવશજી ગોરાના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૯૯.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૫ મી ફેબરવારી ૧૮૯૯.

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૯૯.

૫ જામે જમશેદ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૯૯.

શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે ઇંગલાંડની ઉત્તરે આવેલાં યોર્કશાયર નામનાં પ્રગણાં માહેલાં હાઇડ નામનાં મથક ખાતે આજ દીને "હિંદુસ્તાન તથા ઇંગલાંડ વચ્ચેનો સંબંધ" એ બાબદ ઉપર એક ભાષણ કીધું હતું. એ ભાષણની સેવટે એવો ઠેડાવ પસાર થયો હતો કે—હીંદુસ્તાન ખાતેની પોતાની ભાઇબંધ પ્રજા સાથે જે રીતે કામ લેવાની અંગ્રેજ પ્રજા ખાહેશ રાખે છે, તે રીતે તેના સંબંધમાં ગ્રેટબ્રિટન અને હીંદુસ્તાનની સરકારોએ કામ લઇને અંગ્રેજ પ્રજાની ખાહેશોને માન આપેલું જણાતું નથી. પારલામેંટ કાયદાઓ તથા ઠરાવો પસાર કરીને કીધેલી ગોઠવણોનો તે સરકારોએ ભંગ કીધોછે. એક કામ જેમાં બને દેશોનો લાભ સમાયલો હોય, તે પાછળ કરવામાં આવેલો સઘળો ખરચ એકલાં હીંદુસ્તાનનેજ માથે નાખવાનું પગલું અંગ્રેજ પ્રજા પોતાને નહીં છાજતું ધારેછે.[6]

---

તા૦ ૧૮ મી જાનેવારી.

મુંબઇના દલાલો માટેનો "દીનશાહ માણેકજી પીટીટ બ્રોકરસ હૉલ" ખોલ્લો મેલવાની ક્રિઆ આજ દીને શેઠ બહમનજી દીનશાહજી પીટીટે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં બ્રોકરસ એસોસીએશનના પ્રમુખ શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ એ હૉલને લગતી વીગત કહી સંભળાવ્યા બાદ શેઠ બહમનજીએ એક ભાષણ કરી તે ખોલ્લો મેલેલો જાહેર કીધો હતો, જે બાદ પાર્લામેંટના જાણીતા સભાસદ મી૦ જે. એમ. મેકલીન કે જેવણ થોડાક દીવસ મુંબઇમાં ફરવાને આવ્યા હતા, તેવણે મુંબઇના વ્યાપારના વધારા વિષે થોડુંક કહી સંભળાવ્યું હતું, જે બાદ રીફ્રેશમેંટ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[7]

---

૬ મુંબઇ સમાચાર, તા૦ ૬ થી ફેબરવારી ૧૮૯૯.

એજ મુજબ શેઠ દાદાભાઇએ "ડરવન" પ્રગણામાં એજ બાબદ ઊપર એક ભાષણ તા૦ ૧૯ મી જાનેવારીએ કીધું હતું, તયા તા૦ ૬ થી ફેબરવારીએ લંડન મધે "હિંદુસ્તાન માટે ઇંગલાંડને માથેની જોખમદારી" એ બાબદ ઊપર ભાષણ કીધું હતું.

૭ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૯૯.

શેઠ શાપુરજીએ પોતાના ભાષણમાં જણાવ્યું કે:—તમારા પીતા સર દીનશાહજીને અમો આ મકાન મેળવવા માટે આભારી છીએ. એક મીલ ઊભી કરી આપવામાં દલાલોએ બજાવેલી સેવાના બદલા તરીકે તેવણે રૂપીઆ ૧૯૦૦૦ ની ઊદાર રકમ અમને કહાડી આપી, જેમાં પાછળથી તેવણે સર નાઇટનો ખેતાબ મેળવવાની ખુશાલીમાં રૂપીઆ ૧૨૦૦૦ ની રકમનો વધારો કરી આપયો હતો. એ સઘર રકમો અમો ધરાવયે છીયે, તે ખયાલથીજ બાકીનું

તા૦ ૨૧ મી જાનેવારી.

આરથર રોડની મયુનીસીપલ આસપીટલના તબીબ ખાનબહાદુર ડાકટર નસરવાનજી હોરમસજી ચોકસીની મરકીના સંબંધની અમુલ્ય હીમતવાન જાહેર સેવા, તેમજ એ મરકીના સંબંધમાં ખોળ કરવા અત્રે આવેલા યુરોપીયન વીદવાનોને તેઓનાં કામમાં બનતી દરેક સગવડ આપવાની પીછાન તરીકે ઇટલીની સરકારે નાઇટનો ખેતાબ પોતાના મુંબઇના કૉનસલની મારફતે તેવણ ઉપર મોકલાવયો હતો, તે માટે મુબારકબાદી આપવાને તેવણના તબીબ વગેરે મીત્રો અને વખાણનારાઓએ એ કામેલ તબીબને આજે રાતના ટાઉનહોલમાં એક જાહેર ખાણું આપીયું હતું. પ્રમુખસ્થાને સર જમશેદજી જીજીભાઇ બારોનેટ બીરાજયા હતા. પ્રમુખે ડાકટર ચોકસીની સલામતી લેવાડી હતી જેનો તેવણે ઘટતો ઉત્તર વાલયા બાદ હાનરેબલ ચંદાવરકરે ઇટાલીઅન કૉનસલ અને તે રાજયના વિદ્વાન ડાકટરોની સલામતી લેવાડી હતી, જેનો ડાકટર ગેલીઓટીએ જવાબ વાલયો હતો. ડા૦ બલીનીએ પ્રમુખની સલામતી લેવાડયા બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

---

અમેરીકાવાલા પ્રોફેસર જેકસને "અસલી ઇરાનનો પેગમબર જરતોશત" એ નામનું જરતોસ્તના જનમારાનું ૩૦૦ સફાનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[2]

---

તા૦ ૩૦ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીના ગ્રાડયુએટો તરફની ચુંટણી આજ દીને થઇ તેમાં ડાકટર કાવશજી એદલજી દાદાચાંનજી ૩૯૫ મતે ચુંટી કઢાયા.[3]

---

તા૦ ૫ મી ફેબરવારી.

રોજ ૨૪ માહ ૫ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—એદલજી માણેકજી વખારીઆ[4]—ઉમર વર્ષ ૭૩). એવણ આગલા વખતમાં સુરતના એક જાણીતા વેપારી હતા, તથા વેપારમાં પડી ભાગવાથી એઓના વડીલોની જાહોજલાલી ધયાનમાં લઇ સુરતના સતાવાળાઓએ એમને સરકારી નોકરીમાં લીધા હતા. ૧૮૫૨ માં એઓ રાંદેરના ફોજદાર તથા કોટવાલ અને તે પછી ૧૮૬૭ માં ખેડા જીલ્લાના તથા ૧૮૬૮ માં ભરૂચ જીલ્લાના ઇનસપેકટર ઓફ પોલીસ નેમાયા હતા. પાછળથી મી૦ ટી. સી. હોપે એમને મુંબઇ લાવી અહીંયાંની મારકીટોના સુપ્રીનટેનડંટ નેમયા હતા.

---

ભાવનગર મધે આજ સાંજનાં ૧૮ વર્ષની એક હિંદુ છોકરી કુવામાંથી પાણી કાઢતાં અકસ્માત કુવામાં તુટી પડવાથી તેણીને ત્યાંથી રસ્તે જતા એક પારસી જવાન શેઠ ફરામજી કાવશજી સરાફે પોતાના જીવને જોખમે એકદમ કપડાં સહીત કુવામાં નખાવી દઇ જીવતી બાહેર કાઢી હતી.[5]

---

તા૦ ૧૧ મી ફેબરવારી.

આનરેબલ મી૦ ફીરોઝશાહ મેરવાનજી મેહેતા, જેઓ નામદાર વાઇસરાયની ધારાસભાની બેઠકોમાં ભાગ લેવા કલકતે ગયા હતા, તેવણને કલકતાના બારીસટરોની "બાર લાઇબ્રેરી કલબ"ના એક આનરરી સભાસદ તરીકે ચુંટી કહાડવામાં આવયા. એ કલબના બીજા એકલા આનરરી મેમબરનું માન સર ફરેડરીક પોલોકને મળેલું છે.[6]

---

તા૦ ૧૩ મી ફેબરવારી.

રોજ ૨ માહ ૬ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—હોરમજજી જમશેદજી રૂસતમજી કરાંચીના[7]—ઉમર વર્ષ ૫૩). એવણ કરાંચીના એક મોટા વેપારી હતા, અને કરાંચીવાળા એચ. જે. રૂસતમજીને નામે ઓળખાતા હતા. ફકત ૯) વર્ષની બાળ વયે કરાંચી શેહરમાં રહેવાશ કરવા ગયા હતા, જયાં સીંધના કમીશનરને

---

કરવાની તલેસમાતીક અસર અમો દલાલો ઉપર થઇ. અમારી નાણાં સંબંધી હાલત આબાદ ગણાયછે. આ ઇમારત માટે અમોએ એક લાખ રૂપીઆની રકમ આપીછે અને તેમાં જરૂરી સુધારો કરવા માટે આશરે રૂ૧૦૦૦૦ થી રૂ૧૫૦૦૦ ખરચયાછે.

૧ ટા૦ ઑફ ઈંડીઆ, તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૯૯.

૨ "Zoroaster, the prophet of ancieat Iran."

પાછલથી એ પુસ્તકનો તરજુમો શેઠ પાહલનજી બરજોરજી દેશાઇ પાસે કરાવી શેઠ શેરાબજી એદલજી વારડીને તેની ચોપડી પારસીઓમાં મુફત વેંહચી હતી.

૩ ટા૦ ઑફ ઈંડીઆ, તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૯૯.

૪ શેઠો રૂસતમજી, માણેકજી, અરદેશર અને વીકાજી એદલજી વખારીઆના બાવા.

૫ મુંબઇ સમાચાર, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૯૯.

૬ જામે જમશેદ, તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૯૯.

૭ શેઠો રૂસતમજી, બેહરામજી, પેશતનજી, કાવશજી અને ધનજીશાહ એચ. જે. રૂસતમજીના બાવા.

તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૯૯ ને દીને કરાંચીની મરહુમ હીરજીભાઇ બેહરાની દરેમેહરમાં ત્યાંની અંજુમનની સભા, શેઠ ફરામજી કુવરજી મોદીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી જયાં મી૦ જાંહાંગીર એચ. કોઠારીએ દરખાસ્ત કરી કે શેઠ એચ. જે. રૂસતમજીનાં આશ્ચર્યકારક મોતથી કોમને ભારે મોટી ખોટ ગઇછે તેથી સભા પોતાની દલગીરી જાહેર કરેછે, અને એ મરહુમ શેઠનાં દુઃખી કુટુંબને તેમના આ ગમના વખતમાં કોમ તરફથી દીલસોજી બતાવવા એક દીલાસાપત્ર સભાએ શેઠ હોરમજજીનાં દુઃખી વીધવા તથા બચ્ચાંઓપર મોકલી આપવો.

એાેા મરહુમ સર બારટલ ફ્રીયર ભોગવતા હતા. મરહુમ મી૦ હોરમજજીએ કરાંચીની આગેવાન શાળામાં ઉમંગી અભયાસ કરી બતાવેલી ચાલાકીથી સીંધના કેળવણી-ખાતાંના વડા મેજર ગોલડસમીથનું તેમજ વડા કમીશનર સર બારટલનું પણ ધયાન એંચાયું હતુ. મેજર ગોલડ-સમીથનાં ઉતેજનથીજ જવાન મી૦ હોરમજજીએ પોતાની મધયમ કેળવણી પુરી કરી વેપાર તરફ લક્ષ દોડાવયું, અને ૨૦ વરસના વયે તો એક ઠાવકા વેપારીબચ્ચા તરીકે કામ કરવા મંડી ગયા. નાના ઓરડાની આફીસ ઉપરથી થોડાં વરસમાં "એચ. જે. રૂસતમજીની કંપની" ને બોહોળી ઇમારત પોતાના ધંધાધાપા માટે ખરીદ કરવી પડી, જે ઇમારત ૧૦૦૦૦ ચોરસવાર કરતાં વધુ વીસતારની જમીન ઉપર ઉભી થયલીછે અને જે ઇમારત પાછળ ખાસો રૂ૪ લાખને આશરેનો તેવણને ખરચ થયલો ધારવામાં આવેછે, કે જે ઇમારતમાં ટ્રામ સડક પણ માલની લાવજા માટે નાખવી પડેલીછે. એવી બોહોળા વીસતારની ઇમારતમાં દરરોજ ચાલતું ધીકતું કામ જાણે ઇંગલંડની કોઇ બોહોળા વેપારી આફીસનોજ ખયાલ આપતું હતું. એ ઇમારતના માલેક જોકે સીંધના "શાહા વેપારી" તદન વાજબી રીતે લેખાતા હતા, તોપણ આખો દીવસ એક સાદા મદદનીશ હોય તેમ પોતે એમથી તેમ રગડોળાઇને કામ બજાવયા જતા હતા, જેથી મદદ-નીશોને તથા છોકરાઓને પણ તેજ પગલે સખત કામ કરવાની ઉલટ થતી હતી. તેવણે કરાંચીની હાલની ચડ-ડતીમાં વગર શકે એક આગેવાન ભાગ આપયો હતો. તેવણે જયારે કરાંચીમાં વેપાર શરૂ કરયો, તયારે એ શેહેર કાંઇ વેપારી બંદર તરીકે લેખાતુંજ ન હતું, જુજ બ્રીટીશ વેપારી બારકસો વરસમાં એકાદ બેપ એ બારાંની સફર કરી આવતાં હતાં અને વેપારની ઘણીખરી જીણસો તયાં બતેલાઓમાં લઇ જવામાં આવતી હતી. મરહુમ મી૦ હોરમજજી પોતાના વેપારના વધારા અરથે સને ૧૮૭૬ ની અધવચમાં પહેલીવાર યુરોપની મુલાકાતે ગયા હતા, અને ગ્રેટબ્રીટન, ફ્રાનસ, આસ્ત્રીયા, રશીયા, જરમની, ઇટલી, બેલજીયમ, નેધરલેંડસ, નોરવે, સવીડન, ડેનમારક, સપેન, પોરટુગલ, વગેરે દેશોની મુલાકાત લઇ તયાંથી નયુઝીલેંડ, કેપકોલોની, જાપાન, ચીન, યુનાઇટેડ સ્ટેટસ વગેરેના અગતના ભાગોમાં પણ ફરી આવયા હતા અને "ઉઘાડી આંખે" ફરેલા હોવાથી પોતાના વેપારનો બોહોળો વધારો કરી શકયા હતા. એ મેળવેલા અનુભવ તેવણે કરાંચીની પોતાની બોહોળી પેહડીમાં ગંજાવર વધારો કરવામાં વાપરયો હતો, એટલાં સુધી કે લારડ હેરીસ મુંબઇના ગવરનર તરીકે કરાંચી ગયા હતા તયારે મી૦ હોરમજજીની તયાંની ગંજા-વર આફીસ તથા તેમાં મેલેલી વેપારી જીણસો જોઇ બોલયા હતા કે, "બીજા દેશો ગ્રેટબ્રીટન સામે ગમે એવી વેપારી હરીફાઇ કરે, પણ હીંદુસતાનના વેપારમાં ઇંગલંડ સાથ કદી પણ તેઓ સરખી હરીફાઇ કરી શકશેજ નહી." એટલું છતાં સાહાસીક મી૦ હોરમજજી બ્રીટીશ બનાવટો ઉપરજ સંતોશ પકડતા નહી હતા, પણ અમેરીકાથી તેવણે ગંજાવર જથામાં લોખંડકામ મંગાવતા, જયારે જરમની, ઇટલી, વગેરે દેશોની જાણીતી બનાવટો આ દેશમાં દાખલ કરી તેવણે બ્રીટીશ માલને પણ વધારે સસતા ભાવનો રાખવાની જાણે આડ-કતરી ફરજ પાડી હતી.

એવા સાહાસીક પારસી વેપારીબચ્ચાની એક બીજી જાણવાજોગ ગરરી એ હતી કે તેવણ પોતાનાં સઘળાં ખાતાંઓમાં દેશી મદદનીશોનેજ રાખવાની સદા ઉલટ બતા-વતા હતા. લંડનનાં "બ્રીટીશ ઇંડયન કોમરસ" ચોપા-નીઆના પ્રતીનીધી સાથની મુલાકાતમાં તેવણે મગરરી સાથ જણાવયું હતું કે, "મારા હીંદીવાન નોકરો મને દરેક રીતે ઉપયોગી થઇ પડેછે, અને મારાં સઘળાં ખાતાંઓમાં દેશી કલારકો નોકરી બજાવેછે. મારાં દરેક ખાતાંના સંબંધ-માં મોટા ઓહેદારથી સાધારણ મજુર પણ નજદીક સઘળા દેશીઓજ છે, જેઓએ મને પુરતો સંતોશ આપયોછે અને તેઓ હુશીયાર તથા ચંચળ પુરવાર થયલાછે." મર-હુમ મી૦ હોરમજજી સને ૧૮૮૩ ના જુન માસમાં બીજી-વાર, સને ૧૮૮૭ માં ત્રીજીવાર તથા સને ૧૮૯૭ માં ચોથીવાર ઇંગલંડ ગયા હતા. કરાંચીની ઇસટ ઇંડયા ટ્રામવે કં૦ લીમીટેડની એજનસી મરનારના હાથમાં સને ૧૮૮૪ માં મેલાઇ હતી. મરનાર કરાંચીનાં પોરટ ટ્રસટના એક ટ્રસટી હતા, અને એક ચુસત જુના ફ્રીમેસન હોવાથી ત્યાંની લાડજ યુનીયને સને ૧૮૯૦ માં તેવણને પોતાના "રાઇટ વરશીપફુલ માસતર" તરીકે ચુંટી કહાડયા હતા. તેવણ કેટલાંક વરસ થયાં તયાંની મયુનીસીપલ બોરડમાં એક સરકારી પ્રતીનીધી તરીકે નેમાયલા હતા.

---

કરાંચીના ફ્રીમેસન હૉલમાં એમની યાદગારીમાં એક મારબલની તખ્તી ૧૯૦૧ ના જુન માસમાં મુકી હતી, જેપર નીચલો લેખ છેઃ—

"I. T. N. O T. G A. O. T. U, and in memory of Wor. Bro. Hormusjee Jamsetjee Rustomjee, Past Senior Grand Warden and Honorary Past Substitute Grand Master, Grand Lodge, A. S. F. I. Bombay, Past District Junior Grand Warden, District Grand Lodge, E C., Bombay. W. M Lodge Harmony, No. 485, S. C. 1876, 1877 and 1886, W. M. Union Lodge, No. B. C. 1889-90 and 1890-91, W. M. Lodge Faith No. 2438, E. C., 1894-95, M. E. P. Z Chapter Faith and Charity, No. 72, S. C, 1877-78, who died at Karachi on the 13th February, 1899, aged 53 years. Deeply regretted. This tablet has been erected by the Masonic Fraternity of Sind as a mark of esteem and respect in which he was held for his sterling qualities both as a gentleman and a mason *Requiescat in pace.*"

તા૦ ૧૫ મી ફેબ્રરવારી.

શેઠ જમશેદજી નશરવાંનજી તાતા મધરાજ ઇલાકા ભણી ફરવાને ગયા હતા, તેવણનાં માનમાં ત્યાંનાં ત્રીવિનડરમ શેહરમાં મી૦ નરગામ આયરે ઇવનીંગ પારટીનો એક મેલાવડો કર્યો હતો. ત્રાવનકોરમાં થયલા ઉંચ્ચી કેળવણીના મોટા ફેલાવા માટે શેઠ જમશેદજીએ એ મેલાવડામાં પોતાની ખુશાલી જાહેર કરી હતી.[1]

---

તા૦ ૧૬ મી ફેબ્રરવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે આએ સાલ નીચલા પારસીઓને નેમ્યા હતા :—

સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ડાકટર બરજોરજી ફરામજી લાલી, જી. જી. એમ. સી.[2]

---

અમદાવાદ શેહેરમાં બંધાયલી નવી "કમરશીયલ કોટન મીલ્સ" ચાલુ કરવાની ક્રીયા ખાનબહાદુર જેહાંગીર પેસ્તનજી વકીલે આજે અમદાવાદના મીલમાલિકો તથા યુરોપીયનો વગેરેના મોટા મેળાવડા સનમુખ કરી હતી, અને એજંટો મેસરસ ધમજીભાઇ અને ત્રીકમલાલ તથા ભાગીદારોને એ નવી મીલના સંબંધમાં ફતેહ ઇચ્છી હતી.[3]

---

તા૦ ૨૧ મી ફેબ્રરવારી.

રોજ ૧૦ માહ ૬ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી ફરામજી ધીસતા[4]—ઉમર વર્ષ ૭૫). એવણનું કુટુંબ અસલ સુરતનું રહીશ હતું. જયાંથી નાહની વયે પીતાનાં મરણથી મુંબઇ આવી સાધારણ કેળવણી લઇ સુરત જઇ કલેકટરની આફીસમાં નોકરી રહ્યા, પછી મી૦ ઇબ્રાહીમ નુરૂદીનની કંપની તરફથી ચીન ગયા હતા, જ્યાં થોડો વખત વેપાર ચલાવ્યા બાદ મુંબઇ પાછા ફરી મી૦ મીનીસ નામના ઇંગ્રેજ સાથે લીલાંઉખાનું કહાડયું હતું. જે મી૦ મીનીસનાં મરણ બાદ તેજ નામે એવણે ચાલુ રાખ્યું હતું.

---

મુંબઇની યુનીવરસીટીનું ૩૮ માં વર્ષનું "કૉનવોકેશન" સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હૉલમાં ભરાયું હતું. પ્રમુખસ્થાંને નામદાર વાઇસ-ચાન્સેલર જસટીસ કેનડી બીરાજયો હતો. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદ્વીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા :—

**એમ. એ.** ની પદ્વી—અરદેશર ધનજીશાહ લાલકાકા, રૂસતમજી પેશતનજી મસાંની, બહમનજી નશરવાંનજી ધાબર, રતનજી ફરદુનજી ગોરવાલા, રૂસતમ પીરોજશાહ મોદી, રૂસતમજી બેજનજી વાછા, પેશતનશાહ નશરવાંનજી વકીલ, હોરમજજી નવરોજજી બીલીમોરીઆ.

**એલ. એલ. બી.** ની પદ્વી—પીરોજશાહ નશરવાંનજી બીલીમોરીઆ, ધનજીશાહ ડોશાભાઇ કુપર, જાંહગીર કેરશાસપજી દાદાચાંનજી, જામાસ્પ પીરોઝ દસ્તુર, બેહરાંમજી જમશેદજી કરાઇ, પેશતનજી કાવશજી કોટવાલ, જાંહગીર પીરોજશાહ મેહતા, જાંહગીર ભીખાજી મોતીવાલા, શાવકશાહ શેરાબજી પંથકી, બેહરાંમજી અરદેશર રાંડેલીઆ, કાવશશાહ ખરશેદજી સુનાંવાલા, મનચેરશાહ રૂસતમજી વકીલ.

**એલ. એમ. એંડ એસ.** ની પદ્વી—ફરામરોજ શેરાબજી જોશી, શાવકશાહ કેખશરૂ કાબરાજી, **મેહરબાઈ નાનાબાઈ ખરેગાત, નવાજબાઈ માણેકજી મેહતા.**

**એલ. સી. ઈ.** ની પદ્વી—બરજોરજી એદલજી વાછા, બેજનજી ખરશેદજી બાના, બહમનજી અરદેશર વાડીઆ, ફરશોશતર શેહરીઆરજી ભરૂચા, પાલણ શેરાબજી જોશી, હીરાજી દાદાભાઇ મીસ્ત્રી.

**બી. એસ. સી.** ની પદ્વી—હોરમજજી નવરોજજી બીલીમોરીઆ; પેશતનજી તેહમુલજી પાવરી.

**બી. એ.** ની પદ્વી—પીરોજશાહ જમશેદજી બીલીમોરીઆ, જાંહગીર કુંવરજી કેયાજી, ધનજીભાઇ જમશેદજી વાડીઆ, નવરોજજી ફરદુનજી વલસાડા, તેહમુરશ ફરામજી બામજી, **પીરોજા ફરદુનજી બનાજી**, પીરોજશાહ બહમનજી બીલીમોરીઆ, રતનશાહ અરદેશર ચીનાઇ, કેખશરૂ બરજોરજી દાદીબરજોર, શેરાબ જમશેદજી દલાલ, કેકોબાદ ભીખાજી દસ્તુર, શેરાબજી બહમનશાહ જીનવાલા, અરદેશર રતનજી કરંજીઆ, અરદેશર પીરોજશાહ મેહતા, દીનશાહ માણેકજી મેહતા, શેરાબ પીરોજશાહ મેહતા, એરચ જાંહગીરજી પટેલ, નશરવાંનજી શેરાબશાહ શેકરેટરી, રૂસતમજી જમશેદજી વીમાદલાલ, નવરોજજી રતનજી રૂસતમજી વાડીઆ, પેશતનજી અરદેશર રતનજી વાડીઆ, જમશેદજી માણેકજી આંતીઆ, ફરામરોજ બરજોરજી બાદશાહ, જાંહગીર પોંહચાજી કામા, શેરાબજી દાદાભાઇ કામા, દોરાબજી મનચેરજી દારૂવાલા, રૂસ્તમ ખરશેદજી ડીવેચા, ફરામરોજ શેરાબશાહ ડાકટર, કાવશજી પેશતનજી ગોરવાલા, દાદીબા ખરશેદજી કાવશજી મેહતા, મનચેરશાહ એરચજી શહીઆર, રૂસતમજી એદલજી સંજાણા, હોરમજજી કાવશજી સંતોક, માણેકજી બહમનજી શેઠના, બેહરાંમજી એદલજી વાછા

---

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી માર્ચ ૧૮૯૯.

૨ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૬ મી ફેબ્રરવારી ૧૮૯૯.

૩ જામે જમશેદ, તા૦ ૧૭ મી ફેબ્રરવારી ૧૮૯૯.

૪ શેઠો હોરમજજી, ધનજીભાઇ, ફરામજી, અને ડોસાભાઇ નશરવાંનજી ધીસતાના બાવા.

હોરમજજી નવરોજજી વકીલ, રૂસતમજી ખરશેદજી વેથાવિવાલા.

**મેટ્રીક્યુલેશન**ની પરીક્ષામાં નીચલાં પારસી બાનુઓ પશાર થયાં હતાં:—બાઇઓ ગુલબાઇ માણેકશાહ ડાકટર, પુતલીબાઇ ખરશેદજી ભરૂચા, રતનબાઇ રતનજી કોહલા, ડોસીબાઇ રૂસતમજી કાવશજી પટેલ, મેહેર અરદેશર દાદાભાઇ નવરોજજી, બાઇમાય મેહેરવાનજી બાહદુરજી, બચુબાઇ રૂસતમજી બનાતવાલા, મોતીબાઇ નાહનાભાઇ ખરેગાત, શીરીન શેરાબજી પારખ, ધનબાઇ માણેકજી કામા, શાકરબાઇ ખંબાતા, હીરાંબાઇ અરદેશર કંટ્રાકટર, ગુલબાઇ ખરશેદજી ખંબાતા, અંબા નવરોજજી પરવીઝ.

મધરાજ યુનીવરસીટીની આ સાલની મેટ્રીકયુલેશનની પરીક્ષામાં બાઇઓ બચુબાઇ એદલજી દસ્તુર અને ખરશેદબાઇ સોરાબજી કાંગા પશાર થયાં હતાં.

આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં કીનલાક ફારબસ ગોલ્ડ મેડલ એંડ પ્રાઇઝ ખરશેદજી એદલજી સંજાણાને; જેમસ બરકલી ગોલ્ડ મેડલ એંડ પ્રાઇઝ બરજોરજી એદલજી વાછાને; કુવીન એમપ્રેસ સીલવર મેડલ—લેડી રેએ ગોલ્ડ મેડલ તથા બાઇ હીરાંબાઇ પેશતનજી હોરમજજી કામા ગોલ્ડ મેડલ બાઇ મેહરબાઇ નાનાભાઇ ખરેગાતને; તથા સ્કાલરશીપોમાં એલીસ સ્કાલરશીપ ધનજીભાઇ જમશેદજી વાડીઆને, આરનોલ્ડ સ્કાલરશીપ પેશતનજી કાવશજી કોટવાલને, મેહરવાનજી ફરામજી પાંડે સ્કાલરશીપ બેજનજી ખરશેદજી બાનાને, જમશેદજી નશરવાનજી પીટીટ જંદ સ્કાલરશીપ બેહમનજી નશરવાનજી ધાભરને, મેડીકલ વીમેન ફોર ઇંડીઆ ફંડની સ્કાલરશીપ મેહરબાઇ નાનાભાઇ ખરેગાતને, પેશતનજી હોરમજજી કામા સ્કાલરશીપ ગુલબાઇ માણેકશાહ ડાકટરને, મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ મનચેરશાહ રૂસતમજી વકીલને, વરડસવરથ સ્કાલરશીપ એંડ પ્રાઇઝ જાંહગીર કુવરજી કોયાજીને, આઇમાએ ખરશેદજી રૂસતમજી કામા સ્કાલરશીપ માણેકજી રતનજી દાવરને, પીરોજશાહ મેહરવાનજી જીજીભાઇ અવસ્તા એંડ પેહલવી સ્કાલરશીપ કેખશરૂ બરજોરજી દાદીબરજોરને, ફરામજી શેરાબજી ભાવનગરી સ્કાલરશીપ મેહરવાનજી માણેકજી ગદેવીઆને; તથા પ્રાઇઝોમાં જેમસ ટેલર પ્રાઇઝ જાંહગીર કુવરજી કોયાજીને, અને જમશેદજી દોરાબજી નાએગામવાલા પ્રાઇઝ બરજોરજી એદલજી વાછાને.

તા૦ ૨૧ મી ફેબરવારી.

આજ દીને અતરેનાં મેદાનમાં થયલાં સુંદર ગાડીઘોડાનાં પ્રદર્શણમાં મોદીખે કોચફેકટરીવાલા શેઠ પેશતનજી બેહરામજી પ્રેસને સ્થાનીક બનાવટની ઉત્તમ પ્રકારની ગાડીઓ તથા વીજલીક રોશની કરવાની ગોઠવણ સાથની ચાર પઇડાંની સુંદર "ડોગકાર્ટ" દેખાડવા માટે સોનાનો ચાંદ, તથા કોમપોઝીટ સી. સપ્રીંગસ અને ગાડીઓને બરનો સ્થાનીક બનાવટનો બીજો ઉત્તમ સરસામાન દેખાડવા માટે રૂપાનો ચાંદ અને સરટીફીકેટ; શેઠ દાદાભાઇ બેહમનજી પાલખીવાલાને ચાર પઇડાંની સરસ આશીસ શીઆંમો દેખાડવા માટે સોનાનો ચાંદ તથા ગાડીઓને બરનો સારા પ્રકારનો સરસામાન અને "ચારલટન પેટન્ટ કોઇલ વાયરડ તાયર" દેખાડવા માટે સરટીફીકેટ; શેઠ કેખશરૂ એદલજી તલાટીને ઉત્તમ બનાવટનાં દેશી ચામડાં દેખાડવા માટે સોનાનો ચાંદ તથા મોરોકો, શેમોય, અને બીજી તરેહવાર જાતનાં દેશી બનાવટનાં ચામડાંના નમુનાઓ દેખાડવા માટે સરટીફીકેટ; શેઠ રૂસતમજી શેરાબજી પાંઉવાલાને ૧૪ હાથની ઉપરના "મીસ સ્વીટ વીલ્યમ" નામની સરસ ઘોડી તથા મીસ હીરાંબાઇ ફરદુનજી સીરવાઇને સરસ સ્પેનીયલ કુતરા માટે ઇનામો મલ્યાં હતાં.[1]

તા૦ ૨૩ મી ફેબરવારી.

મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શમસુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાની જગોપર શેઠ દાદાભાઇ મેહરવાનજી જીજીભાઇને નેમ્યા હતા.

ખાનબાહદુર મનચેરજી રૂસતમજી ધોલુ, સી. આઇ. ઇ. અને શેઠ હોરમજજી કાવશજી દીનશાહને એડનનાં બારાંના ટ્રસ્ટીઓ તરીકે પાછા નેમ્યા હતા.[2]

તા૦ ૨૪ મી ફેબરવારી.

રોજ ૧૩ માહ ૬ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—મેહરવાનજી રૂસતમજી દલાલ[3]—ઉમર વર્ષ ૫૬). એવણ અત્રેના એક આગેવાન દેશી દલાલ હતા. આશરે ૩૨ વરસની વાત ઉપર તેવણ પોતાના જુના અતલગના મીત્ર મરહુમ મી૦ બેહેરામજી રૂસતમજી બમનબેહેરામના સાથ દલાલીનો ધંધો કરવા માટે ભાગયા તરીકે "મેસરસ મેરવાનજી અને બેહેરામજી" ને નામે જોડાઇને, એ ધંધો થોડા વખતમાં મચાવી શકયા હતા, જે ફતેહની કુંચી, જાતી બાહોશી, નાણાં સંબંધી બાબદોનો ઉંડો અભયાસ, એ બાબદોનો અભયાસ કરવાની જાતી ઉલટ તથા ધંધાની પ્રમાણીક નીષ્ટામાં સમાયલી ગણાય. હુંડીપત્રી તથા સરકારી કાગજીયાંઓ વગેરેની

૧ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૯૯.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૯૯.

૩ શેઠો દાદીબા, પીરોજશાહ, બહમનશાહ, જાંહગીર, ફરામરોજ, તથા રૂસતમજી મેહરવાનજી દલાલના બાવા.

રૂપની અછી સમજ તેવણમાં હોવાથી, ઉપલાં ખોહોળાં વાંચન તથા મુંબઇના આગેવાન બેંકરો વથા નાણાંની ઉથલપાથલ કરનારાઓના વીશવાસવાળા સંબંધમાં દરરોજ તેવણ આવતા હોવાથી, "મેરવાનજી અને બેહેરામજી" ની પેહેડીને તેવણ પોતાના મરહુમ ભાગયા મી૦ બેહેરામજી સાથ મુંબઇના દેશી દલાલોનાં મંડળમાં આગેવાન જગા અપાવી શકયા હતા. મુંબઇની સઘળી એક્ષચેંજ બેંકો તેમજ મુંબઇ બેંકના સુકાનીઓનો મરનાર સંપુરણ વીશવાસ ખેંચી શકયા હતા, એટલાં સુધી કે અત્રેની ઘણીક યુરોપીયન વેપારી પેહેડીઓ પોતાનાં નાણાં સંબંધી દુભાશયા તરીકે, દેશી નાણાંવટીઓ પાસેથી નાણાંની સગવડ વેપારવણજની જરૂરીઆત માટે મેલવવા થકી, મેસરસ મેરવાનજી અને બેહેરામજી ઉપર વધુ નીરાંત રહેતી. યુરોપીયન બેંકરો, વેપારીઓ, વગેરેના મેલવેલા એવા વીશવાસને જાળવી રાખવા માટે મરહુમ મી૦ મેરવાનજી કેવા ઇંતેજાર રહેતા, પોતાની અનુભવી સમજ મુજબનીજ સલાહ આપવાને કેવા તત્પર રહેતાં, તે નાણાં બજારની જાણીતી બીના હતી., નાણાં બજારમાં મેળવેલા એવા પહેલી પંકતીના વીશવાસને.લીધે મરહુમ મી૦ મેરવાનજીએ પોતાની ઘરાકી બોહોળી વધારી દીધી હતી.

શેઠ મેરવાનજીને મુંબઇ સરકારે ઈ૦ સ૦ ૧૮૮૭ માં એક સુલેહના અમલદાર બનાવી માન આપયું હતું, અને મેહેનતુ જીંદગી ગુજારવા પછી તેવણ ઈ૦ સ૦ ૧૮૯૩ માં પહેલીવાર ઇંગલંડ ગયા હતા, જે અગાઉ ડરબીવાળી વેલાતી ઘોડદોડની ઇંગલાંડમાં દોડાતી સરત ઉપર કલકતા "ટરફ" કલબ તરફથી કહાડવામાં આવતી "સવીપ" અથવા સોરટીનું પહેલું ઇનામ તેવણને લાગું હતું. જે ઇનામથી તેવણને રૂ.૧૭૯૨૭૦ ની રોકડ રકમ મળી હતી. ઇંગલંડથી પાછા ફરવા પછી તેવણે પોતાના ધંધામાં પાછું જીપલાવ્યું. પણ તે બાદ મુદત વીતાં પોતાની સુખી ચહડતી ગયલી જીંદગીનો પહેલો ફટકો યાને ઘા પોતાના જાની મીત્ર ભાગયા તથા વેહેવાઇ મી૦ બેહેરામજી રૂસતમજી દલાલનાં તા૦ ૨૭ મી મે ૧૮૯૬ ને દીને નીપજેલાં મરણથી સોસયો હતો. બોહોળો વહીવટ તો ચાલુ રાખયો, પણ તેનો રસકસ તેવણ માટે જાણે ઉતરી ગયો હતો. તેવણ ગયાં વરસની તા૦ ૧ લી એપ્રેલને દીને ઇંગલંડ ગયા, જયાં થોડા વખતમાં તેવણને હાલના કનઝરવેટીવ હીંદી વજીર તરફથી માંગણી થઇ કે હીંદી ચલણની ગોઠવણમાં ફેરફાર કરી, હીંદી રૂપીઆને વધારે ચહડતી અને સથીર હાલતના બનાવવા સર હેનરી ફાઉલરનાં પ્રમુખપણાં હેઠળ જે "હીંદી ચલણ કમીટી" નેમાઇ હતી, તે કમીટી સનમુખ જબાની આપવી. હીંદી વજીરની એ માંગણી સવીકારી મરહુમ મી૦ મેહરવાનજી દલાલે, મુંબઇની બ્રોકરસ આસોશીએશનને નામે, ગઇ તા૦ ૧૬ મી નવેમબર ૧૮૯૮ ને દીને એ કમીટી સનમુખ જબાની આપી હતી, પણ એ કમીટીનું સેવટ આવે તે અગાઉ, મી૦ મેરવાનજી જેવા નીયમીત જીંદગી ગુજારનારા, દેખાતા મજબુત બાંધાના ચહસથની જીંદગીનું ત્રણ માસમાં સેવટ આવી જશે, એવી કોઇએ વકી રાખી ન હતી.

---

મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટની પુંજીમાંથી તેમનાં નામથી પારસીઓને માંદગી પછી હવા ફેરફાર કરવા જવા માટે ખંબાલા હીલ ઉપર ૩૬) પારસી કુટુંબોનો સમાવેશ ધરાવનારાં સેનીટેરીયમનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને મુંબઇના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. બુજર્ગ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની તરફથી શેઠ જીજીભાઇ ફરામજી પીટીટે એ સેનીટેરીયમ બંધાવવાને લગતી થોડીક વીગતો મોઢેથી કહી સંભળાવી નામદાર ગવરનરને પાયો નાખવાને અરજ કીધી હતી, જે મુજબ તે નામદારે સરેશતાની ક્રિઆ સાથે પાયો નાખવા બાદ એક સુભાખીત ભાષાણ કીધું હતું.[1]

---

તા૦ ૨૭ મી ફેબરવારી.

રોજ ૧૬ માહ ૬ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—કુવરજી દીનશાહ મસાંલાવાલા, મઉના—ઉમર વર્ષ ૫૩). એવણ મઉની અંજુમનના એક આગેવાન અકાબર હતા, અને ત્યાંજ ગુજર્યા. ૩૦ વર્ષ ઉપર કમીસરીયટખાતાંમાં એક કલાર્ક તરીકે નોકરી રહ્યા હતા, પણ પાછળથી ધંધામાં પડી કંટ્રાકટર તરીકે કામ બજાવવા માંડયું, અને પોતાની લાયકી અને સભ્યતાથી ત્યાં બધી કોમમાં લોકપ્રીય થઇ પડયા હતા.

---

મધરાજ મધે આએ સાલનાં ચીતારોનાં પ્રદર્શણમાં મુંબઇના એક જાણીતા પારસી ચીતારા શેઠ મનચેરજી ફકીરજી પીઠાંવાલાને ત્યાંના નામદાર ગવરનરવાલું રૂ.૧૦૦)નું ઇનામ સરસ ઓરીજીનલ પીકચર પાડવા માટે આપ્યું હતું.[2]

---

તા૦ ૧ લી મારચ.

રોજ ૧૮ માહ ૬ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—બેજનજી ફરદુનજી જાહાંનસીવાલા—ઉમર વર્ષ ૭૧), એવણે ૧૮૮૨ નાં સાલમાં પોતાની જીંદગીનો હેવાલ "બેજનની બેકસી" નામનાં પુસ્તકના આકારમાં

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૯૯.

૨ જામે જમશેદ, તા૦ ૩ જી મારચ ૧૮૯૯.

એજ મુજબ કલકતા મધે આએ સાલ ભરાયલાં હુનરઉદ્યોગનાં પ્રદર્શણમાં પણ એક બાનુ બાઇ શીરીનબાઇ મનચેરશાહ ઊનવાલાને એક સુંદર ફેશન ચીત્ર માટે પેહલા વર્ગની સરટીફીકેટ મલી હતી.

પ્રગટ કર્યો હતો, જેમાં ૧૮૫૭ ના બળવા વખતે બજાવેલી સેવાનું સારૂં વર્ણન કર્યું છે. એઓ જાહાંનસીમાં સારી મીલકતો ધરાવતા હતા, અને ચહડતીપડતીનો વખત જોઇ, સીકંદરાબાદમાં મરણ પામ્યા હતા.

---

આજ દીને મઉ મધે મરહુમ શેઠ કુવરજી દીનશાહ મસાલાવાલાનાં ઉઠમણાંમાં રૂ. ૨૧૩૮) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. મરનારે મઉની જરથોસ્તી અંજુમનનાં ફંડોમાં અનેકવાર બખશેશો કીધેલી હોવાથી તેમનું નામ જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાનો ઠેડાવ થયો હતો.[1]

---

અમદાવાદવાલા શેઠ ખરશેદજી નશરવાનજી વાડીઆએ The Quarterly Companion નામનું એક ત્રિમાસીક ચોપાનિયું ઇંગ્રેજીમાં પરવરતાવવા માંડયું હતું.

---

તા૦ ૨ જી મારચ.

નીચલા પારસી ગ્રહસ્થોને આ સાલ નામદાર સરકારે નવા સુલેહના અમલદારો નેમ્યા હતા:—ડાકટર બેજનજી દાદાભાઇ કાપડીઆ, શેઠો નવરોજજી શેરાબજી બંગાલી, રતનજી જમશેદજી તાતા.[2]

---

તા૦ ૪ થી મારચ.

નવસારી મધે પારસી ઓરતોને માટે એક સુવાવડખાનું સ્થાપવાનો ઠેડાવ કરવાને આજ દીને ત્યાંની ઓરશેદવાડીમાં એક સભા મલી હતી. સરનશીનની ખુરસી દેસાઇ ફરાંમજી કાવશજીને આપવા બાદ નવસારીની જરતોસ્તી ઓરતો માટે એક સુવાવડખાનું સ્થાપવાનો તથા તે માટે જરતોસ્તીઓમાં એક ઉઘરાણું કરી ફંડ ઉભું કરવાનો ઠેડાવ થયો હતો.[3]

---

તા૦ ૯ મી મારચ.

રોજ ૨૬ માહ ૬ (શેં૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ડાકટર નશરવાનજી ફરાંમજી બનસા—ઉમર વર્ષ ૩૮). એવણ ૧૮૮૩ માં ગ્રાંટ મેડીકલ કૉલેજમાંથી તબીબી ડીપલોમા મેળવી બાહર પડયા, અને એજ કૉલેજમાં “ મેયો ડેમનસ્ટ્રેટર ” નેમાયા. ૧૮૮૪ ના જુન મહીનામાં સર જમશેદજી હાસ્પીટલના ઑનરરી આસીસ્ટંટ સરજયન નેમાયા. બાદ ભાવનગર ગોંડલ રેલ્વેમાં તબીબી અમલદાર નેમાયા જે ઓધો મરણ સુધી ભોગવી, ભાવનગરમાંજ ગુજર્યા. ૧૮૯૩ માં એવણે “ દરેક ઘરધણીયાંણીનો ભોમીયો ” એવે નામનું એક પુસ્તક રચી પ્રગટ કર્યું હતું. ગણીત તથા ખગોળ જોતીશ જાણતા હતા, અને કબીસાની તકરારમાં શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા સાથે તકરાર કરતા હતા.[4]

---

મુંબઇની યુનીવરસીટીની વૈદક ફેકલટીએ પોતાના સીનડીક તરીકે ડાકટર તેહમુલજી ભીખાજી નરીમાંન, કાયદાની ફેકલટીના સીનડીક તરીકે હાનરેબલ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ; આરટસની ફેકલટીના સીનડીક તરીકે શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ; એલ. એલ. બી; અને એનજીનીઅરીંગની ફેકલટીના સીનડીક તરીકે ખાનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. ને આજ દીને ચુંટી કાઢયા હતા.[5]

એજ યુનીવરસીટીની “ બોરડ ઑફ એકાઉંટસ ” ના એક અધિકારી તરીકે સર જમશેદજી જીજીભાઇ બારોનેટને સેનેટે ચુંટી કાઢયા હતા.[6]

---

મુંબઇનાં મ્યુનીસીપલ કારપોરેશનની સ્ટેનડીંગ કમીટીના નવા સભાસદ તરીકે શેઠ ખરસેદજી નશરવાંનજી વાડીઆને આજ દીને ચુંટી કાઢયા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૪ થી મારચ ૧૮૯૯.

એજ મુજબ ઇંડોરની દરેમેહરમાં પણ એવણનું નામ દેવાનો ઠેડાવ થયો હતો. સબબ ત્યાંનાં ધર્મખાતાંઓમાં પણ એવણે ઘણી મદદ આપેલી હતી. એમના માસીસાને દીને એમના વારસોએ ઇંડોરની દરેમેહરનાં નીભાવ ફંડમાં રૂ. ૫૦૦) ની રકમ ભેટ આપી હતી.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨ જી મારચ ૧૮૯૯.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૨ મી મારચ ૧૮૯૯.

એ સુવાવડખાનાની કારોબાર મંડલીમાં સરનશીન તરીકે દેશાઇજી ફરામજી કાવશજી અને નાયબ સરનશીન તરીકે દેશાઇજી મનચેરજી બરજોરજીને, જોડયા સેક્રેટરી તરીકે ડાકટરો એદલજી રૂશતમજી દાદાચાનજી અને બેહરામજી દાદાભાઇ રાણાને, અને ખજાનચીઓ તરીકે ખાનશાહેબ કાવશજી હોરમજી દાદાચાનજી, શેઠો નવરોજજી ફરામજી તંબોલી અને મેરવાનજી પાલનજી દીગરીઆ હતા.

આ યોજના એ વખતે પાર પડી ન હતી. પણ ત્યારપછી ઇ. સ. ૧૯૧૫ ની શરૂઆતમાં કલકત્તાવાળા શેઠ મેહરવાનજી નાહનાભાઇ મેહતાએ નવસારીમાં એક સુવાવડખાનું સ્થાપ્યું છે.

૪ એમનાં મરણ પછી થોડે મહીને એમનાં વીધવા બાઇ શીરીનબાઇએ “ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ” ને રૂ. ૧૦૦૦) નાં ૫) ટકાનાં બૉન્ડ આપી, “ ડા૦ નશરવાંનજી ફરામજી બનસા પ્રાઇઝ ” નામે વારસીક રૂ. ૫૦) નું ઇનામ એમની ખાહેસ મુજબ મેટ્રીકની પરીક્ષામાં ગણીતની બાબદમાં પેહલે નંબરે પાસ થઇ કૉલેજનો અભ્યાસ ચાલુ રાખનાર વિદ્યાર્થીને આપવા ઠરાવ્યું હતું.

[મુંબઇ સમાચાર, તા૦ ૨૭ મી નવેમબર ૧૮૯૯.]

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૦ મી મારચ ૧૮૯૯.

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૫ મી મારચ ૧૮૯૯.

### તા૦ ૧૬ મી મારચ.

રોજ ૩ માહ ૮ (ફ૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—અસપંદીઆર નોશીરવાંન ખધરાબાદી—ઉમર વર્ષ ૧૧૬). એવણનો જનમ સને ૧૧૫૨ યઝદેજરદી એટલે ૧૭૮૩ ઇસવીનાં સાલમાં ઇરાનમાં યઝદ શેહેરનાં નસરાબાદ ગામમાં થયો હતો. એવણના જનમ પછી ત્રણ દીવસે એવણના પેદર નોશીરવાન હક થયા અને એવણનાં પાંચમે વરસે એવણનાં માદરબી હક પામયાં. તેઓ પોતા પાછળ એક છોકરો તે મરહુમ અસપંદીયાર તથા એક છોકરી જેવણ ૧૮૯૫ નાં સાલમાં ઇરાન શેહેરમાં ૧૧૪ વરસની વયે હક થયાછે તેઓને મુકી ગયાં હતાં.

મરહુમનાં માબાપ એવણ સારૂ જીંદગીનું કાંઇપણ સાધન રાખી ગયાં ન હતાં, તેથી એવણે પોતાનાં ગુજરાન અરથે કાંઇપણ હુનર શીખવાની ઉલટ રાખી તેજ ગામમાં એક દરજીને ત્યાં ઇરાનીઓનાં કપડાં સીવવાનું કામ શીખવાપર નજીવે પગારે નોકરીએ રહયા અને એ હુનરમાં કાબેલ થવાથી પોતે સવતંત્ર ધંધો કરીને થોડોક પઇસો જમા કરી ખધરાબાદમાં જમીન ખરીદી ખેતીવાડીનો ધંધો ચલાવવા માંડયો કે જે બે ધંધાથી સારો પૈસો એકઠો કર્યો. તયારપછી એવણની ૫૨) મે વરસે શાદી થઇ અને એ શાદીથી જે પહેલો પુત્ર અવતરયો તે ૩ માસ પછી હક પામયો. તયારપછી પાંચમે વરસે બીજો એક પુત્ર અવતરયો તેનું નામ હોરમઝદ કે જેવણ હમણા ૫૮ વરસની વયે પુના શેહેરમાં હૈયાત છે. તયારપછી બીજા ત્રણ પુત્રની વરધી થઇ જેઓનું નામ રશીદ, હોરમઝદ અને અરદેશીર છે. એ ત્રણમાંના રશીદ ૧૮૯૧ માં બહીના બુરા રોગને વશ થઈ હક પામયાછે.

સને ૧૮૫૯ ને સાલે ઇરાન દેશમાં મુસલમાન લોકના જુલમાતને લીધે અને જરથોસતી ધરમ જાળવવાને વાસતે એવણ પોતાના છોકરાઓ સાથે પોતાનો મુલક છોડી મુંબઇ આવયા કે જયાં શરૂઆતમાં મરહુમ શેઠ પેસતનજી ખરશેદજી કામાને ત્યાં દરજીનાં કામ ઉપર નોકરીએ રહયા. ત્રણ વરસ બાદ પોતાનાં ધણીયાંણી સાથે શ્રી ઇરાન ખાતે જતાં મારગમાં ધણીયાંણી હક થયાં. એક વરસ બાદ મુંબઇ આવી પોતાના છોકરાઓ સાથે પુના શેહેરમાં રહેવાસ કરયો કે જયાં છોકરાઓને ધંધે લગાડી પોતે પુનાની ડુંગરવાડી ઉપર બતી કરવાની નોકરીએ રહયા. ૧૬ વરસ સુધી નોકરી બજાવયા પછી પોતાના છોકરાઓના આગ્રહથી એ નોકરી છોડી દીધી કે જયાર પછી પોતાના છોકરાઓને આશરે રહી ખોદાની બંદગીમાં વખત ગુજારયો. એક દીને મરહુમનો પગ પથરની સીડીપરથી લપસી જવાથી તેવણ પડી ગયા અને તેવણની આંખનું નુર કમતી થયું, કે જે દીવસથી લથડતી હાલતમાં જીંદગી ગુજારી, તોબી આંખ સીવાય બધી ઇંદ્રીઓ સલામત હતી. ત્રણ વરસ અગાઉ મીઠી પીસાબનો મરજ લાગુ પડયાથી એ બુરા રોગને વશ થઇ તથા ૧૧૬ વરસની વરૂધ વય થવાથી હક થયાછે.

મરહુમની પાયદસતફીયામાં પુનાના શેહેરીઓના મોટા ભાગે મીજલસમાં હાજરી આપી મરહુમનાં રૂહને માન આપયું હતું. મરહુમનાં રવાનને અવલમંજલ પહોંચાડવાની ક્રીયામાં તેવણના છ નબીરાઓ તથા બીજા ઇરાની સાહેબો કે જેઓએ આગળ બાંધ મારી ન હતી તેઓએ બાંધ મારી હતી. જે ઇરાની સાહેબોમાં શેઠ હોરમઝ શેહેરીઆર, ખોદાદાદ રૂસતમ, સોરાબ મેરવાન, શેહરીઆર અરદેશીર વગેરે હતા. એ સીવાય બીજા ઘણાક ઇરાની ગ્રહસથો બાંધ મારવાની ખાએસ રાખતા હતા, પણ તેમ નહી થવા દેતાં ૧૬)જ જણાઓને દાખલ કરયા હતા.

મરહુમની ખાએસ મુજબ તેવણનાં ચહારમને દીને આખાં ગામનું ખાણું કરવામાં આવયું હતું. મરહુમે ચાર પેઢીનું સુખ જોયું હતું.[1]

---

શેઠ જાંહગીર હોરમજજી કોથારી અને રૂસતમજી હોરમજજી જમશેદજીને કરાંચીનાં બારાંના પોરટ ટ્રસ્ટીઓ તરીકે ત્યાંની ચેમબર ઑફ કામરસ તથા મ્યુનીસીપાલીટીએ ચુંટી કાઢયા હતા.[2]

---

### તા૦ ૧૭ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી બેહરામજી કોલાબેવાલા[3]—ઉમર વર્ષ ૪૨). એવણ ઇંગ્લાંડ જઇ બારીસ્ટર થઇ આવ્યા હતા. પણ પછી કમનસીબે અપંગ થઇ જવાથી એકાંત જીંદગી ગુજારી હતી.

---

### તા૦ ૨૦ મી મારચ.

મુંબઇમાં ફેલાયલી મરકીનું કારણ શોધી કાહાડવા તથા તે સંબંધી તપાસ કરવાને ઇંગલંડની સરકારે જે કમીશન નેમયું હતું, તેના પ્રમુખ પ્રોફેસર ટી. આર. ફ્રેઝર, એમ. ડી. નાં માનમાં ડાકટર તેમુલજી ભીખાજી નરીમાન તરફથી એક મેળાવડો આજે સાંજના કોટમાં સર કાવસજી જાંહાંગીર યુનીવરસીટી હૉલમાં કરવામાં આવયો હતો.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી મારચ ૧૮૯૯.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી મારચ ૧૮૯૯.

૩ શેઠ દારાશા રૂસતમજી કોલાબેવાલા એલ. સી. ઇ. ના બાવા.

૪ મુંબઇ સમાચાર, તા૦ ૨૧ મી મારચ ૧૮૯૯.

તા૦ ૨૨ મી મારચ.

રોજ ૯ માહ ૭ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—શાપુરજી જીવણજી પેશતનજી[1]—ઉમર વર્ષ ૫૫). એવણ પ્રથમ ઓરંગાબાદ ડીસ્ત્રીક્ટમાં અવલ તાલુકદાર હતા, જે ઓહદો ઘણી લાંબી મુદત સુધી ફતેહમંદીથી ચલાવ્યો હતો. મરહુમ નવાબ આસમાનજાંહની વજીરાતના જમાનામાં એ તાલુકાની પોલીસ તથા લશ્કરી સીપાહો વચે લડાઇ થઇ તેની બંદોબસ્તી માટે તે વખતના ડીસ્ત્રીક્ટ પોલીસ કમીશનર અને એવણ વચે વાંધો ઉઠયો. જેનાં પરીણામમાં એવણને પેનશન ઉપર નોકરી છોડવી પડી. એવણ સીકંદરાબાદ મધેજ ગુજર્યાં હતા.

---

તા૦ ૨૩ મી મારચ.

રોજ ૧૦ માહ ૭ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના[2]—ઉમર વર્ષ ૬૨). એવણનો જનમ ભરૂચ મધે થયો હતો, જ્યાં મધ્યમ કેળવણી લઇ મુંબઇ આવ્યા અને વડોદરા રેલવેનાં ઇજનેરી ખાતાંમાં નોકરી રહ્યા હતા. બાદ ૧૮૭૦ થી કંટ્રાક્ટ અને મીલોની મુકાદમી વગેરે કામોમાં પડયા હતા. એઓને હસ્તક સર દીનશાહજી તથા મરહુમ શેઠ નશરવાંનજી પીટીટની મીલોની મુકાદમી હતી, જે પોતાનાં મરણ સુધી ચલાવી, સારી પુંજી મેળવી હતી. "જમશેદી નોરોઝ" અને "કબીસા" ને લગતી ચરચામાં ઘણો ભાગ લેતા હતા, અને સાહીત્યની ખીલવણી અને દેશી ગ્રંથકારોને ઉત્તેજન આપવા માટે જાણીતા હતા. એવણ પણ આપણી વરસની ગણતરી ખોટી છે એમ માનતા હતા. પણ હમણા સુધી થયલી એ ભુલ સુધારવા માટે શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીના વિચારો મુજબ રોજ માહ ફેરવવાને એવણ તૈયાર ન હતા. શેઠ કામાજી પારસી નવું વર્ષ તા૦ ૨૧ મી મારચે, પણ તે દહાડે દેહ મહીનો ને હોરમજદ રોજ ગણી શરૂ કરવા માંગતા હતા, જે વિચારની એવણ સખત વિરૂદ્ધ થઇ ફરવરદીન મહીનો ને હોરમજદ રોજને પેહલો દીવસ ગણવાની હઠ લેતા હતા.

ઇ૦ સ૦ ૧૮૭૦ માં એવણે "કાંદાવાળા મોહલ્લા લાઇબ્રેરી" ની સ્થાપનામાં આગેવાની લઇ, સેવટ સુધી તેના એક ટ્રસ્ટી હતા. ૧૮૭૬ માં ઇંગ્રેજી તથા ગુજરાતી વાકયાવળીની ચોપડી પ્રગટ કરી હતી. ૧૮૭૭ થી ઇરાન દેશના ગરીબ જ૦ઓની હાલત સુધારનારી મંડલીના સેક્રેટરી નેમાયા, અને તેઓપરનો જજીયાનો કર કાહડી નખાવવા માટે ઘણી મેહનત લીધી, જેની કદરમાં એ મંડલીએ ૧૮૮૪ માં એવણને એક રૂપાંનાં અફરગાનીયાંનો સેટ, અને ૧૮૯૧ માં જયારે એવણે ઓહદો છોડયો ત્યારે રૂ૧૦૦૦) ની પરસ અને રૂ૨૫૦) નો એક 'ટી સેટ' ભેટ આપ્યો હતો, જે રૂપીયા એજ મંડલીમાં ખાતું પડાવી એવણે પાછા ભેટ આપ્યા હતા. ૧૮૭૮ માં ભરૂચવાળા કામદીન દસ્તુરની વંશાવળીનું પુસ્તક રચી પ્રગટ કર્યું હતું. અને ૧૮૭૯ માં ઇરાનના અસલી પારસી પાદશાહોની તવારીખના ટુક સારનું એક મોટું "બોરડ" એવણે છપાવી પ્રસીદ્ધ કર્યું હતું. અને ૧૮૮૨ માં પારસીઓનું નવું તથા કબીસનું વર્ષ, રપીથવન, ઘંબારનાં જશનો વગેરે બાબદોપર એવણે બે ચોપાનીઆં છપાવ્યાં હતાં. ૧૮૮૩ થી નવસારીની પેહલા દસ્તુર મેહરજીરાણા લાઇબ્રેરીના એવણ સેક્રેટરી હતા, અને ૧૮૯૧ માં તે ઓહદો છોડી એ ખાતાંના સેવટ સુધી ટ્રસ્ટી અને ખજાનચી હતા. જુદાં જુદાં કેળવણીખાતાંઓનું અવારનવાર પૈસાની બક્ષેસ કરતા હતા. જ. ન. પીટીટ પારસી આરફનેજની સ્થાપનાથી ત્રણ વર્ષ સુધી તેના સેક્રેટરી હતા, અને તે ખાતાંને રૂ. ૩૦૦૦) ની બક્ષેશ કરી હતી. ૧૮૯૦ માં એવણે મુલ્લાંફીરોજ મદરેસાની કારોબાર મંડલી હસ્તક અવસ્તાનાં વિશેશ નામોની ફરહંગ બાબે રૂ.૫૦૦) નાં ઇનામનો રેસાલો લખાવી મંગાવ્યો હતો. ૧૮૯૨ માં એજ મીસાલ અવસ્તાનાં તમામ પુસ્તકમાં આવેલા તમામ બોલોની ફરહંગ બનાવવાને રૂ.૧૨૦૦) નું ઇનામ એજ મદરેસાની કારોબાર મંડલી હસ્તક આપ્યું હતું. ૧૮૯૩ માં જરથોસ્તી કોમની સંપુરણ પુરાતમ તવારીખનો રેસાલો રૂ.૭૦૦) નું ઇનામ આપી લખાવ્યો હતો, અને એજ સાલમાં અસલ અવસ્તાપરથી પાક ગાથાવાણીનો ગુજરાતીમાં તરજુમો કરવા માટે રૂ.૫૦૦) નું ઇનામ આપ્યું હતું, જે બધા રેસાલાઓ તેના ઇનામ મેલવનારાઓએ છપાવી પ્રગટ કર્યા છે. ૧૮૯૫ માં એવણે "તા૦ ૨૧ મી મારચ યા હાલના દેહ માસની ૧૯ મી જુન જરથોસ્તી વર્ષનો પેહલો દીવસ નથી તથા ઘંબારો રૂતુઓનાં જશનો નથી" એ બાબદ ઉપર શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી સાથે તકરારનાં સાત જુદાં જુદાં ચોપાનીઆં છપાવી પ્રગટ કર્યાં હતાં. ૧૮૯૭ માં "શીખાઉ શખસોને વાસ્તે રૂની સમજ" ની એક ચોપડી રચી પ્રગટ કરી હતી. જ્ઞાન પ્રસારક મંડળી મારફતે ગુજરાતી સાહીત્યને લગતી એનસાઇકલોપીડયાનો એક ગ્રંથ રચાવાની એવણની ખાહેશ હતી, અને તેનો

---

[1] તારાપોરવાલા વીકાજી મહેરજીના ભાઇ શેઠ પેસ્તનજીના દીકરાના દીકરા.

[2] શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીનના બાવા.

એવણની યાદગારી રાખવા એમના દોસ્તઆશનાઓએ એક ફંડ ઊભું કીધું હતું, જેમાં રૂ. ૬૨૨૪) ભરાયા હતા. તે બાબે નાણાં ભરનારાઓની તા૦ ૧૬ મી જુલાઇ ૧૯૦૦ ને દીને મલેલી સભામાં ઠેડવ્યું કે તેમાંથી રૂ. ૫૦૦૦) ની રકમ મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં એવણને નામનું ખાતું પડાવી આપવી, અને બાકીની જ. ન. પીટીટ ઓરફનેજમાં આપવી.

પેહલો ભાગ રૂ.૪૦૦) નું ઇનામ આપી એવણે લખાવ્યો હતો. છેલ્લું એવણે જમશેદી નોરોઝ વિષેનાં પોતાનાં આગલાં લખાણોના સંગ્રહનું ૧૩૬ પાનાનું એક પુસ્તક છપાવી પ્રગટ કર્યું હતું. એ રીતે સાહીત્યની ખીલવણી અને 'જમશેદી નોરોઝ'ના ખરા દીવસની ચરચામાં એવણ જાણીતા થયા હતા.

---

તા૦ ૨૫ મી મારચ.

મુંબઇના ફ્રીમેશનોનાં નવાં બંધાયલાં મોટાં મકાનને ખોલ્લું મુકવાની ક્રિયા આજ દીને નામદાર ગવરનરે મેસોંનીક ક્રિયાઓથી કીધી હતી. એ મકાનની તવારીખ જણાવતાં મરહુમ બિરાદર નવરોજજી નાનાભાઇ ફરામજીએ પોતાના બપાવા મરહુમ ફરામજી કાવસજી બનાજીની યાદગારીમાં આપેલી જમીન જે પારસી ફ્રીમેસનોની પેહલપેહલી અને સર્વથી જુની લૉડજ "રાઇજીંગ સ્ટાર" ના સ્વાધીનમાં હતી, તે લાડજે તે જમીન વેચીને મેળવેલી રકમ આ મકાન ખાતે ભેટ આપવાથી તેને ખાસા રૂ૧૫ હજારની મદદ થઇ પડી, તેમાંથી બાંધેલાં નવાં મકાનનાં મોટાં દિવાનખાનાને મરહુમ શેઠ ફરામજી કાવસજીનું નામ આપ્યુંછે. એજ પ્રમાણે હાલ કમિટીના રિપોર્ટમાં એ મકાન પાછલ પિટિટ ખાનદાનની અને બીજાઓની સખાવત માન સાથ સ્વિકારીછે, અને અગત્ય કરીને હાલ કમિટીના સેક્રેટરી પુજ્યબંધુ દારાશાહ રતનજી ચીચગરે એ મકાનને માટે નાણું ભરાવવામાં લીધેલી અથાગ ઝેહમતની જાબજા તારીફ કીધી હતી.

એ બાદ નામદાર ગવરનરે એક સુભાખીત ભાષણ કીધું હતું, જેમાં ખા. બા. દારાશાહ રતનજી ચીજગરે લીધેલી તકલીફને માટે ઘણી તારીફ કીધી હતી.

જશનની આ સઘળી ક્રિયા થઇ રેહવા પછી પુજ્ય બંધુ શિલ્ડસની ફરમાશ ઉપરથી નામદાર ગવરનરે એક બીજી ક્રીયા એ કીધી કે સઘળા મેસન બિરાદરોએ બિરાદર દારાશાહ ચીચગર તરફનાં પોતાનાં માન અને મમતાની ઇધાણી દેખાડવા માટે ત્યાંને ત્યાંજ રૂપીયો રૂપીયો ભરીને એક ઉઘરાણું કીધું હતું, તેમાંથી એક રૂપાંનો "વાઝ" એ બિરાદરને ભેટ આપવાની આ ક્રિયા હતી, કે જે ભેટ આપવાને આ વખત અને જગ્યા અનુકુલ હતી. નામદાર ગવરનરે પોતાની તરફની શાબાશીના સખુનો સાથે આ "વાઝ" ભેટ આપ્યા પછી બિરાદર દારાશાહ ચીચગરે જવાબમાં ઉપકાર માનતાં એક છટાદાર ભાષણ કીધું, જેમાં તેવણે કહ્યું કે આ ભેટની તેવણને ગઇ કાલેજ અચખુચ ખબર થઇ હતી. આ ભેટ તેવણે માન સાથ કબુલ તો રાખી, પણ પોતાની તરફથી નવાં મકાનમાં વાપરવા માટે તે ભેટ દાખલ પાછી આપી.[1]

---

તા૦ ૨૭ મી મારચ.

ઇંગલાંડનાં હામ્પટન પ્રગણાંની ડીસ્ટ્રીક્ટ કૌનસીલના છાપો ભરનારાઓ તરફના એક મેમબર તરીકે શેઠ નવરોજજી દાદાભાઇ આલબ્લેસને ૩૨૧ મતે સઉથી મથાલે પેહલે નંબરે ચુંટી કાઢયા હતા.[2]

---

તા૦ ૧ લી આપરેલ.

આ સાલમાં જુદે જુદે ઠેકાણેની મ્યુનીસીપલ બોરડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતા:—

પુણા—સરકારી—ડા૦ જાંગીર પેશતનજી વાડીઆ; સીટી મ્યુનીસી૦ ખા૦ બા૦ દોરાબજી પદમજી; કેનટોનમેંટ કમીટી—હીરજીભાઇ ધનજીશાહ. શોલાપુર—ચુંટી કાઢેલા—શાવકશાહ કાવશજી દાવર. કુવેટા—સરકારી—ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ, અરદેશર ડોશાભાઇ મારકર. હાંસોટ—સરકારી—ખા૦ બા૦ શોરાબશાહ હોરમજજી, બેહરામજી ડોશાભાઇ બસલા. આમોદ—સરકારી—ડોશાભાઇ મેરવાંનજી, ચીફ કાનસ્ટેબલ. કપડવંજ—સરકારી—ડાકટર શોરાબજી દોરાબજી દસ્તુર કામદીન. સતારા—ચુંટી કાઢેલા—ખરશેદજી દાદાભાઇ સતારેવાલા, નશરવાંનજી ડોશાભાઇ, માણેકજી બહમનજી, બેહરાંમજી કાવશજી. હાંસોટ—સરકારી—ડોશાભાઇ મેરવાંનજી, ચીફ કાનસ્ટેબલ. સેતારા (સુબરબન)—ચુંટી કાઢેલા—ડોશાભાઇ માણેકજી. કુરલા—સરકારી—શોરાબજી પેશતનજી રાણા.

**તાલુકા લોકલ બોરડ.**

થાણા—કાવશજી બેહરાંમજી દીવેચા. પ્રાંતીજ—એદલજી બેહરાંમશાહ હોડીવાલા.

---

તા૦ ૫ મી આપરેલ.

ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરકને મુંબઇની મ્યુનીસીપાલ સ્ટેનડીંગ કમીટીના આએ શાલના પ્રમુખ નેમ્યા હતા.[3]

---

સહવારનાં મકાનને અરઘવાની ક્રિયા દેશી રીત પ્રમાણે થઇ હતી. એ મકાન શેઠ નશરવાંનજી દીનશાહ મીસ્રીએ બાંધ્યું હતું.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૩ મી આપરેલ ૧૮૯૯.

એ ચુંટણી હરીફાઇની હતી, અને તેમાં ઊતરવા માટે શેઠ નવરોજજીએ હામ્પટન પ્રગણાના છાપો ભરનારાઓપર જે સરકયુલર મોકલ્યો હતો તેમાં લખ્યું હતું કે હું આ તરફ આજ દસ વર્ષનો રેહવાસી છું અને છેલ્લાં ચાર વર્ષ તો આ "પારિશ" (લત્તા) ઊપરજ રહેલોછું. માટે જો ઇલેકટરો મને ચુંટી કાહડે તો પારિશ કાઊન્સીલમાં શેહરી છાપોને ઘટતી હદમાં રાખી છાપો ભરનારાઓના પુરતા લાભ જાળવવાની તેમાં કબુલાત આપી હતી.

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૭ મી મારચ ૧૮૯૯.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૬ ઠો આપરેલ ૧૮૯૯.

### તા૦ ૯ મી આપરેલ.

રોજ ૨૭ માહ ૭ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

એલાવ મધે અંજુમનનાં ઉઘરાતથી તથા સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની આગેવાની હેઠલ બંધાવલાં દોખ્મમાંને પરઠવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ દીનશાહજી જીવણજી પટેલે એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે "આ દોખ્મમાંની જરૂર દેખાવાથી અમારાં બેહેસ્તનશીન માએ મોટીબાઇ જીવણજી પટેલનાં ઉઠમણાની ક્રીયામાં અમોએ ફંડ ઉભું કરયું હતું અને તયારપછી મુંબઇના જાણીતા ખાનબહાદુર બેહમનજી બેહરામજી પટેલ અને શેઠ નાનાભાઇ ધનજીભાઇ બનાજીનું અત્રે આવવું થયું. તેઓ સાહેબની સલાહથી આપણા નેક બુઝરગ માનવંતા સખીવજુદ સર દીનશાહજી પીટીટને અરજ કરવામાં આવી જેઓએ તેમજ સખીવજુદ બાઇ દીનબાઇ પીટીટ અને બાઇસાહેબ મોટલાંબાઇ વહાડયાએ પોતાનાં હાતમ દીલથી મોટી રકમ ભરી આપવાથી આ કામ સરંજામ પાર પડયુંછે."

એ પછી એ દોખ્મમાંનાં કામની આગેવાની કરનાર એલાવના પંથકી એ૦ નશરવાનજી ફરામજીને તથા શેઠ દીનશાહજી જીવણજી પટેલને તથા મુંબઇની ગોદાવરા માબેદોની દરેમેહરના આગલા પંથકી એ૦ દીનશાહ બરજોરજી ભાહેનાને એકકી શેઆલ હોરાડવામાં આવી હતી. જે પછી નેઆતનું જમન જમી સર્વે લોક વદાય થયું હતું. એ દોખ્મું નવસારીવાલા કંત્રાકટર શેઠ રતનજી બરજોરજી શહીઆરે બાંધ્યું હતું.[1]

### તા૦ ૧૧ મી આપરેલ.

મુંબઇ મધે ગ્રાંટરોડ ચીકલવાડી આગલ ગરીબ દેશીઓનાં બાળકોને માટે ૧૮૮૯ માં પ્રોફેસર વેલીનકર, મી૦ રૂસ્તમ બરજોરજી પેમાસ્તર અને બીજાઓએ સ્થાપેલી નિશાલને સારૂં એક મકાન બાંધવાને શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાલાએ રૂ.૫૦૦૦) આપ્યા હતા અને તેને શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસર (ગ્રાંડ ઓલડમેન ઑફ ઇંડીઆ) નાં નામ ઉપરથી "દાદાભાઇ નવરોજજી બીલડીંગસ" કરી નામ આપવામાં આવનાર હતું તે મકાનનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં હાનરેબલ ડાકટર ભાલચંદર ક્રીષ્ણાનાં પ્રમુખપણાં હેઠલ કરવામાં આવી હતી.[2]

### તા૦ ૧૩ મી આપરેલ.

મરકીને લગતું કામકાજ બજાવનારા મુંબઇ ઇલાકા માંહેલાં જુદાં જુદાં મથકો ખાતેના નીચલા ગ્રહસ્થોને તેઓએ બજાવેલી સેવા માટે તેઓની ઘટતી સ્તુતી કરનારી "સરટીફીકેટો ઑફ મેરીટ" નામદાર સરકાર તરફથી એનાયત કરવામાં આવીછે :—

શેઠો રૂસતમજી પેશતનજી રબાડી, બી. એચ. જે. રૂસતમજી, બેહરામજી પેશતનજી ભરડા, બરજોરજી નશરવાંનજી વકીલ, આદરજી જીપણજી માજી ડેપ્યુટી, ખાનબાહદુર કુવરજી કાવશજી શખાવાલા, ખાનબાહદુર ડાકટર ડોશાભાઇ પેશતનજી, બેજનજી માણેકજી જંબુસરીઆ, બી. એ., એલ. એલ. બી., ખુસરોભાઇ નશરવાંનજી બેહેરમંદખાંન, પાલણજી એદલજી તારાપોરવાલા, માણેકજી નાનાભાઇ, એદલજી રૂસતમજી નગરવાલા, હોરમજજી ધનજીભાઇ પટેલ, પેશતનજી લીમજીભાઇ, ડાકટર એસ. એચ. મોદી, આદરજી કાવશજી નગરવાલા, આદરજી મનચેરજી દલાલ, શાવકશાહ કાવશજી દાવર.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી આપરેલ ૧૮૯૯.

દોખમાંની સામે નાંદોડવાલા શેઠ હોરમજજી રતનજી પટેલે શગડી તથા કુવો રૂ. ૩૦૦૦) ને ખરચે બંધાવ્યાં હતાં.

એ દોખમાં ઊપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"દાદાર અહુરમજદની મદદથી આ દોખમું ઇલાવનાં
"અને બીજા જરથોસ્તીઓના વપરાશને માટે જરથોસ્તી
"અનજુમનનાં ઊગરાટથી નામદાર સર દીનશાજી માણેકજી
"પીટીટ બારોનેટ સાહેબની આગેવાનીથી બંધાવ્યુ છે,
"અને રોજ ૧૯ મો ફરવરદીન માહ ૪ થો તીર શેનશાહી
"શને ૧૨૬૮ યઝદેજરદી તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૯
"ઇસ્વી ને વાર રવેઊને દીને જરથોસ્તી દીન મુજબ ઇજાવી
"ખોલલું મેલ્યુંછે."

શગડી ઊપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદથી આએ સગડી
"શેઠ રતનજી બમનજી નાંદોદવાળા ઊરફે છીતલા રોજ ૧૧
"ખોરશેદ માહ ૬ થો સહરેવર સને ૧૨૫૪ યઝદેજરદીને
"દીને બેહસ્તનશીન થયા તેઓનાં પુનને માટે તેવણનાં
"વીધવા બાઇ મીઠીબાઇએ તેવનનાં ઊઠમણાની ક્રીયા
"વખતે રૂ. ૩૦૦૦) ની તનદરસ્તી બનાવેલી તે રૂપીઆમો
"આએ સગડી બંધાવી ઇલાવની જરથોસ્તી અનજુમનને
"વાપરવા આપીછે. રોજ ૧૧ મો માહ ૬ થો શને
"૧૨૬૬ ય૦ ઝ૦ તા૦ ૨૨ મી ફેબરવારી શને ૧૮૯૭
"ઇસ્વી. આ૦ રતનજી બરજોરજી સહીઆર રેહવાસી નૌશારી-
"નાંએ આએ સગડી કંટ્રાકથી બાંધીછે. મીસ્ત્રી ત્રીભોવન
"મુલજી."

જોકે અસલ ઠરાવ તખ્તીમાં જણાવ્યા મુજબની તારીખે દોખમાને પરઠવાની ક્રિઆ કરવાનો હતો, પણ તે દીવસ ફેરવી પાછલથી ઊપલી તા૦ ૯ મી એપરીલ ૧૮૯૯ ને દીને એ ક્રિઆ થઇ હતી. અને સગડી તખ્તીમાં જણાવેલી તારીખને દીનેજ ઇજાઇ હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૨ મી આપરેલ ૧૮૯૯.

૩ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૩ મી આપરેલ૧૮૯૯.

તા૦ ૧૭ મી આપરેલ.

રોજ ૫ માહ ૮ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—દેસાઇ મનચેરજી એદલજી—ઉમર વર્ષ ૮૪). એવણને એપરેલ ૧૮૮૪ માં નવસારીના વડા દેસાઇ મનચેરજી હોરમજજીનાં મરણથી દેસાઇ ખાનદાનના કાનુન મુજબ ઉમરે વરધ હોવાથી વડા દેસાઇ ઠરાવ્યા હતા, જે અધીકાર બરાબર ૧૫) વર્ષ સુધી ભોગવ્યો હતો. વડોદરામાં એવણ મોટો વગ ધરાવતા હતા અને મહલારરાવ ગાયકવાડે એવણને "છત્રી-મસાળ" નું માન આપ્યું હતું, જે માત્ર ત્રણ માસ એઓએ ભોગવ્યું, કેમકે માહરાજા પદભ્રશટ થયો હતો. એઓ ઘણા ભણનારગણનાર હતા, અને ફારસી, મરાઠી વગેરે ભાષાઓનું સારૂં ગ્નાન ધરાવતા હતા.

---

તા૦ ૧૯ મી આપરેલ.

નવસારી મધે આજ દીને મરહુમ દેસાઇ મનચેરજી એદલજીનાં ઉઠમણાંની ક્રિયામાં તેમનું નામ જરથોશ્તી મજહબને લગતી સર્વે જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોની સાથે લેવાનો ઠેડાવ થયો હતો, તથા મરનારની જગોએ નવસારીના એક અકાબર તરીકે દેસાઇ ફરામજી કાવશજીને નેમી એક શેઆલ હોરાડી હતી.[1]

---

શેઠો અરદેશર મેહરવાંનજી માદન, બી. એ; એલ. એલ. બી; જીવણજી હોરમજજી આહેવાલા, એમ. એ; એલ. એલ. બી., માણેકશાહ નશરવાંનજી પોંહચખાનાંવાલા, બી. એ; એલ. એલ. બી., અને દીનશાહ દોરાબજી રેમર, બી. એ; એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

---

તા૦ ૨૦ મી આપરેલ.

રોજ ૮ માહ ૮ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

મુંબઇ ધોબીતળાવની મરહુમ શેઠ રૂસતમજી ખડાંવાળાની દરેહમેહેર બીસમાર હાલતમાં આવી પડી હતી, તે ધોબીતળાવના જરથોસતી રહીશોની અરજ ઉપરથી શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆએ પોતાની ગીરોથી નવેસરથી બંધાવી આપી, તેની પાડોશમાંજ આવેલી પોતાનાં મરહુમ બપાઇ બાઇ આવાંબાઇ વાડીઆવાળી દરેહમેહેર સાથ જોડી નાખી તે નવી દરેહમેહેર ખજવાની ક્રીયા આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિયા પુરી થવા બાદ શેઠ નવરોજજી વાડીઆની તરફથી શેઠ નાનાભાઇ ધનજીભાઇ બનાજીએ એક અંજુમનપત્ર વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે "ધોબીતળાવના રહીશોની સગવડ અરથે મરહુમ શેઠ રૂસતમજી સોરાબજી ભરૂચા તથા ખડાંવાળાએ યઝદેજરદી સને ૧૨૧૨ માં એક આતશદાદગાહની દરેહમેહેર સથાપી હતી. યઝદેજરદી ૧૨૧૭ માં મરહુમ શેઠ રૂસતમજી જીવણજી પહોંચખાનાવાળાએ એજ મકાનમાં આતશ આદરાન સાહેબને તખ્તનશીન કરાવયા હતા જેને રોશન રાખવાનો ખરચ અમારાં બપાઇ બાઇ આવાંબાઇ તે શેઠ અરદેશર ખરશેદજી વાડીઆનાં ધણીયાંણી આપતાં હતાં. યઝદેજરદી ૧૨૩૧ માં એવણે એ મકાનની પાડોશની જગા વેચાતી લીધી, અને પોતાનાં મરહુમ બેટી બાઇ સુનાબાઇ તે શેઠ અરદેશર પેસતનજી નવરોજજી બનાજીનાં ધણીયાંણીનાં પુનને માટે તે ઉપર એક મકાન બાંધયું, અને ખડાંવાળાની દરેહમેહેરમાંના આદરાન સાહેબને તયાંથી એ નવાં મકાનમાં લાવી તખ્તનશીન કરયા, જે આજ સુધી એજ બાઇની દરેહમેહેરમાં રોશન છે. સને ૧૨૬૦ યઝદેજરદીનાં સાલમાં ખડાંવાળાની દરેહમેહેરનું અસલ મકાન મરહુમ શેઠ રૂસતમજી ખડાંવાળાના બેટા શેઠ પાલનજી ખડાંવાળાએ પોતાના તાબામાં લઇ લીધું અને જયારે એવણ સને ૧૨૬૨ યઝદેજરદીનાં સાલમાં કાંઇપણ ફરજંદ વીના બેહેસતનશીન થયા તયારે એવણના વારસ તરીકે એવણનાં ધણીયાણી બાઇ રતનબાઇ તથા બેન બાઇ પીરોજબાઇએ મુંબઇની હાઇ કોરટના સને ૧૮૯૬ ના નંબર ૧૬૪ વાળા મુકદમાની કનસેંટ ડીક્રીની રૂએ શેઠ નવરોજજી માણેકજી કનત્રાકટરને રીસીવર નેમાવી મરહુમ શેઠ ખડાંવાળાની દરેહમેહેરનું જીનું મકાન મરહુમ બાઇ આવાંબાઇ તે શેઠ અરદેશર ખરશેદજી વાડીઆનાં ધણીયાંણીની દરેહમેહેરના ત્રસટીઓને સવાધીન કરી આપયું હતું. એ વખતે મરહુમ દસતુરજી સાહેબ ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાની તથા બીજા ઘણાક ધોબીતળાવ ઉપર રહેનારા જરથોસતીઓની સહી સાથની એક અરજી અમોને મળી હતી, જેમાં જણાવવામાં આવયું હતું કે એ જગા ઉપરનું મકાન ઘણું બીસમાર હાલતમાં હોવાથી એજ જગા ઉપર બીજું નવું મકાન બાંધી આપીને અમારાં બપાઇજીવાળી દરેહમેહેર સાથે જોડી નાંખીને સરવે જરથોસતીઓને તયાંની દીનઆઇનને લગતી ક્રીયા કરવા સારૂં ખુલ્લું મુકી આપવું. જે ઉપરથી એ જગા ઉપર આ નવું મકાન બંધાવી આપયુંછે અને સરવે જરથોસતીઓને તયાંની દીનઆઇનની ક્રીયા કરવા સારૂ આજ દીને ખુલ્લું મુકયું છે. એ મકાનમાં સરવે પંથના મોબેદોને જરથોસતીઓને તયાંની દીનઆઇનને લગતી ક્રીયા કરવા દીધામાં આવશે, અને એ મકાન અમોએ આજ દીને મરહુમ બાઇજી સાહેબ આવાંબાઇ તે શેઠ અરદેશર ખરશેદજી વાડીઆનાં

---

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી આપરેલ ૧૮૯૯.

૨ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૧ મી આપરેલ ૧૮૯૯.

ધણીયાંણીના દરેહમેહેરના ત્રસ્ટીઓને સ્વાધીન કરયુંછે, જેનો સરવે વહીવટ હવે પછી તેઓ સાહેબો કરતા રહેશે."

એ બાદ શેઠ મનચેરજી હોશંગજી જાગોશે શેઠ નવરોજજી વાડીઆની બંગલાંડની ગેરહાજરીને લીધે તેમના બેટા શેઠ નશરવાનજી નવરોજજી વાડીઆને ધોબીતલાવના જરથોસ્તીઓ તરફથી એક માનપત્ર અર્પણ કર્યું હતું, જેનો શેઠ નશરવાનજીએ ઘટતો ઉત્તર વાલ્યા બાદ શેઠ પેશતનજી ફરામજી સીધવા તરફથી એ દરેમેહરના પંથકી એ. માણેકજી જામાસ્પજી માદનને એક શાલ હોરાડવામાં આવી હતી, જે પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[૧]

---

નવસારીની વાડીઆજીવાલી દરેમેહરની અપીલનો ચુકાદો આજ દીને વડોદરાની વરિષ્ટ કોરટમાં નામદાર વડા જડજ રાવબાહદુર અંબાલાલ શાકરલાલ દેસાઇ, એમ. એ. એ આપી નીચલી કોરટનો ચુકાદો બાહલ રાખ્યો હતો, યાને દરેમેહર ત્યાંથી ખસેડવાનો હુકમ કાયમ કીધો હતો.[૨]

---

તા૦ ૨૨ મી આપરેલ.

રોજ ૧૦ માહ ૮ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—તેહમુલજી માહીયારજી મીરજાં—ઉમર વર્ષ ૬૫). એવણ જામનગરના એક ઘણા જુના રહીશ અને ત્યાંના જાણીતા પારસી વેપારી હતા, અને ત્યાંજ ગુજર્યા હતા. જામનગરમાં ફકત ૫) પાંચ પારસી ઘરોની વસ્તી છતાં, એવણે એક દરેમેહર બંધાવી તે તા૦ ૧૫ મી મારચ ૧૮૯૫ ને દીને પરથાવી હતી.[૩]

---

તા૦ ૨૪ મી આપરેલ.

રોજ ૧૨ માહ ૮ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—અરદેશર દાદાભાઇ આરીઆં, બી. એ.—ઉમર વર્ષ ૪૨). ૧૮૮૨ માં મુંબઇની યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી સરકારી નોકરીમાં સેક્રેટરીયટ આપીસમાં રહયા હતા.

---

તા૦ ૨૭ મી આપરેલ.

રોજ ૧૫ માહ ૮ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ડાકટર નાનાભાઇ રૂસતમજી ઉમરીગર[૪]—ઉમર વર્ષ ૩૭). ૧૮૮૦ માં મુંબઇની યુનીવરસીટીમાંથી એલ. એમ. એંડ એસ. ની તબીબી પરીક્ષા પસાર કરી હતી અને કેટલુંક સુધી બાહેરકોટ ખાતે મરહુમ શેઠ અરદેશર હોરમજજી વાડીઆનાં નામથી ઉઘાડેલાં ધરમનાં દવાખાનાના તબીબ હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૧ મી આપરેલ ૧૮૯૯.

એ દરેમેહેરમાં નીચે મુજબ તક્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"આએ દરેમેહેર પારસી શેઠ રૂસતમજી શેરાબજી "ભરૂચા તથા ઇડાંવાલાએ સને ૧૨૧૨ યઝદેજરદીનાં "શાલમાં બંધાવી હતી, જે મરનાર ઇડાંવાલાના વારસોએ "મુંબાઇની હાઇ કોરટની સને ૧૮૯૬ ઇસવીનાં ના૦ "૧૬૪ વાલા મુકરદમાની કનશેનટ દીકરી મેલવીને બાઇજી "સાહેબ આવાંબાઇ તે શેઠ અરદેશરજી ખરશેદજી વાડીઆની "ધણીઆંનીની દરેમેહરના તરસ્તીઓને સને ૧૨૬૬ યજદે-"ઝરદીનાં સાલમાં સ્વાધીન કરી હતી જે મકાન પુરાણું "થઇ જવાના સબબથી ધોબીતલાવના જરથોસ્તીઓએ "મરહુમ બાઇ આવાંબાઇ વાડીઆના નબીરા ઓનરએબલ "શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. ને "એક અરજી કરી જે ઉપરથી શેઠજી નવરોજજીએ પોતાના "ખરચથી આએ મુકામ નવેસરથી બંધાવી પોતાનાં મરહુમ "બપાઇજી આવાંબાઇની દરેમેહેર સાથ જોડી નાખી મજ-"કુર દરેમેહેરના તરસ્તીઓને સ્વાધીન આપીછે. એ દરે-"મેહેર સરવે જરથોસ્તીઓને દીનઆઇનનાં કામ કરવા "સારૂં ખુલી મુકીછે. રોજ ૮ મો માહા ૮ મો શેહેન-"શાહી સને ૧૨૬૮ યઝદેજરદી તા૦ ૨૦ મી એપરેલ સને "૧૮૯૯ ઇસવી."

એની પડોશમાંની બાઇ આવાંબાઇવાલી દરેમેહરમાં નીચે મુજબ તક્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"આએ દરેમેહેર બાઇ આવાંબાઇ તે શેઠ અરદે-"શરજી ખરશેદજી વાડીઆનાં ધણીઆંનીએ પોતાનાં મરહુમ "એરી બાઇ શુનાંબાઇનાં પુણને સારૂં પોતાના ખરચથી "બંધાવી શરવે જરથોસ્તીઓને દીનઆઇનનાં કામ કરવા "શારૂં ખુલી મુકીછે. રોજ ૨૪ મો માહા ૭ મો સને "૧૨૩૧ ઇઅજદેજરદી તારીખ ૧૫ મી એપરેલ સને "૧૮૬૨ ઇશવી."

૨ જામે જમશેદ, તા૦ ૨૪ થી ૨૯ મી આપરેલ ૧૮૯૯.

ઉપલી દરેમેહર રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૫૮ ય૦ ને દીને પરથાવામાં આવી હતી, અને નીચલી કોરટનો ચુકાદો તા૦ ૧૮ મી મારચ ૧૮૯૩ ને દીને આપ્યો હતો. (જુઓ પાનું ૨૭૩ દફતર ૩ જું.)

આ ચુકાદાની રૂહે અંતે એ આદરાંનનો કબલો તા૦ ૨૧ મી મારચ ૧૯૦૦ ને દીને નવસારીથી ઊંચકી લઇ જઇ સુરત મધેનાં મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં આતશબેહેરામનાં મકાનમાં રાખી ઉપલું દરેમેહરવાલું મકાન રેહઠાંણ તરીકે ભાડે આપ્યું હતું.

૩ એવણનાં મરણ માટે ખેદ બતાવવા જામનગરના આગેવાન રહીસોની એક જાહેર સભા તા૦ ૬ થી મેએ ૧૮૯૯ ને દીને ત્યાંની હાઇ સ્કુલનાં મકાનમાં શેઠ મહંત રામ પ્રસાદજીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, તે વેળાએ એવણનાં મરણ માટે દલગીરી બતાવી એવણનાં કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવાનો તથા એમની એક તસવીર ચીતરાવી જામનગરના જુબીલી હાલમાં મેલવાનો ઠેરાવ થયો હતો.

૪ શેઠો ડોશાબાઇ, તથા હોરમજજી (માસતર) રૂસતમજી ઉમરીગરના ભાઇ.

તા૦ ૨૯ મી આપરેલ.

વેટરીનરી સરજ્યન ધનજીભાઇ નવરોજજી પટેલે મરહુમ ડાકટર બાહાદુરજીની યાદગારીનાં ફંડના લાભને માટે પારસી ગાનારાંઓનો એક જલસો આજ રાત્રે ટાઉન હાલ મધે કર્યો હતો.[1]

તા૦ ૫ મી મેએ.

અંદેરી મધે મરહુમ શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆની પુંજી મધેથી બંધાયલું ધર્મનું દવાખાનું આજ દીને એ મરહુમ શેઠની બીજાં વર્ષની બાજને દીને કાંઇપણ ક્રિયા વગર ખોલ્લું મુકવામાં આવ્યું હતું.[2]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૭ મી મેએ ૧૮૯૯.

એ જલસાની આવકના રૂ.૪૧૧)-ા। એ ફંડમાં જમે થયા હતા.

૨ જામે જમશેદ, તા૦ ૬ થી મેએ ૧૮૯૯.

આ સખાવત માટે મરહુમ શેઠ નશરવાંનજીનાં વીધવા બાઇ પીરોજબાઇને અંદેરીના રેહવાસીઓ તરફનાં એક ડેપ્યુટેશને બીજે દીને એટલે તા૦ ૬ થી મેએ તેમનાં મકાનમાં આવી ઊપકાર માનનારૂં એક માનપત્ર એનાયત કીધું હતું.

એ મકાંનપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"The Nusserwanjee Jehangirjee Wadia
Andheri Charitable Dispensary
was constructed and endowed at a Cost
of Rs. 50,000 by
Bai Pirozbai in remembrance of her Husband
Nusserwanjee Jehangirjee Wadia, who died in
Bombay on the 5th of May 1897.
The land on which the building stands
was acquired at a Cost of Rs. 5,000,
and given for the Dispensary by the same Lady.
The Building was opened on the 5th day
of May 1899.
The 23rd day Depdeen of the 8th Month
Avan Parsi Shenshai.
The 9th Month Adar Parsi Kadmi Yezdezardi
year 1268.

---

આ ધર્મનું દવાખાનું મરહુમ શેઠ નશરવાનજી
જાંગીરજી વહાડીઆ
જેવણ મુંબઇમાં તા૦ ૫ મી મે ઇ. સ. ૧૮૯૭ ને
દીવસે હક થયા
તેવણનાં ધણીઆણી બાઇ પીરોજબાઇએ પોતાના મરહુમ
પતીનાં યાદગારીમાં રૂ. ૫૦,૦૦૦) ના ખરચે સ્થાપ્યું છે.
આ દવાખાનાની જમીન પણ ઊપલાંજ બાઇએ રૂ. ૫૦૦૦)
ને ખરચે ખરીદી આપીછે.

એ દવાખાનાને માટે મરહુમ શેઠની પુંજીમાંથી રૂ.૫૦૦૦૦) ની રકમ તથા ખાલી જમીનનો કટકો ભેટ આપવામાં આવ્યાં હતાં.[3]

આજ દીને નામદાર માહારાંણીજીના હોકમથી નામદાર ડયુક ઑફ કનાટે સેંટ જેમસીસ પાલેસમાં ભરેલી લેવીમાં શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. તથા શેઠ નવરોજજી હોરમજજી મોદી હાજર થયા હતા.[4]

તા૦ ૧૧ મી મેએ.

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ જમશેદજી મેઘોરા—ઉમર વર્ષ ૪૭). અમદાવાદના એક જાણીતા રેલવે કંટ્રાકટર હતા, અને ત્યાંની "કમરશીયલ મીલ" ના સ્થાપક હતા. આપણા ધર્મ વિષે સારો અભ્યાસ કરેલો, અને ચુસ્ત થીઓસોફીસ્ટ હતા, તથા ઘણીક ધર્મ સંબંધી ચોપડીઓ રચી હતી, જેમાં The dialague on the gods નામની ઇંગ્રેજી ચોપડી ૧૮૮૫ માં છપાવી, તથા Zoroastrian & some other ancient systems વગેરેના કર્તા હતા.

તા૦ ૧૨ મી મેએ.

રોજ ૩૦ માહ ૮ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ રાંનજીભાઇ કરંજીઆ તથા મોદા[5]—ઉમર વર્ષ ૬૨). એવણ "મોદા" નાં નામથી ખાસકરીને ધોબીતલાવના લત્તા ઉપર જાણીતા હતા. ગરીબાઇમાંથી વધેલા હોવાથી ગરીબોની દાઝ ધરાવતા હતા, અને અસલી વિચારના ધર્મની લાગણી ધરાવનાર હતા. પોલીસ અમલદારો સાથે લાગવગ હોવાથી ગરીબોને મુશ્કેલીમાં સહાય થતા હતા. ચીમોરમાં એવણની માલ-

---

પારસી રોજ દેપદીન, માહ આવાં, શેહેનશાહી.
માહ આદર કદીમ સને ૧૨૬૮ યઝદજરદીને દીને
આ દવાખાનું ખુલ્લું મુકવામાં આવ્યું હતું."

૩ આ દવાખાનાંપર ખરચ રૂ.૫૪૨૦૪), અને એજ બાઇએ અંદેરીમાંજ બંધાવેલા ફુવારાપર ખરચ રૂ.૬૯૨૬), અને પાણીના નલો મુકાવવાનો ખરચ રૂ.૨૬૦૦૦) થયો હતો.

એ ફુવારાપર નીચે મુજબ તખ્તી છે :—

"Nusserwanjee Jehangirjeo Wadia,
Fountain erected in his memory by his widow
Bai Pirozbai, daughter of Nowrosji Jamsetji
Wadia."

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી મેએ ૧૮૯૯.

૫ મરહુમ ડા૦ રૂસતમજી દાદાભાઇ કરંજીઆ વગેરેના બાવા.

કતો હતી, ત્યાં એક રસ્તાની જરૂર પડવાથી તે માટે એવણે પોતાની કેટલીક જમીન સરકારને ભેટ આપી હતી. મરહુમ મી૦ મનચેરજી કાવશજી મનસુખના એવણ એક હીમાયતી હતા.

---

સુરતીઝાપોર ગામના તેહસીલદાર શેઠ શોરાબજી શાપુરજીએ આજ દીને ત્યાંથી ત્રણ કોશ દુર કનજેરા ગામમાં એક મોટો વાઘ માર્યો હતો.[1]

---

તા૦ ૧૫ મી મેએ.

રોજ ૩ માહ ૧૦ (ફ૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—કુવરજી સોરાબજી નાજર[2]—ઉમર વર્ષ ૫૫). એવણને ૩૮) વર્ષની વાત ઉપર જયારે એવણ કાલેજમાં હતા તયારથી, નાટકનો શોખ લાગો હતો અને પાછળથી તે શોખ નાટક કરવાના ધંધામાં ફેરવાયો, જે ધંધામાંજ તેવણે પોતાની જીંદગી ખતમ કરી. મરહુમ મી૦ કુવરજી નાજર ઇંગ્રેજી ભાશા છટાથી બોલનાર તેમજ લખનાર હતા. તેવણે પોતાની કેળવણી સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનમાં લીધી હતી અને ૧૮૬૦ ના એપ્રેલ માસમાં તે વેળાના કાઉનસીલર આનરેબલ એ. મેલેટનાં પ્રમુખપણા હેઠળ ભરાયલાં પ્રદરશન વેળાએ એવણને એ ખાતાંની આર્ટીટન સકાલરશીપની સનદ મળી હતી. ૧૮૬૨ માં તેવણે એજ સકુલ મધેથી મુંબઇ યુનીવરસીટીની મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી હતી, જે પછીનાં બેત્રણ વરસ એલફીનસટન કૉલેજમાં અભયાસ આગળ વધારવામાં કહાડયાં હતાં. ૧૮૬૬ માં મરહુમ પહેલા બારોનેટ સર જમશેદજીની જીંદગીને લગતું એક ઇંગ્રેજી પુસતક તેવણે રચી પ્રગટ કરાવયું હતું. પારસીઓમાં પહેલવહેલાં ઇંગ્રેજી ભાશામાં નાટકો કરવાને "એલફીનસટન નાટક મંડળી" મી૦ કુવરજીએજ ઉભી કરી હતી, અને શેકસપીયરના કેટલાક નાટકો ફતેહમંદી સાથે કરી બતાવયા હતા. એ બાદ ૧૮૭૩ થી બે વરસ સુધી તેવણ જાણીતી "વીકટોરીયા નાટક મંડળી" ના માલેક રહયા હતા અને ગુજરાતી તથા હીંદુસતાની નાટકો કરવાનું શરૂ કરયું. માજી ગવરનર સર રીચરડ ટેમપલના વખતના કેટલાક ઇંગ્રેજ બદેખાંઓની સુચનાથી હાલની "ગેઇટી થીએટર" વાળી મોટી નાટકશાળા મરનારેજ, સરકાર કનેથી જમીન ભોંયભાડે લઇને બંધાવી હતી, અને અંગ્રેજી ચઢતા દરજજાની નાટક ટોળીને પોતાને ખરચે મુંબઇ બોલાવીને તવણે એ નાટકશાળામાં અંગ્રેજ શોખીન પ્રજા માટે ખેલો કરવા માંડયા હતા. એ કામમાં મરનારને મોટી ખોટ ગઇ હતી. ૧૮૮૫ ના સપટેમબર માસમાં વીકટોરયા નાટક મંડળી "ઇંડયન એંડ કોલોનીઅલ એકઝીબીશન" વખતે લંડન ખાતે નાટક કરવા ગઇ તે વખતે મી૦ બાલીવાળાએ, મી૦ કુવરજી નાજરને એક ખાસ દુભાશયા તરીકે સાથે લીધા હતા. ત્યાંથી પાછા ફરવા પછી મરનારે એક જુદી નાટક કંપની ઉભી કરી હતી અને તેવણ છેલ્લાં કેટલાંક વરસો થયાં હીંદુસતાનનાં જુદાં જુદાં શેહેરો ખાતે પોતાની ટોળી મારફતે નાટકો કરી બતાવતા રહયા હતા. એવણનું મરણ જેપોર મધે નીપજયું હતું.

---

તા૦ ૧૬ મી મેએ.

રોજ ૪ માહ ૯ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

સુરતથી આસરે પાંચ મૈલ દુર આવેલાં ખજોત ગામમાંથી ત્યાંના હોરમસજી ભીખાજી ખજોતીયા નામના ૫૦ વરસની વયના પારસી ખેડુત તથા તરવાડા, પોતાનાં ધણીઆણી દીનબાઇ, ઉ૦ વ૦ ૪૫, દીકરી રતનબાઇ ઉ૦ વ૦ ૨૨, દીકરાઓ મનચેરજી ઉ૦ વ૦ ૧૫, કાવસજી ઉ૦ વ૦ ૯, દીકરી હીરાંબાઇ ઉ૦ વ૦ ૭, પોતાના ભાઇ કાવસજી ભીખાજી ઉ૦ વ૦ ૪૭, તેવણનો દીકરો પીરોજશાહ ઉ૦ વ૦ ૭, અને કાવસજી નવરોજજી વેસુવાળા ઉ૦ વ૦ ૧૫ મળી ૯ જણાં, તથા તેમની સાથે ડુમસથી ત્યાંનાં રહીશ દીનબાઇ ખરશેદજી દમણીઆ તથા રતનબાઇ કાવશજી ડુમસીઆ અને બીજી બે પારસી બાઇઓ—મા દીકરી—મલી ૧૩ પારસીઓ હજીરે શીગોતર માતાને કાંઇ બાધા ચઢાવવાને આજ દીને સવારનાં એક મછવામાં બેશી ઉપડયાં હતાં. તેમની સાથે હજામ જાતના બે ઢોલીઓ, ખજોત ગામનો કાળીઓ ઢોલી, એક ગાડીવાન, તથા મછવો હાંકનારા બે ખારવાઓ મલી કુલે ૧૯ જણાં મછવામાં હતાં. તેઓ હજીરે સલામત પુગાં, અને શીગોતર માતાને બાધા ચઢાવી તેજ દીને પાછલા પોહરના ત્રણ કલાકે મછવામાં બેશી પાછાં ડુમસ જવાને હજીરેથી ઉપડયાં હતાં. ડુમસ તરફ આવતાં હજીરાની પેહલી જગાની ૧॥ કોશની નિશાંન આગલ મછવો પવનનાં ભારે તોફાનથી જોખમાયો, અને તે ઉંધો વળતાં સઘળાંઓ નદીમાં પડયાં. તેઓ મધેથી કાવશજી નવરોજજી વેશુવાલા તથા દીનબાઇ ખરશેદજી દમણીઆ તથા બીજી એક પારસી સ્ત્રી મલી ત્રણ જણાં મછવાના ડોલે બાઝી રહયાથી બચી ગયાં, અને બાકીનાં ૧૦ પારસીઓ નદીમાં ડુબી ગયાં હતાં—જેમાં ખજોતનું ઉપલું ૮ પારસીઓનું કુટુંબ તથા ડુમસની બે પારસી સ્ત્રીઓ હતાં. આ બનાવથી પારસીઓમાં ઘણી દલગીરી ફેલાઇ હતી.

ઉપલાં ૧૦ ડુબી ગયલાં મધેથી ત્રણ જણાની લાશ તેજ દીને સાંજનાં હજીરા આગલથી, એક લાશ બીજે

---

[1] જામે જમશેદ, તા૦ ૨૦ મી મેએ ૧૮૯૯.

[2] શેઠ રૂસતમ, અને બાઇઓ બચુબાઇ, જાઇજી (આર્ટીસ્ટ), પુતલીબાઇ, ધનબાઇજી, રતનબાઇ (ડાકટર), અને પીરોજા (બી. એ.) કુવરજી નાજરના બાવા.

દીને બપોરનાં ડુમસ આગલથી, બે લાશ મગદલ્લા આગલથી તથા એક લાશ ઇછાપોર અને એક લાશ કલાશ ગામ આગલથી મલી હતી. બાકીની બે લાશનો પતો મલ્યો હતો નહીં.[1]

---

તા૦ ૧૮ મી મેએ.

અજમેરના વડોદરા રેલવેની વૉલનટીયર રાઇફલસની બીજી બટાલીયનના લાનસ કારપોરલ સોરાબજી ડોસાભાઇને, વૉલનટીયર તરીકે ૨૦ વર્ષથી લાંબી મુદત સુધી સેવા બજાવી તેની પીછાનમાં સરકાર તરફથી એક ચાંદ (લૉંગ સરવીસ મેડલ) આપવામાં આવયોછે.[2]

---

તા૦ ૧૯ મી મેએ.

નામદાર માહરાણી વિક્ટોરિયાએ આજ દીને ભરેલી એક ડરોઇંગ રૂમ પારટીમાં મધરાજ ઇલાકાવાળા સરજ્યન મેજર મેહરવાંનજી પેશતનજી ખરેઘાતનાં ધણીઆની બાઇ રતનબાઇની ખાસ મોલાકાતનું માન આપ્યું હતું.[3]

---

તા૦ ૨૦ મી મેએ.

રોજ ૮ માહ ૯ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—અરદેશર.નશરવાનજી મેહતા—ઉમર વર્ષ ૩૨). એ૦ણ અત્રેની પ્રોપ્રાયટરી હાઇ સ્કુલના એક મદદનીશ શિક્ષક હતા, અને નાહનાં બચ્ચાંઓને ઇંગ્રેજીની કેળવણી આપતાં પોતાને જે મુશ્કેલીઓ માલમ પડી તેના અનુભવથી "The Daily Companion or the Boy's Book (A Pleasure in Leisure)" એ નામનું એક પુસ્તક બાહેર પાડયું હતું.

---

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

બીલીમોરા મધે શેઠો દાદાભાઇ ધનજીભાઇ તથા શોરાબજી શાપુરજીએ પોતાને ખરચે બંધાવેલી આદરાંનના દરેમેહર પરઠાવવાની ક્રિયા આજ દીને નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજીનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી. આ વેળાએ બીલીમોરા તથા બાહેરગામના પુષ્કળ જરથોસ્તીઓનો તયાં મેલાવડો થયો હતો. જશનની ક્રિયા પુરી થવા બાદ મજકુર શેઠો દાદાભાઇ તથા શોરાબજી તરફથી એક અંજુમન પત્ર વંચાયો હતો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહરનું મકાન અંજુમને એકઠાં કરેલાં ફંડ મધેથી ખરીદ કરેલી જગા ઉપર તેઓએ પોતાના ખરચથી બંધાવી તેમાં આજ દીને આતશ-આદરાંન તખ્તનશીન કરાવ્યાછે, અને એ દરેમેહર બીલીમોરાના જરથોશ્તીઓના વપડાસને માટે ખોલ્લી મુકી ત્યાંની પંચાતને સ્વાધીન કીધાછે. તેના ચાલુ ખરચને માટે રૂ.૬૫૦૦) તથા મરામત ખરચ માટે રૂ૫૦૦), ની સરકારી નોટો બીલીમોરાની અંજુમનનાં ફંડના ટ્રસ્ટીઓને સ્વાધીન કરીછે. એ ઉપરાંત નવસારીના દસ્તુર દારાબજી, એ૦ એદલજી કેરશાસપજી આંતીઆ, ડાકટર કાવશજી હોરમજજી, અને શેઠ દીનશાહજી દોરાબજી મીસ્ત્રી શીલીના ઉપકાર માનવામાં આવ્યા હતા. એ બાદ એ૦ એદલજી કેરશાસપજી આંતીઆએ વંદીદાદની ૮ મી પરગરદ પ્રમાણે આતશ માટેનાં મકાનો સ્થાપવા વીશે એક વાયજી કરી હતી. એ પછી બીલીમોરાની અંજુમન તરફથી ઉપલાં આદરાંન બંધાવનાર બન્ને સાહેબોને તથા દસ્તુર દારાબજી અને એ૦ એદલજી આંતીઆને તેમની અંજુમન પ્રત્યે દીલસોજીને માટે એકેકી શેઆલ હોરાડવામાં આવી હતી. તેમજ મકાન બંધાવનારાઓ તરફથી પણ દસ્તુરજી દારાબજીને, નવસારીના બંને અકાબર દેસાઇઓ ફરામજી કાવશજી તથા એદલજી બહમનજીને, એરવદો નશરવાનજી રતનજી કુટાર અને ફરામજી કેકોબાદજી મેહરજીરાંણાને, બીલીમોરાની પંચાતના વડા શેઠ રૂસતમજી કોલાભાઇને, શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રી શીલાને, બીલીમોરાના મોબેદોને, તથા દસ્તુરજી દારાબજીના નાહના પુત્ર કેકોબાદજીને એકેકી શેઆલ હોરાડવામાં આવી હતી. એ બાદ નેઆતનું જમન જમી સર્વે લોક વદાય થયું હતું.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી મેએ ૧૮૯૯.
૨ જામે જમશેદ, તા૦ ૧૯ મી મેએ ૧૮૯૯.
૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી જુન ૧૮૯૯.
૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૯૯.

આ દરેમેહરપર નીચલી તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"આ આદરીઆન સાહેબનો મુકામ બીલીમોરાના
"પારસી દ.દાભાઇ ધનજીભાઇ તથા સોરાબજી શાપુરજીએ
"પોતાના ખરચથી પોતાનાં વડીલ બેહેસ્તનશીન મુરબીઓ
"ધનજીભાઇ કુંવરજી તથા શાપુરજી કુંવરજી તથા મેહેરજીભાઇ
"કુંવરજી નથુભાઇનાં પુનને વાસતે બંધાવી આપેઓ છે.

"તેમ સદર મુકામમાં આદરીઆન સાહેબ પ્રથાવીને
"આ દરેમેહેર ઇજાવી આપી સરવે જરથોસતીઓનાં
"વપરાશને સારૂ બીલીમોરાની પારસી પંચાએતનાં સવા-
"ધીનમાં સોંપીછે.

"રોજ ૯ મો આદર માહા ૯ મો આદર સને
"૧૨૬૮ ઇયજદેજરદી તારીખ ૨૧ મી મેએ સને ૧૮૯૯.
"સંવત ૧૯૫૫ ના વઇશાખ સુદ ૧૨ ને વાર રવેઊ."

### તા૦ ૨૩ મી મેએ.

ગઇ તા૦ ૯ મા એપરેલને દીને મુંબઇની પડોસમાં માથેરાંનની ટેકડીપર શેઠ નશરવાનજી ફરામજી ક્યાંની અથવા કોલાપુરવાલાનાં એક જવાંન બેટી બાઇ ગુલબાઇ બળી જવાના અકસમાતથી મરણ પામવાથી તેમના લાશ તે તરફ ૨૦૦×૨૦૦ ફીટના વીસ્તારની એક જગા સત્તાવાલાઓ પાસે મેલવી ત્યાં ભૂમિદા કીધી હતી, અને એ જગા પારસીઓને માટે એજ કારણસર એલાહેદી વાપરવાને તથા બીજાં કાંઇ કારણસર તેનો ઉપયોગ નહીં કરવાની સરતે સરકાર પાસેથી પરવાનગી મેલવી ત્યાં શેઠ ફરામજી કાવશજી મેહતાની આગેવાંની હેઠલ માથેરાંનના પારસી વીઝીટરોમાં રૂ.૨૭૧૨) નું એક ફંડ ઉભું કરી તેમાંથી એક ફરતી દેવાલ બંધાવી હતી. એ દેવાલ ઉપર કસ્સી દાહડાવારની તજ્ની મારેલી નથી, પણ એવી રીતે મુંબઇના છેક અડોઅડમાં પારસીઓને માટે ભૂમિદાના જગા એલાહેદી કાઢવાની બાબદમાં અતરે કેટલાક તીક્ષણ તકરાર ચાલી હતી, અને તેના સંબંધમાં ખોલાસો કરવાને માથેરાંન મધે આજે સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ પારસીઓની એક જાહેર સભા મલી હતી.[1]

### તા૦ ૨૪ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

ઉરન મધે મોરાબંદરમાં તે તરફના જરથોસ્તી ભઠીવાલાઓએ ઉભાં કરેલાં ફંડ મધેથી બંધાવવા ધારેલાં દોખમાંનો તાણો પુરવાની ક્રિયા આજ દીને તે તરફ પારસીઓના એક મોટા મેલાવડાની હજુરમાં કરવામાં આવી હતી. સવારના પોહરથી લોકોની લાવજાજાવ માટે મેશરસ શેપરડ કું૦ની સ્ટીમરો મુંબઇ અને ઉરન વચ્ચે ફરતી રખવામાં આવી હતી. તાણાની ક્રિઆ ગોદાવરા પંથકના મોબેદો જમશેદજી પાલણજી રાંદેલીઆ અને કુવરજી શેરાબજી ઉકાજીએ કીધી હતી, જે પુરી થવા બાદ એ૦ લીમજીભાઇ હોરમજજી રાંદેલીઆએ તાણાને લગતી કેટલીક સમજ આપી હતી, જે બાદ સર્વે લોક વદાય થયું હતું.[2]

---

નામદાર માહરાણી વિક્ટોરીયાની ૮૧ માં વર્ષની સાલગરેહ આજ દીને હોવાથી એ નામવર શેહનશાહબાનુના દેરજીવશની માટે ખ્રિસ્તી, પારસી, મુસલમાનો તથા હિંદુઓએ પોતપોતાનાં દેવલો, આતશકદેહો, મસજીદો અને મંદીરોમાં બેગા થઇ જાહેર બંદગી કીધી હતી. મુંબઇના પારસીઓએ પોતાનાં ચેહારે આતશબેહરાંમોમાં જશન કીધાં હતાં, જેની સેવટે અંજુમનના ઉધ્વરાતનાં આતશબેહરાંમમાં દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆશાના, મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમમાં દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ., તથા મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમમાં દસ્તુર ખુરશેદજી બેજનજીએ વાએજીઓ કરી નામદાર માહરાણીજીને ભલી દોઆઓ ચાહી હતી.[3]

---

૧ કયસરે હિંદ, તા૦ ૨૮ મી મેએ ૧૮૯૯.

ત્યારપછી એ આરામગાહની જગા વધારે સુંદર અને સારી બનાવવાને ઇ. સ. ૧૯૧૫ માં ત્યાંના પેહલા પારસી સુપરીન્ટેંડેંટ લશ્કરના કરનલ મેહરવાંનજી પેશતનજી ખરેઘાતનાં ધણીઆંની બાઇ રતનબાઇની આગેવાંની હેઠલ એક ફંડ ઊભું થયું હતું, જેમાં નજદીક રૂ.૨૦૦૦૦) ભરાયાછે.

એ ફંડના ટ્રસ્ટીઓ તરીકે સર કાવશજી જાંહગીર, બેરોનેટ; શેઠો કાવશજી જાલભાઇ શેઠ, દીનશાહ જીજીભાઇ વકીલ, અરદેશર બહમનજી દુબાશ, શેરાબજી લીમજીભાઇ પાંડે, બેજનજી શેરાબજી ચીનાઇ, અને ફરામજી કાવશજી મેહતા નેમાયાછે. અને રૂ.૧૦,૦૦૦) નાં ૫) ટકાનાં બાન્ડ લઇ એ જગાના નીભાવ માટે વ્યાજ વાપડવાની સરતે મુંબઇની પારસી પંચાયતને હવાલે કીધાછે. જગાની કારસાજી માટે શેઠ બહમનજી અરદેશર જાંહગીર વાડીઆ ઇજનેર પોતાની સલાહ મુફત આપેછે, અને શેઠ શેરાબજી લીમજી પાંડેએ બે વર્ષ સુધી માલીનો પગાર અને પાણીનો ખરચ આપવા કબુલ્યુંછે. ૧૯૧૬ સુધીમાં ત્યાં છ લાશ ગુમીડા કરીછે.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી મેએ ૧૮૯૯.

એ ક્રિઆમાં શામેલ થવા માટે એ કામના મેનેજરો શેઠો હોરમજજી માણેકજી ભીમરડીવાલા અને અરદેશર પેશતનજી બારીઆએ અતરેનાં સર્વે વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવી હતી.

એ માટે ઊભાં કરેલાં ફંડમાં નીચલી રકમો ભરાઇ છે:—મેસરસ કુવરજી અને બેહેરામજી ઊમરીગર રૂ૧૨૦૧, હોરમજજી માણેકજી ભીવંડીવાળા તથા ડોસાભાઇ હોરમજજી ભીવંડીવાળાના છોકરાઓ રૂ૧૦૦૦, અરદેશર પેસતનજી બારીયા તથા ભાઇઓ રૂ૭૦૧, ઊકરજી કાવસજી ઊમરીગર રૂ૭૦૦, હોરમજજી દોરાબજી ભરૂચા રૂ૩૧૧, મેરવાનજી અસલાજી રૂ૩૦૧, શાપુરજી તથા સોરાબજી આદરજી રૂ૨૦૧, કાવસજી તથા હોરમસજી સીધવા રૂ૨૦૧, જમશેદજી માણેકજી ઊમરીગર રૂ૧૫૧, રૂસતમજી બેહેરામજી રૂ૧૦૧, માણેકજી રતનજી રૂ૧૦૧, દોરાબજી નવરોજજી રૂ૧૦૧, રૂસતમજી પેસતનજી ઊમરીગર રૂ૧૦૧, સોરાબજી ભીમજીભાઇ કુદીયાણેવાળા રૂ૧૦૧, નવરોજજી હોરમજજી મોવડાંવાળા રૂ૧૦૧ વગેરે મળી જુમલે રૂ૫૮૪૮.

(જામે જમશેદ, તા૦ ૧ લી જુલાઇ ૧૮૯૯.)

૩ જામે જમશેદ, તા૦ ૨૫–૨૬ મી મેએ ૧૮૯૯.

એજ મુજબ થાના, પુણાં, માહબલેશ્વર, અહમદનગર, શોલાપુર, મઊ, ઇંડોર, બદનેરા, સીકંદરાબાદ, નાગપોર, ઊદવાડા, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, ખંબાત, રાજકોટ, ભાવનગર, અજમેર, કલીકટ અને એડન

નામદાર માહારાણીની સાલગરેહની ખુશાલીમાં અપાયેલા ખેતાબોમાં રતલામના દીવાન ખાનબાહાદુર ખરશેદજી રૂસતમજી થાણેવાલાને "કમપેનીઅન ઑફ ધી ઇંડીઅન એમપાએર" (સી. આઇ. ઇ.)[1] તથા મુંબઇવાલા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ. ને "શમ્સ ઉલ ઑલમા" તથા પુણાંવાલા ખાંનસાહેબ મેહેર હોશંગ દસ્તુર, બી. એ; એલ. એલ. બી.[2] અને કરાંચીવાલા શેઠ પાલણજી આદરજી મીસ્ત્રીને "ખાંનબાહાદુર" તથા શેઠો ભીખાજી રતનજી રાણા, અરદેશર શેરાબશાહ મુસ, ભીમજીભાઇ રૂસતમજી આશબરનર, કાવશજી એદલજી પટેલ અને માણેકજી જમશેદજી આંદાનાને "ખાંનસાહેબ" ના ખેતાબો નામદાર વાઇસરાએ આપ્યા હતા.[3]

---

બનારસ મધે નાવારેસ હિંદુ બાળકો માટે એક ઑરફનેજ સ્થાપી તેનું નામ "દાદાભાઈ નવરોજજી આરફનેજ" કરી આપવામાં આવ્યું હતું.[4]

---

તા૦ ૨૭ મી મેએ.

રોજ ૧૫ માહ ૯ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—નાનાભાઇ નશરવાંનજી ખરેઘાત[5] (ઉમર વર્ષ ૫૩). મુંબઇ ગેઝેટની ઑફીસમાં અને તે પછી "જામે જમશેદ" છાપાખાનામાં વરસો સુધી સુપ્રીનટેનડંટનો ઓધો ભોગવયો હતો. એવણ છાપાકળાનું ઉંચુ જ્ઞાન ધરાવતા હતા, અને એવણ હસ્તક લગભગ ૩૫૦) માણસોનો સ્ટાફ હતો, અને "જામે જમશેદ" પ્રેસનો કારભાર ઘણી દીલસોજીથી ચલાવતા હતા. મુંબઇ ગેઝેટવાળા મી૦ જે. એમ. મેકલીન જયારે મુંબઇ છોડી ગયા ત્યારે એવણની સેવાઓની પીછાનમાં એવણને એક સોનાનું ઘડીયાળ અને સાંકળી ભેટ આપ્યાં હતાં.

---

તા૦ ૨૯ મી મેએ.

નામદાર માહારાણીજીના હોકમથી આજ દીને તેમના પાટવીકુવર નામદાર પ્રીનસ ઑફ વેલસે સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં સરજયન મેજર મેહેરવાનજી પેશતનજી ખરેઘાત અને શેઠ મેહેરવાંનજી મનચેરજી ભાવનગરી હાજર થયા હતા.[6]

---

તા૦ ૧ લી જુન.

ડાકટર શાપુરજી હોરમજજી માણેકજી મોદીએ લંડન મધે "એફ. આર. સી. એસ." (ફેલો ઑફ ધી રાએલ કૉલેજ ઑફ સરજયન્સ) ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[7]

---

તા૦ ૩ જી જુન.

રોજ ૨૨ માહ ૯ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા, સી. આઇ. ઇ. એ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ જરબાઇનાં નામથી લાનોલી મધે સફરપથાર રોડપર બંધાવેલી આતશદાદગાહ-ની દરેમેહર પરઠવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિયા દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપ-આશાનાએ પુરી કીધા બાદ શેઠ કાવશજીની તરફથી એક અંજુમન પત્ર તેમના બેટા શેઠ કેકોબાદ કાવશજી એડન-વાલાએ વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહર તેવણે પોતાનાં મરહુમ ધણીઆંની બાઇ જરબાઇ-નાં પુનને માટે બંધાવીછે, અને તેમાં ધર્મને લગતું સર્વે ક્રિયાકામ કરવા માટે જાથુકના બે મોબેદો રાખવામાં આવ્યાછે, અને તેનો સઘળો નીભાવ ખરચ તેવણ તરફથી કરવામાં આવશે, અને તે વીશેનો સારો બંદોબસ્ત હવે પછી કરીશું. આ દરેમેહરના વડા દસ્તુરજી તરીકે મુંબઇ-વાલા દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆશાનાને નેમ્યા છે, અને તેવણે પોતાની ગેરહાજરીમાં નાયબ દસ્તુર તરીકે એ૦ દારાબજી હોરમજજી દસ્તુર મેહેરજીરાણાને નેમ્યાછે. દરેમેહરનું મકાન બાંધવા પાછલ શીલ્પી શેઠ દીનશાહ દારા-બજી મીસ્ત્રી, એમ. એસ. એ. એ તથા કંત્રાકટર શેઠ પીરોજશાહ ધનજીભાઇ પટેલે ઘણી કાલજી બતાવી તે માટે તેમનો તથા સર્વે ક્રિયાકામ સંપુરણ પાર ઉતારવા માટે

---

વગેરે સ્થલોએ ત્યાંની દરેમેહરમાં જશનો કરી ઇંગ્રેજી રાજનો આબાદી ઇચ્છી હતી.

લંડન મધે એ દીને ત્યાંના મોટા મોટા ઉમરાવોની એક જીયાફત હૉટલ સેસીલમાં થઇ હતી, જ્યાં શેઠ મનચેરજી મેહેરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. એ "હિંદુસ્થાન" ની તરફની સલામતીનો જવાબ સુબાખીત ભાષાણમાં આપ્યો હતો.

૧ એવણને આ ખેતાબની મુબારકબાદીમાં થાણાની જરથોસ્તી અંજુમન તરફથી એક મુબારકબાદી પત્ર મોકલવામાં આવ્યું હતું, તથા રતલામના જરથોસ્તીઓ તરફથી તા૦ ૨૪ મી મેએ ૧૯૦૦ ને દીને ત્યાંના રાજાસાહેબના બગીચામાં એક મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું. એ ઉપરાંત રતલામમાં વસ્તા ગુજરાતી હિંદુઓ તથા બીજાઓએ તા૦ ૨૦ મી અકટોબર ૧૯૦૦ ને દીને રાજા સાહેબના રામબાગમાં એક મેલાવડો કરી એમને માનપત્ર આપ્યું હતું.

૨ એવણનાં માનમાં પુણાંની બઝમે રોજે બેહરાંમ તરફથી તા૦ ૨૨ મી મારચ ૧૯૦૦ ને દીને સર્વે જ્ઞાતનાં લોકોનો એક મેલાવડો કરવામાં આવ્યો હતો.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩ જી જુન ૧૮૯૯.

૪ જામે જમશેદ, તા૦ ૩૦ મી મેએ ૧૮૯૯.

૫ શેઠ એરચ નાહનાભાઇ ખરેઘાત તથા ડાકટરો મીસ મેહેરબાઇ અને મીસ ધનબાઇ નાહનાભાઇ ખરેઘાત વગેરેના બાવા.

૬ જામે જમશેદ, તા૦ ૧૯ મી જુન ૧૮૯૯.

૭ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૨૭ જુન ૧૮૯૯.

દસ્તુર કેખુશરૂનાં ઉપકાર માનવામાં આવ્યાં હતાં. એ બાદ દસ્તુર કેખુશરૂએ તથા પુણાંવાલા નાયબે દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાંનજી જામાસ્પઆશાનાએ ધર્મનાં કામો કરવાના ફાએદા બાબે વાએજો કરી સંભળાવી હતી. એ પછી લાનોલી તથા ખંડાલાના જરથોસ્તીઓ તરફથી ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. એ શેઠ કાવશજીને એક માનપત્ર વાંચી સંભળાવી એનાયત કર્યું, તથા અંજુમન તરફની શેઆલ હોરાડી હતી. એજ મુજબ દસ્તુર કેખુશરૂ જામાસપજી જામાસ્પઆશાનાને તથા એ દરેમેહરના નાયબે દસ્તુર દારાબજી હોરમજજી મેહરજીરાણાને પણ અંજુમન તરફથી શેઆલો હોરાડવામાં આવી હતી. સેવટે શેઠ કાવશજીએ દસ્તુર કેખુશરૂ જામાસપજી, દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાંનજી, દસ્તુર ખુરશેદજી બેજનજી, નાયબે દસ્તુર દારાબજી હોરમજજી મેહરજીરાણા, તથા પોતાનાં ઘરના પંથકી એ૦ બરજોરજી શોરાબજી પાવરીને શેઆલો હોરાડી હતી, તેમજ શીલ્પી શેઠ દીનશાહજી દોરાબજી મીસ્ત્રીને એક ચાંદીનું વાજ તથા કંત્રાકટર શેઠ પીરોજશાહ ધનજીભાઇ પટેલને હીરાની વીંટી ભેટ આપી હતી, જે પછી શેઠ કાવશજી તરફનું નેઆતનું જમન જમી સર્વે લોક વદાય થયાં હતાં.[1]

---

તા૦ ૪ થી જુન.

રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી ખરશેદજી શેઠના—ઉમર વર્ષ ૪૮). એવણ અહમદનગરના માજી પોલીસ ઇનસ્પેક્ટર ખા૦ બા૦ ખરશેદજી નશરવાનજી શેઠનાના દીકરા તથા પુનાના ખા૦ બા૦ અરદેશર નશરવાનજી મુનસફના નબીરા થતા હતા. પેહલાં અહમદનગરના મ્યુનીસીપાલ સેક્રેટરી તરીકે કામ બજાવી, અને ૧૮૭૭ ના દુકાળ વખતે ગરીબોને કરેલી સારી મદદને લીધે ત્યાંના કમીશનરોએ તેમની બદલી વધુ પગારે શોલાપુરના મ્યુનીસીપાલ સેક્રેટરી તરીકે કરી હતી, જ્યાં એવણે પોતાનાં કામથી કલેક્ટરો વગેરે ઉપરી અમલદારોનો સારો ચાહ મેળવ્યો હતો. એવણે સોલાપોરમાં ૨૦ વર્ષ સુધી નોકરી બજાવી, અને ત્યાંજ ગુજર્યા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી જુન ૧૮૯૯.
આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલાછે:—
"મુંબઇવાશી પારશી કાવશજી દીનશાહજી શેઠનવાલા
"સી. આઇ. ઇ. એ પોતાનાં બહેસ્તનશીન ધણીઆની
"બાઇ જરબાઇ જેવણ મુંબઇ મધે રોજ ૨૨ મો ગોઆદ
"યઝદ માહ ૧૧ મો બેહમન અમશાશપંદ શને ૧૨૬૬
"યજદેજરદીને રોજે હક થયાં તેવણનાં પુનને માટે શ્રી
"લાનોલી મધે બંધાવી, સર્વ જરથોસ્તીઓના વપરાશ
"સારૂ ખોલી મુકીછે. રોજ ૨૨ મો ગોવાદ યજદ, માહ
"૯ મો આદર યજદ સને ૧૨૬૮ યજદેજરદી, તા૦ ૩ જી
"જુન શને ૧૮૯૯ ઇશવી ને વાર શનેઊ. પારશી દીનશાહ
"દોરાબજી મીશતરી એસ. એસ. એ. શીલપશાસ્ત્રી."

તા૦ ૭ મી જુન.

મુંબઇમાં મરકીને સમે તે નાબુદ કરવાનાં કામમાં જે ખાનગી આસામીઓએ સરકારને મદદ આપી હતી, તેમનો આભાર નામદાર સરકારે આજ દીને એક ઠેડાવ બાહેર પાડી માનયો હતો. એ ઠેડાવમાં જણાવ્યું હતું કે—"નીચે જણાવેલા આસામીઓમાં મરકી સામે લડત ચલાવવામાં મદદ કરનારા સઘળાઓનાં નામો સમાવવામાં આવયાં નથી. પણ તેઓમાંના ઘણાઓએ બજાવેલાં સારાં કામ માટે નામદાર સરકારે બીજી રીતે પોતાની પસંદગી જાહેર કરીછે. કંટાળાભરેલી, અળખામણી અને વારંવાર ભયભરેલી ફરજો બજાવયા વગર એવી લડત ચલાવી શકાય એમ નથી, પણ જેઓ એ કામ માટે ખુશીથી બાહેર પડયા હતા, તેઓએ મોટે ભાગે પોતા સામેના ભયની કાંઇપણ દરકાર કરયા વગર ડહાપણ અને કુનેહથી કામ લીધું હતું, અને ગયે વરસ મરકીના અટકાવ માટેના ઇલાજો કાંઇપણ ખટપટ થયા વગર અમલમાં મેલી શકાયા હતા તે બીના મોટે ભાગે ખુશીથી બાહેર પડેલા એવા વાલંટીયરોને આભારી છે. એવું સારૂં પરીણામ લાવવામાં નીચે જણાવેલા આસામીઓમાંના ઘણાઓ પોતાની સારી સલાહ, લાગવગ તથા અંગત દાખલાથી ઘણા ઉપયોગી થઇ પડયા હતા. તેઓમાંના બીજા કેટલાકોએ પોતાની ગીરેથી પઇસા ખરચીને આસપીટલો, સીગ્રીગેશન કેંપો વગેરે બાંધીને સારી મદદ કરી હતી. નીચલી ટીપમાંના તબીબો, સારા શેહેરીઓ તરીકેની પોતાની ફરજ બજાવવા માટે પોતાના ખાનગી ધંધાનો ભોગ આપીને મદદ કરવા માટે બાહેર પડયા હતા. નીચે જણાવેલા આસામીઓનો મોટો ભાગ પોતાની દૃઢતા, કુનેહ તથા સખત મેહેનતથી ડીસ્ત્રીકટ અમલદારોનો વીશવાસ મેળવી શકયો હતો, તેમજ મરકીના અટકાવ માટેના ઇલાજો પ્રજામાં લોકપ્રીય બનાવવામાં ફતેહમંદ નીવડયો હતો. તેઓનું કામ નામદાર ગવરનરે બારીકીથી તપાસયુંછે, અને હવે તેઓ સઘળાઓની કીમતી સેવાની પીછાન કરીને તેઓ દરેક જણનો નામદાર ગવરનર ઇન કાઉનસીલ પુર્ણ આભાર માનેછે."

એ આભાર માનેલાઓમાં ૧૮) ઇંગ્રેજ, ૬૩) હિંદુ, ૩૭) મુસલમાન, ૪) પોરટુગીજ, ૩) ઇસરાએલ અને નીચલા ૩૭) પારસીઓ મલી જુમલે ૧૬૨) ગ્રહસ્થોનાં નામ હતાં:—

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ, શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ., શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ.

**"એ" વારડ**—શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી, જે. પી; ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરક, જે. પી; ખાનબાહદુર બહમનજી મેહરામજી પટેલ, જે. પી; ડાકટર

દાદાભાઇ નવરોજજી શાએર, ડાકટર બેહરામજી નવરોજજી દારાબશેઠ, જે. પી; ડાકટર રતનશાહ તેહમુલજી નરીમાન, શેઠો રૂસતમજી પેશતનજી કરકરીઆ, નશરવાનજી નવરોજજી ગજધર, અરદેશર નવરોજજી ગજધર, બાપુજી પેશતનજી ઢોંડી.

**"બી" વારડ**—ખાનસાહેબ માણેકજી જમશેદજી આંદાના.

**"સી" વારડ**—ડાકટર કાવશજી હોરમજજી, જે. પી; ડાકટર કાવશજી પેશતનજી, જે. પી; ડાકટર દીનશાહ બહમનજી માસ્ટર, જે. પી; ડાકટર બેજનજી દાદાભાઇ કાપડીઆ, જે. પી; ખાંનબાહદુર ફકીરજી જીવાજી મોગરેલીઆ, જે. પી; ખાનસાહેબ નવરોજજી બેહરામજી સંતોક, જે. પી; ખાનસાહેબ ભીખાજી રતનજી રાંણા, ખાંનબાહદુર દારાશાહ રતનજી ચીચગર, જે. પી.

**"ડી" વારડ**—ડાકટર મનચેરજી બેહરામજી કોલાહ, જે. પી; ડાકટર ફરામજી શાપુરજી, જે. પી; શેઠ દોરાબજી નશરવાનજી બાધુરજી, ડાકટર અરદેશર દાદાભાઇ મોદી, જે. પી; ડાકટર માણેકજી ડોશાભાઇ કામા, ખાનબાહદુર બેહરામજી દાદાભાઇ રેજીસ્ત્રાર, જે. પી; નાનાભાઇ રૂસતમજી રાણીના, જે. પી; મનચેરજી દાદાભાઇ દાદીશેઠ બારીસટર.

**"ઈ" વારડ**—ખાંનસાહેબ કાવશજી એદલજી પટેલ, ખાનસાહેબ અરદેશર શેરાબશાહ મુસ, શેઠ પેશતનજી ફરામજી ભંડારા, ખાનસાહેબ ભીમજીભાઇ રૂસતમજી આશબરનર, શેઠો જમશેદજી કાવશજી ખરાદી, પેસતનજી કુવરજી દારૂવાલા.

**"એફ" વારડ**—શેઠ જમશેદજી ફરદુનજી માદન.

ઉપલા ગ્રહસ્થોનો ખાસ આભાર માનયા ઉપરાંત તેઓને તથા બીજા ૨૯૬) ગ્રહસ્થો, જેઓમાં ૧૫૪) હિંદુ, ૯૭) મુસલમાન, ૬) પોરટુગીજ, ૪) ઇઝરાએલ, અને નીચે મુજબ ૩૫) પારસીઓ હતા, તેમને નામદાર સરકારે "સરટીફીકેટ ઑફ મેરીટ" આપી હતી:—

**"એ" વારડ**—શેઠો મેહરવાંનજી દાદાભાઇ કોલાબેવાલા, શેરાબજી એદલજી દારૂવાલા અથવા માછલીવાલા, હોરમજજી ધનજીશાહ શાહ.

**"બી" વારડ**—શેઠ માણેકશાહ હોરમજજી નીકલસન.

**"સી" વારડ**—શેઠો ફરામજી બેજનજી ખરશેદજી લીલાઉવાલા, ડાકટર એદલજી કાવશજી તુફીના, શેઠ જેહાંગીરશાહ નાનાભાઇ ગજધર, ડાકટર ફરામજી એદલજી માદન, ડાકટર નશરવાંનજી જમશેદજી રૂસતમજી શેઠના, શેઠો હોરમજજી શેરાબજી લેલીનવાલા, ખાંનસાહેબ રતનજી ધનજીભાઇ સરવેયર, પેશતનજી બેહરામજી દાંતરા, દાદીબા હોરમજજી બીલીમોરીઆ, બાપુજી અરદેશર બીલીમોરીઆ, કેખશરૂ હોરમજજી બીલીમોરીઆ, રૂસતમજી ખરશેદજી પે-માસ્ટર, બી. એ; એલ. એલ. બી; દાદાભાઇ નશરવાંનજી કેરાંવાલા, જે. પી; જાંહગીર રૂસતમજી માસટર, ડોશાભાઇ રૂસતમજી કેરાંવાલા, ડાકટર કેખશરૂ શેરાબજી ઇજનેર, શેઠો હોશંગજી રૂસતમજી મોબેદજીના, રૂસતમજી મેહરવાંનજી માસટર, નશરવાંનજી માણેકજી અરજાંણી.

**"ડી" વારડ**—શેઠો ફરદુનજી મેહરવાંનજી બનાજી, નવરોજજી ધનજીભાઇ, જાંહગીર જીજીભાઇ લામ, નશરવાંનજી બહમનજી જશાવાલા, હીરજીભાઇ પેશતનજી દીનશાહ એડનવાલા.

**"ઈ" વારડ**—ખાંનસાહેબ પાલણજી પેશતનજી રાગીના.

**"એફ" અને "જી" વારડ**—ડાકટર શાવકશાહ શેરાબજી બાટલીવાલા, શેઠો એન. એમ. માંરશલના, આર. આર. બાપાસોલાના, એદલજી મનચેરજી જોશી, બાપુજી ખરશેદજી ઇસકોરવાલા, મનચેરજી શાપુરજી.[1]

---

તા૦ ૧૨ મી જુન.

રોજ ૧ માહ ૧૧ (ક૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ફરામજી કાવશજી બનાજી, એમ. એ.[2]—ઉમર વર્ષ ૩૨). એવણ મરહુમ શેઠ માણેકજી લીમજી બનાજીના નબીરા હતા. પ્રોપ્રાયટરી હાઇ સકુલમાં કેળવણી લઇ તેવણ સને ૧૮૮૨ માં ૧૫ વરસની નાની વયે મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પારસી ફતેહમંદ ઉમેદવારોમાં પહેલી પદવીએ આવ્યા હતા. બીજેજ વરસે પ્રીવીયસની પરીક્ષા પસાર કરી સને ૧૮૮૫ નાં વરસમાં તેવણે બી. એ. ની પરીક્ષા ચઢતી પદવી સાથ પસાર કરી, એક સુનંદા ગ્રાડયુએટનું માન મેળવયું હતું, એટલેકે એલીસ સકૉલરશીપ, જેમસ ટેલરવાળું ઇનામ તથા કોબડન કલબવાળો સોનાનો ચાંદ મળી એકી વખતે ત્રણ આગેવાન ઇનામો મેળવયાં હતાં. સને ૧૮૮૭ નાં વરસમાં તેવણે એમ. એ. ની યુનીવરસીટી ચઢતી ડીગ્રી પહેલા વરગમાં પસાર કરી ચેનસેલરવાળો સોનાનો ચાંદ પણ મેળવયો હતો, જે ઇનામ શરમાળ ચેહેરે સને ૧૮૮૮ નાં યુનીવરસીટી કાનવોકેશનમાં ચેનસેલરના હાથે મેળવવા માટે

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી જુન ૧૮૯૯.

૨ એવણની યાદગારીમાં બે જી. ઇનસ્ટી. ના ચેલાઓએ ફંડ કીધું હતું તેમાં રૂ.૧૨૧૫) ભરાયા હતા. તે રકમ બે. જી. ઇ. માં વેપારી પત્રવેહવારમાં ચઢતા આવનારા ચેલાને સ્કાલરશીપ આપવાને ટ્રસ્ટીઓને સોંપી હતી.

એવણની એકઠી કરેલી આસરે ૫૦૦) કેતાબો એલફીનસ્ટન કાલેજ લાઇબ્રેરીને મારચ ૧૯૦૧ માં ભેટ આપવામાં આવી હતી.

રજુ થયા તયારે એ "છોકરા" નો સાદો દેખાવ, શરમાળપણું તથા નાનું કદ જોઇ હાજર રહેલાંઓને કદાચ દયા લાગી આવી હોય, પણ એવાં ચંચળ ભેજાંની યોગય વાખવાખી ગાવા માટે તેઓ સઘળાઓએ મરનાર મી૦ ફરામજીને તાલીઓની ચાલુ શાબાશી આપી હતી. એ નવા "માસતર ઓવ આરટસ" ને તુરતજ એલફીનસટન કાલેજમાં પગારદાર "ફૈલો" નું રૂ૧૨૦ ના ખાસ મુસારાનું માન આપવામાં આવયું હતું, અને પહેલી તક મળતાં સને ૧૮૮૯ ના આગસટ માસની શરૂઆતમાં મુંબઇ ઇલાકાની વડી સરકારી કાલેજ—એલફીનસટન કાલેજ—માં તેવણને તર્કશાસ્ત્ર તથા ફીલસુફીના કામચલાઉ પ્રોફેસર નેમવામાં આવયા હતા, જે માન પશચીમ હીંદુસ્તાનમાં એક દેશીને પહેલીજ વાર મળેલું જણાયું હતું. એજ વરસથી મરહુમ મી૦ ફરામજી યુનીવરસીટીની મેટ્રીકયુલેશન તથા સકુલ ફાઇનલવાળી પરીક્ષાઓમાં તવારીખ તથા ભુગોળ વીદયાના એક પરીક્ષક તરીકે નેમાતા આવયા હતા, જે પછી યુનીવરસીટીની ચઢતી પરીક્ષાઓમાં પરીક્ષક નેમાવાનું તેવણને ગયા ડીસેમબર માસ સુધી માન મલેલું ચાલુ રહયું હતું. સને ૧૮૯૧ નાં વરસમાં નામદાર મુંબઇ સરકારે તેવણને આપણી યુનીવરસીટીના એક ફૈલો યાને સેનેટર નેમવાનું માન આપયું હતું, જે પદવીની રૂએ મરનારે એમ. એ. ની પરીક્ષાના "તવારીખ તથા ફીલસુફી" નો અભયાસ વધારે સંગીન બનાવવાની નેમથી એ પત્રકની ગોઠવણમાં ફેરફાર કરવામાં સારો હીસો આપયો હતો. એ ઉપરાંત મરનારે યુનીવરસીટી લાઇબ્રેરીમાં મેલેલાં પુસતકો વધારે સારી રીતે ગોઠવી આપયાં હતાં, એવી ખાહેસથી કે એ પુસતકોનો વધારે લાભ લેવાય. એજ વરસની શરૂઆતમાં તેવણ એલફીનસટન કાલેજમાં ઇંગ્રેજી સાહીતયના કામચલાઉ પ્રોફેસર નેમાયા હતા, જે માન પણ મુંબઇ ઇલાકામાં એક હીંદીવાનને પહેલુંજ મળેલું સીધ થયું હતું. એક ચંચળ દેશી જવાનની લાયકાતની એવી પીછાન કરવાની નામદાર મુંબઇ સરકારે બતાવેલી ઉદારતા "ફરજયાત હતી" એમ તે વખતે કેટલેક ઠેકાણેથી બોલાયું હતું, એવા સબબ સાથ કે એ અગતનો ઓધો લેવાને કોઇ લાયક ઇંગ્રેજ ઓધેદાર નામદાર સરકારને ન જડવાથી પોતાની એક કાલેજની કીરતી જાળવી રાખવા માટે એ પગલું ભરવાની નામદાર મુંબઇ સરકારને ફરજ પડી હતી. ગમે તે હોય, એ તકરાર તદન ખોટીખી હોય, પણ એટલું તો પાછળથી જણાયું કે મરહુમ પ્રોફેસર ફરામજી કાવસજી બનાજીને એ ઓધા ઉપર કાયમ કરવામાં આવય, ન હતા. આખરે મુંબઇમાં મરહુમ શેઠ બેહેરામજી જીજીભાઈની નાદર સખાવતથી ગરીબ પારસી છોકરાઓને સારી મધયમ કેળવણી આપવાને એક ધરમખાતું "શેઠ બેહેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇનસટીટયુશન" નામનું સને ૧૮૯૨ નાં વરસની શરૂઆતમાં સથાપવામાં આવયું, જે ખાતાંના પ્રીનસીપલ તરીકે મરહુમ મી૦ ફરામજી બનાજીની નેમણુક તા૦ ૧ લી મારચ ૧૮૯૩ થી કરી હતી, અને એ ચંચળ ગ્રાડયુએટ પોતાની ઉપર મેલાયલા મોટા વીશવાસને પુરેપુરી રીતે સાચા નીવડયા હતા. મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીની યાદગારીનાં જરથોસતી વીદયારથીઓને ઉતેજન આપવાનાં ફંડના એવણ એક ઘણા ઉપયોગી અધીકારી હતા, અને લાયક અભયાસીઓ ચુંટી કાઢવામાં કમીટીને એવણની સલાહનો ઘણો લાભ મળતો હતો. એજ મુજબ અત્રેની નેટીવ જનરલ લાઇબ્રેરીની કમીટીના પણ મરનાર એક અધીકારી હતા, તથા તેનાં પુસતકોના હાલના "કેટલગ" ની સારી ગોઠવણમાં મરનારનો મુખય હાથ હતો. વગર શકે મરહુમ મી૦ ફરામજી કાવસજી બનાજીનાં કવખતનાં મરણથી મુંબઇના કેળવાયલા દેશીઓએ પોતાનો એક તુરો, ખરેખર એક અતી શરમાળ, નમાનો તુરો ખોયો છે. મરનાર પોતા પાછળ બુઢાં, અપંગ માતાજી તથા નાનું કુટુંબ મેલી કુવારી જીંદગીમાંજ આ દુનીયા છોડી ગયાછે.

---

તા૦ ૧૫ મી જુન.

રોજ ૪ માહ ૧૦ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ બરજોરજી અંજીરબાગ—ઉમર વર્ષ ૪૫). અત્રેની મી૦ ખુરશેદજી મેહરવાંનજી બાલીવાળાની વીકટોરીયા નાટક મંડલીના એક લોકપ્રીય ખેલાડી હતા, અને મજકુર મંડલી સાથે બરમાહ, સ્ટ્રેટસ સંસ્થાન, હિંદુસ્થાનના ઘણાક ભાગો, કોલંબો અને છેક ઇંગ્લાંડ સુધી ફરી પોતાનાં નાટકી ગ્નાનમાં સારો વધારો કીધો હતો. તેવણ એક રમુજી ખેલાડી ગણાતા હતા. "હરીશચંદર" ના એ મંડલીના જાણીતા ખેલમાં "મંગલમીસર" ના ભાગથી અને "અદુ અડગરા" ના ફારસમાં "અદુ" નો મુખ્ય ભાગ બજાવી પોતાની નાટકી શક્તિ બતાવી લોકપ્રીય થયા હતા. એવણ એક અછા ચીતારા પણ હતા, અને એ મંડલીની "સીનરી" માં પણ એવણની પીછી વપરાતી હતી. મંડલી સાથે બેંગકોક ગયલા ત્યાંજ ગુજર્યા હતા.

---

તા૦ ૧૯ મી જુન.

આજ દીને નામદાર માહરાંણીજીના હોકમથી પ્રીનસ ઑફ વેલસે સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં કરાંચીવાલા શેઠ એદલજી દીનશાહ શરાફ, સી. આઇ. ઇ; તથા પુણાંવાલા ખાંનબાહદુર લફટનંટ દીનશાહ ડી. ખંબાતા હાજર થયા હતા.[1]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૯૯.

### તા૦ ૨૨ મી જુન.
### રોજ ૧૧ માહ ૧૦ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

આજ દીને સુરતમાં પેગમબર જરથોસ્તના દીક્ષાની નેઆતનું જાહેર જશન અને જમણ કરવાનું શરૂ થયું હતું. પેહલું એવું જાહેર જમણ સુરતમાં શેઠ દાદાભાઇ સોરાબજી જાલે આયજ સાલમાં કદમી દીસાને દહાડે પોતાને ખરચે કીધું હતું, અને આજે શેઠો મેહરવાનજી એદલજી સરકાવાલા અને ફરામજી બેજનજી પોસ્ટવાલાએ કીધું હતું.[1]

### તા૦ ૨૮ મી જુન.

મુંબઇના નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે આજે દીને પુણાં મધે કૌનસીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં **પ્રાઈવેટ એનટ્રીમાં** હાજર થયા હતા:—

સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, ડાકટર કાવશજી હોરમજજી, સરદાર ખાંનબાહદુર દોરાબજી પદમજી, શમસુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપ-આશાના, નવરોજજી દોરાબજી ખંડાલેવાલા.[2]

### તા૦ ૧ લી જુલાઇ.

પતીઆલાના માહરાજાએ પોતાના પારસી એડીકાંગ શેઠ કેખશરૂ માણેકશાહ મીરઝા તથા શેઠ બહમનજી માણેકજી બીલીમોરીઆને પોતાના બોડીગારડના કપટાનની પદવીએ ચઢાવી લશ્કરી લેબાસ પેહરવાનો હોકમ કીધો હતો.[3]

૧ એ કામ સદા જારી રાખવાને મરહુમ ખા૦ બા૦ બરજોરજી એદલજી મોદીની કોશેશથી તા૦ ૩૦ મી જુન ૧૮૯૯ થી જાથુકનું ફંડ ઊભું કરી તેનું તા૦ ૧૯ મી જુલાઇ ૧૯૦૪ ને દીને ટ્રસ્ટ કીધુંછે. એ ફંડના ટ્રસ્ટીઓ શેઠો દાવર કેખશરૂ એદલજી મોદી, ખુશરોબાઇ નોશરવાનજી બેહરેમંદખાન, ફરામજી બેજનજી પોસ્ટવાલા, અને નવરોજજી મેહરવાનજી સરકાવાલા હતા. એ ફંડ ઊભું કીધું તેમાં એવો ઠરાવ કીધોછે કે જે રૂ. ૧૦૦૦) આપે તેનું નામ જશનની બધી ક્રીયાઓમાં ફરમાએશનીમાં દેવું, અને રૂ. ૧૦૦) આપે તેના એક ગુજરેલા બેશીનું નામ ધરમ-ક્રીયામાં દેવું. આ ટ્રસ્ટનાં ૧૯૧૫ ના હીસાબની ચોપડી-પરથી જણાયછે કે તેની પુંજીમાં રૂ. ૧૯૪૦૦) ની સરકારી નોટો છે. એ ફંડમાં નીચલા ધણીઓએ ખાતાં પડાવેલાં છે:—રૂ. ૪૦૦૦) શેઠ મેહરવાનજી એદલજી સરકાવાલા, રૂ. ૧૦૦૦) શેઠ એદલજી કુવરજી પટેલ, રૂ. ૧૦૦૦) શેઠ નશરવાનજી ખરશેદજી રાંદેરીઆ, રૂ. ૫૦૦) શેઠ નવરોજજી મેહરવાનજી સરકાવાલા, રૂ. ૫૦૦) શેઠ નશરવાનજી ખરશેદજી સાહેર, રૂ. ૫૦૦) નવાબ ધનજીભાઇ ફકીરજી કામાડોર સી. આઇ. ઇ., રૂ૭૦૦) શેઠ એદલજી રૂસતમજી ઘડીઆલી.

૨ ટાઈમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩૦ મી જુન ૧૮૯૯.

૩ જામે જમશેદ, તા૦ ૫ મી જુલાઇ ૧૮૯૯.

### તા૦ ૭ મી જુલાઇ.
### રોજ ૨૬ માહ ૧૦ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ હોરમજજી વાડીઆ[4]—ઉમર વર્ષ ૫૩). આપણાં શેહરમાં જાણીતાં થયલાં દપ્પણીવાડીઆ કુટુંબના પાંચ ભાઇઓ[5]માંના એવણ વડા ભાઇ હતા. એવણના મમાવા પુનેવાળા શેઠ હોરમજજી મનચેરજી મીનબતીવાલાએ પાલક કરવાથી તેમનું નામ લેઇ એવણ ઓળખાતા હતા. કેળવણી લઇ બાહર પડવા પછી પેહલાં ટુક મુદત સુધી એવણ પુણાની કાંપ સ્કુલમાં અને પછી વાંદરાની પારસી બૉર્ડીંગ સ્કુલમાં શીક્ષક તરીકે રહ્યા હતા. છેલ્લાં ૨૦) વર્ષ થયાં સર દીનશાહજી પીટીટ હસ્તકની "મજગામ મીલ"ના સેક્રેટરી હતા, અને એક સારા હીસાબી ગણાતા હતા. મરહુમ મી૦ કુવરજી નાજરવાલી એલફીનસ્ટન નાટક કંપની જ્યારે ઇંગ્રેજી ભાષામાં શેકસ-પીયરના ખેલો કરતી હતી, ત્યારે પોતાના ભાઇઓ સાથે તેમાં ભાગ લેઇ અચ્છા ખેલાડી તરીકે નામ મેલવ્યું હતું. એવણે "ગુલીવરની મુસાફરી"નાં પુસ્તકનો ગુજરાતી તરજુમો કરી તે ૧૮૭૩ માં બાહેર પાડયું હતું. જે ઉપ-રાંત કેટલાક ગુજરાતી નાટકો તથા "પ્રોલોગ" એવણની કલમથી લખાયલા બાહેર પડયાછે. ૧૮૯૨ માં નામદાર મુંબઇ સરકારે એવણને એક સુલેહના અમલદાર નેમ્યા હતા.

### તા૦ ૧૨ મી જુલાઇ.
### રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ભીખાજી કાવશજી મોતીવાલા[6]—ઉમર વર્ષ ૫૫). એવણ એડનના જાણીતા વેપારી હતા. પોતાની છોકરવન વયે એડન જઇ શરૂઆતમાં સરકારી નોકરીમાં જોડાયા હતા. પછી વેપાર કરવા માંડયો, જેમાં બે મોટી દુકાનો એક તવાઇ બંદરે અને બીજી કાંપમાં ચલાવી મીલીટરી કંટ્રાકટો લેવા માંડયાં, અને આડતો ચલાવી ધંધો બહુ વધાર્યો. એવણ ત્યાંની જરથોસ્તી અંજુમનના અકાબર હતા. એવણની પેહડી તરફથી એડનમાં દર વર્ષ એક ગાહામબાર થાયછે.

૪ શેઠ જાંહગીર ધનજીભાઇ વાડીઆ, તથા બાઇ પુતલીબાઇ જાંહગીર કાબરાજી વગેરેના બાવા.

૫ શેઠો ખરશેદજી (અમદાવાદના સરકારી વકીલ), પેશતનજી (શેઠ બેહરાંમજી જીજીભાઇ પેહલાના ધર્મખાતાંના સેક્રેટરી), ડોસાભાઇ (સર જમશેદજીની સ્કુલના પ્રીનસીપાલ), અને મેહરવાંનજી (અત્રેની મ્યુનીસીપાલીટીના સેક્રેટરી) નશરવાંનજી વાડીઆના ભાઇ.

૬ શેઠો જાહંગીર ભીખાજી મોતીવાલાના બાવા.

એ મરહુમ શેઠ ભીખાજીની એક તસવીર એડનના મેહરવાંન બાગમાં ત્યાંની અનજુમને મુકાવી એમની યાદગારી જાળવીછે.

તા૦ ૧૩ મી જુલાઈ.

મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી ચીચગરે ઈ. સ. ૧૮૩૦ માં મુંબઈમાં જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાને ધર્મખાતે આપેલી "કરેલવાડી" ની મીલકતપર તેના છેલ્લા માલિક શેઠ હોરમજજી નવરોજજી સકલાતવાલાના માગનારાઓએ ઈ. સ. ૧૮૮૩ માં દાવો કીધો હતો તેના સંબંધમાં અતરેની હાઈ કોરટે તે વેળાના રેજીસ્ત્રાર મી૦ વાટકીન્સને મરનારની મીલકતના રીસીવર ઠરાવ્યા હતા. મી૦ વાટકીન્સે "કરેલવાડી" વેચવા માટે ટેનડર માંગ્યાં, પણ એ મીલકત ધરમખાતાંને લગતી છે એવું જાહેરમાં જાણીતું હોવાથી એક શીવાય કોઇપણ ખરીદદાર બહાર પડયો હતો નહીં. જે એક ટેનડર રીસીવરને મળ્યું હતું તે મી૦ અહમદભાઇ હબીબભાઇ તરફનું રૂ૩૫૦૦ માટેનું હતું અને રીસીવરે તે બહાલ રાખ્યું હતું. "કરેલવાડી"ની મીલકતમાં ત્રણ ઘરો ઉપરાંત બીજી કેટલીક જગ્યા આવેલીછે. તે મીલકતનો પાછળથી મી૦ અહમદભાઇ કબજો લેવા બહાર પડયા તે વેળા મરનારનાં કુટુંબીઓએ મીલકતનો કબજો આપવાની ના પાડતાં એવો વાંધો લીધો હતો કે મીલકત ધરમખાતાંની છે જેથી તે વેચી કે ખરીદી શકાય નહીં. શેઠ અહમદભાઇએ આ ઉપરથી મરનારનાં વીધવા તથા કુટુંબીઓ ઉપર આ મીલકતપરનો પોતાનો હક સાબેત કરવાની ફરીઆદી હાઇ કોરટમાં માંડી હતી, જેને લગતો મુકદમો નામદાર જસ્ટીસ બદરૂદીન તૈયબજીની હજુરમાં ગઇ તા૦ ૮ મીથી ચાર દીવસ સુધી ચાલ્યો હતો, અને તે દરમેઆન એ વાડી જરથોસ્તીઓના સરઅવસરના વપડાસમાં આવતી હતી તે વિષે પરતીવાદીઓ તરફથી શેઠો જમશેદજી નશરવાનજી ટાટા, ખાનબાહદુર દારાશાહ રતનજી ચીચગર, રતનજી બહમનજી દુબાશ, ખાનબાહદુર બહમનજી બેહરામજી પટેલ, પેશતનજી કાવશજી સોલીસીટર, દસ્તુર ખુરશેદજી બેજનજી, દસ્તુર શાપુરજી મનચેરજી ઇછાપોરીઆ, એ૦ નશરવાનજી જમશેદજી પાવરી, અને ખાનબાહદુર બેહરામજી દાદાભાઇ રેજીસ્ત્રારની શાક્ષી લેવામાં આવી હતી. જે પછી નામદાર જડજે આજ દીને ચુકાદો આપ્યો કે "કરેલવાડી" વાળી તકરારી વાડી લગન તથા બીજી ધરમક્રીયાઓ કરવા માટે સરઅવસરે વાપરવા અરથે પારસી કોમને કાયદા પ્રમાણે અરપણ કરવામાં આવેલી હતી, એવું મરહુમ મી૦ નવરોજીનાં વસયતનામાં ઉપરથી સાબેત થાયછે કે નહીં, તે મારે તપાસવું જોઇએછે. મરહુમ મી૦ નવરોજીએ ૧૮૫૮ નાં વરસમાં પોતાની હઇયાતી દરમયાન એક વસયતનામું કીધું હતું. તે વસયતનામામાં તેઓએ એવું ફરમાવયું હતું કે, "કરેલવાડી" વાળી વાડીનો હું પારસી કોમને લગન તથા બીજી ધરમક્રીયાઓ કરવા માટે સરઅવસરે જેવી રીતનો ઉપયોગ કરવા દેતો હતો, તેવી રીતનો ઉપયોગ કરવાની રજા મારી કજા બાદ મારા વડા છોકરા મી૦ હોરમસજીએ પણ પારસી કોમને આપવી. તોપણ આ વસયતનામાં ઉપરથી પાછું વળી વધુ એવું પણ સાબેત થાયછે કે, મરહુમ મી૦ નવરોજી આ "કરેલવાડી" વાળી તકરારી વાડીને ધરમખાતાંની મીલકત તરીકે નહી, પણ ખુદ પોતાનીજ મીલકત તરીકે ગણતા હતા, કારણકે તે વાડી ઉપર તેઓ પોતાના ત્રણ બેટાઓ મેથરજી હોરમસજી, દીનશાહ અને મેહેરવાનજીને સરખેભાગે હક આપી ગયા હતા. તયારે આ ઉપરથી એવું જણાયછે કે, મરહુમ મી૦ નવરોજી "કરેલવાડી" વાળી વાડીનો પારસીઓને સરઅવસરે જે ઉપયોગ કરવા દેતા હતા, તે ફકત ધરમ કરવાના પરોપકારી હેતુથીજ કરવા દેતા હતા, પણ તે મીલકત કાંઇ ખરેખર ધરમખાતે આપવામાં આવેલી હતી નહીં. મરહુમ મી૦ નવરોજીનાં વસયતનામાં ઉપરથી એવું કશું પણ પુરવાર થયું નથી કે, આ તકરારી વાડી પારસી કોમને સરઅવસરે ધરમ સંબંધી ક્રીયાકામો કરવા અરથે વાપરવા સારૂ અરપણ કરવામાં આવેલી હતી. આ કારણને લીધે એ વાદીને ધરમખાતાંની મીલકત ગણી શકાય નહીં, અને તેથી આ મુકદમાનો ચુકાદો વાદીની તરફેણમાં આપી બંધે ખોરચનો ખરચ પ્રતીવાદીને માથે નાખ્યો હતો.[1]

---

સરજયન મેજર એદલજી પાલણજી ફ્રેંચમેનને લશ્કરી તબીબખાતામાં ૨૦ વર્ષની નોકરી પુરી થવાથી સરજયન લફટનંટ કરનલની પદવીએ ચઢાવવામાં આવ્યા હતા.[2]

---

તા૦ ૨૧ મી જુલાઈ.

અરદેશર પેસતનજી ઘડીઆળી અને દીનશાહ પેસતનજી ઘડીઆળી વીરૂધ શીરીનબાઇ મેરવાનજી દલાલ અને રતનબાઇ જહાંગીરજી ઘડીઆળીવાળા મુકદમાનો ચુકાદો મી૦ જસટીસ ક્રોએ હાઇ કોરટમાં આપયો હતો.

વાદીઓએ પોતાનાં ફરીઆદનામામાં જણાવયું હતું કે જમશેદજી એમ. ઘડીઆળીનાં વીધવા ધનબાઇજી ૧૮૭૯ ના અકટોબર માસમાં, વસીયતનામું કરીને મરણ પામયાં હતાં. તેવણે વસીયતનામામાં ફરમાવયું હતું કે તેવણનાં માબાપ અને કુટુંબીઓના બાજરોજગાર તથા મુકતાદની ક્રીયા કરવા માટે રૂ૭૫૦૦ ની રકમ, ત્રસટમાં ગુલબાઇ તે જહાંગીર એદલજી ઘડીઆળીનાં વીધવાને આપવી. તેવણે એ વસીયતમાં એવું પણ ફરમાવયું હતું કે ગુલબાઇનાં મરણ બાદ એ રકમ બાજરોજગારની ક્રીયા કરવા સારૂ તેવણના ભાઇઓ (તે હાલના વાદીઓ) ને

---

૧ મુંબઇ સમાચાર, તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૯૯.
૨ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૯૯.

સ્વાધીન કરવી. મરનારની અસકયામતનો પાવર લઇ મજકુર રકમની સરકારી નોટો ગુલબાઇને સ્વાધીન કરવામાં આવી હતી. ગુલબાઇએ, વસીયતમાં ફરમાવવા મુજબ, પોતાની હયાતી દરમયાન બાજરોજગાર કરાવયા હતા. ૧૮૯૮ ના એપ્રેલ માસમાં ગુલબાઇ મરણ પામયાં, અને તેવણનાં મરણ બાદ મજકુર રકમની સરકારી નોટો તેવણનાં બેટીઓ શીરીનબાઇ તથા રતનબાઇ તે (હાલનાં પ્રતીવાદીઓ) ના હાથમાં ગઇ હતી. પહેલા વાદીએ એ નોટો મેળવવાને પ્રતીવાદીઓ કને માંગણી કરી હતી, અને તેઓએ કબુલ કરયું હતું કે, પહેલા વાદી એ બાબેની મંજુરીયાત બીજા વાદી કનેથી મેળવે, તો એ નોટો તેઓને શવાધીન કરવામાં આવે. પહેલા વાદીએ, જોઇતી મંજુરીયાત બીજા વાદી કનેથી મેળવીને જયારે પ્રતીવાદીઓને અરજ કરી કે, હવે એ નોટો સ્વાધીન કરવી, તયારે તેણીઓએ તે આપવાને ના પાડી હતી. વાદીઓનું કહેવું એ હતું કે, બાજરોજગાર, મુકતાદ વગેરે કરાવવા સારૂ એ નોટો અમને મળવી જોઇયે. માટે એ રકમની નોટો અમને અપાવવાને કોરટે પ્રતીવાદીઓને હુકમ કરવો.

પ્રતીવાદી બાઇઓએ બચાવનામામાં જણાવયું હતું કે બાજરોજગાર અને મુકતાદ કરાવવા સારૂં મજકુર રકમની નોટો ગુલબાઇને આપવામાં આવી હતી, તે કાયદા મુજબ ટકી શકે એવું ત્રસટ નથી અને મુદતના કાયદાની બાધ લાગુ પડવાથી મજકુર રકમ ઉપર ગુલબાઇનો સંપુરણ હક બેઠો હતો. ગુલબાઇએ પોતાની હયાતી દરમયાનજ મજકુર રકમની નોટોમાંથી ૩૩૦૦૦ ની નોટો વેચી નાખી હતી અને બાકીનો ભાગ પોતાનાં મરણની આગમજ અમો વચે વહેંચી આપયો હતો. અમને ૨૪૫૦૦ નીજ સરકારી નોટો મળી હતી અને તે ઉપર વાદીઓનો હક પુગતો નથી. મરનાર ધનબાઇજીની બાકી રહેતી મીલકતનો અવેજ મેળવવાનો હક ધરાવનારાઓ મનચેરજી માણેકજી ઘડીઆળી, નવરોજજી માણેકજી ઘડીઆળી, મેરબાઇ તે માણેકજી એદલજી ઘડીઆળીનાં બેટી તથા રતનજી બમનજી શરાફના વકીલોની તરફથી અમને નોટીસો મળીછે કે મજકુર નોટોમાંથી અમને ફાળો મેળવવાનો હક છે, તેથી તેમને પણ પક્ષકારો બનાવવાની જરૂર છે. આથી વાદીઓને મજકુર રકમ મેળવવાનો હક નથી.

નામદાર જડજે વાદીઓના લાભમાં ચુકાદો આપી, ૨૪૫૦૦ ની સરકારી નોટો અથવા હાલના બજાર ભાવે ઉપજતી તેની રકમ વાદીઓને આપવાને પ્રતીવાદીઓને હુકમો કરયો હતો તથા મુકદમાનો ખરચ પ્રતીવાદીઓને માથે નાખયો હતો.[1]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪ મી જુલાઇ ૧૮૯૯.

તા૦ ૨૧ મી જુલાઇ.

રોજ ૧૦ માહ ૧૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—પદમજી પાલણજી ફ્રેંચમેન[2]—ઉમર વર્ષ ૪૯). પુણેવાળા શેઠ પાલણજી નશરવાનજી ફ્રેંચમેનના બીજા દીકરા. નીઝામ સરકારની નોકરીમાં એવણ તાલુકદારનો ઓહદો ધરાવતા હતા, અને છેલ્લું દોહડ વર્ષ નીઝામ સરકારના ડેપ્યુટી પ્લેગ કમીશનરના ખાશ મદદનીશ તરીકે શોલાપોર ખાતે કામ કરતા હતા. એવણની બાહોશી અને ઇમાનદારીની પીછાંનમાં બીજા સર સાલારજંગ વગેરેએ ઘટતા લેખો સાથનાં ઘડીઆલો વગેરેની ભેટો એવણને કરી હતી. એવણ પુણામાં ગુજરયા હતા.

---

તા૦ ૨૧ મી જુલાઇ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ કે જેવણે પુણાંની દખણ કાલેજનું મકાન બાંધવા માટે રૂ.૧૦૦૦૦૦) ની રકમ ભેટ આપી હતી. તેવણની એક સુંદર તસવીર તેમના પુત્ર મરહુમ સર જમશેદજી જીજીભાઇ ત્રીજા બારોનેટે એ કાલેજમાં ભેટ આપેલી આજ દીને નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે એ કાલેજની લાઇબ્રેરીવાલાં દીવાંનખાનામાં એક મેલાવડાની હજુરમાં ઓઢ્ઢી મુકી હતી. સર જમશેદજી જીજીભાઇ ચોથા બારોનેટે ઉઠી તે નામદારનો ઉપકાર માનયો હતો.[3]

---

તા૦ ૨૭ મી જુલાઇ.

રોજ ૧૬ માહ ૧૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—જીવણજી હીરજીભાઇ રેડીમની[4]—ઉમર વર્ષ ૭૦). મરહુમ સર કાવસજી જાંહગીર રેડીમની, નાઇટ, ના વડા ભાઇ શેઠ હીરજી જાંહગીર રેડીમનીના એવણ વડા દીકરા હતા. એવણ પોતાના પીતા તથા કાકાની પેહડીઓની દલાલીમાં શામેલ થયા હતા, જે બોહલા વેપારને મુંબઇના શેરમેનીઆની ખુમારીમાં જબરા છાંટા લાગ્યા હતા, અને તે વખતથી એવણ ઘણી એકાંત જીંદગી ગુજારતા હતા. એવણ એકમારગી, સાલેસ, મલતાવડા, અને ચીવટ અસલી વિચારના હતા. સર કાવસજી જાંહગીર, પેહલા બેરોનેટના એવણ સગા પીતા હતા.

---

૨ શેઠો કેખશરૂ, રૂસતમજી, અને હોરમજજી પદમજી ફ્રેંચમેનના બાવા.

૩ મુંબઇ સમાચાર, તા૦ ૨૪ મી જુલાઇ ૧૮૯૯.

૪ શેઠો જાંહગીર (સર કાવસજી જાંહગીર ૧ લા બેરોનેટ), નવરોજજી, અને નશરવાનજી જીવણજી રેડીમની-ના બાવા.

તા૦ ૨ જી આગસ્ટ.

રોજ ૨૨ માહ ૧૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—શેરાબજી કાવશજી ખંબાતા—ઉમર વર્ષ ૪૪). મુંબઇના આગલા કાબેલ ઇંગ્રેજી લેખક. મી૦ કાવશજી એદલજી ખંબાતાના એવણ બીજા દીકરા થતા હતા. એવણ એક સારા ગુજરાતી લેખક હતા. એલ-ફીનસ્ટન કૉલેજમાં પ્રીન્સીપાલ કરકહામનાંના હાવભાવની તેવણ નકલ કરતા હોવાથી તેનાં નામ ઉપરથી મીત્રમંડળમાં "શેરાબ કરકહામ" ને નામે ઓળખાતા હતા. એવણે "મધુર વચન" નામનું એક માસીક ૧૮૮૫ થી પ્રગટ કરવા માંડયું હતું. પણ તે થોડા વરસમાં બંધ થયું હતું. તે ઉપરાંત "શુદ્ધ ગુજરાતી લખવાની રીતી" અને "હોમલીબાઇની વાયજ" નામના પુસ્તકો પણ રચ્યાં હતાં. અત્રેનાં "કયસરે હિન્દ" પત્રના અધી-પતીની ઇંગ્લાંડની ગેરહાજરી દરમેઆંન કેટલાક માસ સુધી તે અઠવાડીક પત્ર એવણે ચલાવ્યું હતું.

---

તા૦ ૬ થી આગશ્ટ.

રોજ ૨૬ માહ ૧૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

હાંસોટ મધે સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે પોતાના બેટી બાઇ ભીખાઇજીનાં પુનને માટે એક દરેમેહર બંધાવી આજ દીને પરઠાવી હતી.[1]

---

તા૦ ૭ મી આગશ્ટ.

રોજ ૨૭ માહ ૧૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—મનચેરશાહ બમનશાહ મારશલના[2]—ઉમર વર્ષ ૭૩). એવણ ભરૂચના એક આગેવાન વેપારી તથા શેહેરી તથા તયાંની પારસી પંચાયતના એક ત્રસ્ટી હતા અને ભરૂચ મધેજ ગુજર્યા.

---

તા૦ ૯ મી આગશ્ટ.

આજ દીને ભરૂચ મધે મરહુમ શેઠ મનચેરશાહ બહમનશાહ મારસલનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ રૂ. ૧૪૦૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ક્રિયા પુરી થવા પછી ભરૂચની પારસી પંચાતના મેનેજીંગ ટ્રસ્ટી શેઠ આદરજી મનચેરજી દલાલ, બી. એ. એ ઉઠી મરનારે લગભગ ૨૫) વર્ષ સુધી પંચાતની બજાવેલી સેવાની સ્તુતી કરી તેમનાં મરણની નોંધ દફતરે રાખવાને જણાવ્યુ હતું.[3]

---

સીમલા ખાતે ભરાયલાં આ સાલનાં ચીતારોનાં વાર્ષીક પ્રદર્શનમાં મુંબઇવાલા શેઠો મનચેરજી ફકીરજી પીઠાંવાલા તથા પેશતનજી બહમનજી પેનટરને ઇનામો મલ્યાં હતાં.[4]

---

લંડનની ત્રિનિટિ કાલેજ આવ મ્યુઝિક નામની ગાયન વિદ્યાને લગતી પાઠશાળા તરફથી મુંબઇમાં ગયા જુન માસમાં લેવાયલી પરીક્ષાનું પરિણામ નીચે મુજબ હતું:—
જુન્યર વિભાગમાં બાઇઆઇ લીમજી પાલમકોટ અને જાલ કેખુશરો નવરોજજી કાબરાજી; વચગાળેના વિભાગમાં ભીખાઇજી લીમજી પાલમકોટ, રૂસ્તમ બી. મોતીવાળા, સુનાબાઇ શાપુરજી જસાવાળા, અને આવાંબાઇ શાપુરજી જસાવાળા જે સઘળાંઓએ આ પરીક્ષા ઑનર સાથ પસાર કીધી હતી.

કલકતા મધે લેવાયલી એ ગાયનની પરીક્ષામાં બાઇ ખરશેદબાનુ ખરશેદજી રૂસ્તમજી શેઠના પસાર થયાં હતાં.[5]

---

લંડન મધે દેશપ્રદેશના કાન વગેરે દરદોના તબીબો-ની એક ઇનટરનેશનલ આટાલોજીકલ કાનગ્રેસ ભરાઇ હતી, જેમાં અતરેવાલા એક તબીબ ડાકટર હીરજી જાંહગીર દાદીશેઠે કાનનાં દરદો તથા તેના સંબંધ-માં અતરેના દેશીઓમાં વપડાતા તરેહવાર નવાઇ જેવા ઇલાજો વિષે એક નિબંધ રજુ કીધો હતો.[6]

---

૧ ગુજરાત મિત્ર, તા૦ ૧૩ મી આગશ્ટ ૧૮૯૯.
આ દરેહમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—
"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"આએ દરેમેહરનું મકાન શ્રી ગામ હાંસોટ જીલે "ભરૂચનાં તથા કુલે જરથોસ્તીઓને દીનઆઇનનાં કામ "સારૂ વાપડવા માટે મુંબાઇવાલા સર દીનશાજી માણેકજી "પીટીટ બેરોનેટે પોતાની બેહસ્તનશીન દીકરી બાઇ "ભીખાઇજી તે શેઠ દાદી નશરવાંનજી દાદીશેઠનાં ધણીઆંણી "૫૪) વરશની ઊમરે માથેરાંનમાં બીમાર પડવાથી તેવણને "રેલવેમાં મુંબાઇ લાવતાં રસ્તામાં કલ્યાણીનાં સ્ટેશન "આગલ રેલવેમાં રોજ આશતાદ માહા આદર શેહનશાહી "શને ૧૨૬૭ ય૦ જ૦ તા૦ ૭ મી જુન ૧૮૯૮ ને વાર "ભોમને દીને ગુજરી ગયાંછે, તેઓનાં પુનને શારૂ "બંધાવી ખુલી મુકાંછે. જેનો નીભાવ ખરચ ચંદ્રોકાળ "સુધી હાંશોટની જરથોસ્તી અનજુમને કરવો. ય૦ જ૦ "૧૨૬૮. ઇ૦ સ૦ ૧૮૯૯. સા૦ ૧૯૫૫."

૨ શેઠો માણેકશાહ, મરહુમ નવરોજજી, શાપુરજી, અને મરહુમ ડા૦ બેહરાંમશાહ મનચેરશાહ મારશલના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૧૧ મી આગશ્ટ ૧૮૯૯.

૪ જામે જમશેદ, તા૦ ૧૪ મી આગશ્ટ ૧૮૯૯.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી આગશ્ટ ૧૮૯૯.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી આગશ્ટ ૧૮૯૯.

તા૦ ૧૧ મી આગસ્ટ.

અમદાવાદવાલા ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલ, સી. આઇ. ઇ. એ અમદાવાદ મધે એક આંખની હાસ્પીટલ બાંધવા તથા ચલાવવા સારૂં રૂ.૩૪,૦૦૦) સરકારમાં આપ્યા.[1]

મુંબઇ ઇલાકાના ચુનંદા ઇંગ્રેજો (પ્રેસીડન્સી) તથા પારસીઓ વચ્ચેની હરીફાઇની ક્રિકેટ મૅચ છેલ્લા બે દીવસ ઉપર આતરેનાં મેદાનમાં રમાઇ હતી, અને તે પ્રેસીડન્સીવાલાઓની તરફેણમાં અધુરે ગઇ હતી. આ વેળાનો જાણવાજોગ બનાવ એ હતો કે અત્યારસુધી પારસીઓ તરફથી "અમપાયર" દાખલ એક યુરોપ્યનનેજ ઉભો રાખવામાં આવતો હતો, પણ આ વેળા પારસીઓએ પોતાના "અમપાયર" ની ચુંટણી પોતેજ કરવાનો હક મેલવવાથી, તેઓએ શેઠ શાપુરજી બરજોરજી સ્પેનસર, બી. એ., એલ. એલ. બી. ને નેમ્યા હતા.[2]

તા૦ ૧૩ મી આગશ્ટ.

રોજ ૩ માહ ૧૨ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—જાંહગીરજી હોરમજજી પંથકી, થાણેવાલા[3]—ઉમર વર્ષ ૭૬). એવણે ૧૮૫૦ માં અત્રેની એલફીનસટન ઇનસટીટયુટમાંથી નોરમલ સકોલરની પદવી મેળવી હતી અને થોડાક માસ સુધી તે ઇનસટીટયુટમાં એક શીક્ષક તરીકે રહયા હતા. ૧૮૫૧ માં એવણનાં જનમ વતન થાણા મધે અત્રેની બોરડ ઓફ એજયુકેશન તરફથી પહેલવહેલી ઇંગ્રેજી સ્કુલ ઉઘાડવામાં આવી, તેના વડા શીક્ષાગુરૂ તરીકે એવણને નેમ્યા હતા. ૧૮૫૪ થી ૧૮૫૮ સુધી થાણાની જરથોસતી અંજુમનનાં ફંડના એવણ સેક્રેટરી હતા. થાણેથી એઓની બદલી ૧૮૫૯ માં મુંબઇની ફોરટ બ્રાંચ સ્કુલના હેડમાસતર તરીકે થઇ હતી. એ ઉપરાંત નામદાર સરકારે ૧૮૬૧ થી એવણને અત્રેના કેળવણીખાતાંના ડેપ્યુટી એજયુકેશનલ ઇનસપેકટર નેમ્યા હતા. કેળવણીખાતાંમાં ૧૭ વરસ સુધી નોકરી બજાવી

---

[1] ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૯૯. એ બાબેતો સરકારી ઠરાવ નીચે આપ્યોછે:—

With a view to provide an Ophthalmic Hospital for Gujarat, the want of which is much felt, and to remove the inconvenience caused by the absence of proper accommodation in the Hathesing and Premabhai Civil Hospital at Ahmedabad, for dispensing medicine to out-door patients, Khan Bahadur Nowrojee Pestonjee Vakil, C. I. E., of Ahmedabad, offered in 1894 a sum of Rs. 25,000, being half the cost as estimated by him of erecting the requisite buildings, in the compound of the Civil Hospital. The cost of the necessary buildings, including fittings, was found on enquiry to be about Rs. 32,000, and as the project also involved certain recurring charges, Government could not, in the then condition of their finances, assume responsibility for the expenditure.

Mr. Vakil subsequently offered to increase his donation so that Government would not have to incur any charges for some years to come, and after some correspondence he raised his gift to a total of Rs. 34,000, the conditions attached to it being (1) that a qualified ophthalmist be always placed in charge of the Hospital, (2) that the institution be called the Nowrojee Ophthalmic Hospital and Nowrojee Dispensary, and (3) that the designs be shown to Mr. Vakil before execution. The plans and estimate, the latter amounting to Rs. 30,950, of the buildings for the two institutions prepared by the Public Works Department and an estimate, amounting to Rs. 1,891-13-6, for the necessary furniture and fittings, have been accordingly forwarded to Mr. Vakil for approval. As regards the second condition Mr. Vakil has been informed that it has been accepted, and that Government have much pleasure in acknowledging his munificent gift by naming the buildings after him. But in respect to the first condition, it has been intimated to Mr. Vakil that Government will do their best, with due regard to the exigencies of the public service, to provide from time to time suitable incumbents for the post, and that they will also be prepared to give careful consideration to any proposals the Surgeon-General with the Government of Bombay may be able to make for training medical subordinates in Ophthalmic Surgery, but that they regret that they cannot agree to fetter their liberty of appointment by promising to invariably nominate a man of any particular class.

Mr. Vakil has approved of the plans and estimate and paid the sum of Rs. 34,000 into the Government Treasury. The Public Works Department have been requested to take early steps for the erection of the buildings, with the necessary furniture and fittings, out of the sum given by Mr. Vakil, the balance being utilized, with the aid of the contributions of the Municipality and the District Local Board of Ahmedabad, to meet the recurring charges. Arrangements having now been completed for the inauguration of the scheme, his Excellency the Governor in Council desires to make a public acknowledgment of Mr. Vakil's generous benefaction for so charitable an object as the provision of an Ophthalmic Hospital for Gujarat and an Out-door Dispensary at the Civil Hospital, Ahmedabad.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨-૧૪ મી આગસ્ટ ૧૮૯૯.

[3] શેઠો ફ્રુરેઝજી (સીકંદરાબાદવાળા બેંકર) તથા દીનશાહ જાંહગીરજી પંથકીના બાવા.

૧૮૬૭ માં પેનશન ઉપર રીટાયર થયા હતા અને ૩૨ વરસની લાંબી મુદત સુધી સરકારી પેનશન મેળવ્યું હતું. જરથોસતી છોકરીઓની નીશાળ મંડળીના એવણ ૧૮૬૧ થી ૧૮૮૬ સુધી ૨૫ વરસવેર આનરરી સેક્રેટરી હતા. ૧૮૭૧ થી મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનાં ધરમખાતાંના પણ એવણ સેક્રેટરી હતા. ૧૮૯૫ માં 'જરથોસતી ધરમનું પુરાતમપણું, તેની ખરી ખુબી અને તેની બીજા ધરમો ઉપર થયલી અસર' એ નામનું એક ગુજરાતી પુસતક એવણે પ્રગટ કરયું હતું. એવણનું મરણ દખણ હૈદરાબાદ મધે નીપજ્યું હતું.

---

તા૦ ૨૨ મી આગશટ.

આ સાલની હાઇ કોરટ અને ડીસ્ત્રીક્ટ પલીડરની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

**હાઈ કોરટ પલીડર**—રૂસતમજી ધનજીભાઇ ખરશેદજી રતનાગર, નાદરશાહ શાપુરજી તારાપોરવાલા, શાવકશાહ માણેકજી તલાટી.

**ડીસ્ત્રીક્ટ પલીડર**—પીરોજશાહ બરજોરજી પરવેઝર, ખરશેદજી મેહરવાનજી હકીમ.[1]

---

શેઠ બહમનજી દીનશાહજી પીટીટને મુંબઇના નામદાર ગવરનરની લેજીસલેટીવ કૌનસીલના એક સભાસદ તરીકે નેમ્યા હતા.

શેઠ જાંગીરજી ડોશાભાઇ કરાકાને નામદાર સરકારે કરાંચીના પોરટ ટ્રસ્ટના વાઇસ-ચેરમેન નેમ્યા હતા.[2]

તા૦ ૨ જી સપટેમબર.

રોજ ૨૩ માહ ૧૨ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

સુરત મધે રૂસ્તમપરાનાં બેહદીન સાથનાં ભરથાણાંવાલાં દોખમાંઓની શગડી આગલ મોબેદને રેહવા તથા જશન વગેરે ક્રિઆ કરવા સારૂ બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં વીધવાએ પોતાનાં માતાજી બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટનાં પુનને સારૂ રૂ.૩૧૦૦) ખરચી બંધાવેલું મકાન આજ દીને જશન કરી ખોલ્લું મુકયું હતું.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૩ મી આગસ્ટ ૧૮૯૯.

૨ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૨૪ મી આગસ્ટ ૧૮૯૯.

૩ જામે જમશેદ, તા૦ ૫ મી સપટેમબર ૧૮૯૯.
આ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—
"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આ મકાન મરહુમ બાઇજી દીનબાઇ તે બેહેશતનશીન શેઠ નશરવાનજી માણેકજી પીતીતનાં વીધવાનાં "પુણને સારે તેવણનાં બેટી બાઇજી આવાંબાઇ તે મરહુમ "શેઠ ફરામજી દીનશાજી પીતીતનાં વીધવાએ રૂ.૭૧૦૦) ના "ખરચે બંધાવી આપ્યુંછે, અને તે શ્રી સુરતના રૂસ્તમપરાના બેહેદીન સાથના કુલે જરથોસ્તીઓના વપરાસ "માટે, રોજ ૨૩ મો દેપદીન દાદાર હોરમજદ, માહ ૧૨ "મો સફનદારમદ અમસાસપંદ, શેહેનશાહી, સને ૧૨૬૮ "યઝદેજરદી. તા૦ ૨ જી સપટેમબર સને ૧૮૯૯ ને વાર "સનેબને દીને, ખુલ્લું મેલવામાં આવ્યુંછે."

તા૦ ૪ થી સપટેમબર.

રોજ ૨૫ માહ ૧૨ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—ડાકટર ડોશાભાઇ બરજોરજી કાંદાવાલા—(ઉમર વર્ષ ૪૮). એવણ મુંબઇની યુનીવરસીટીની એલ. એમ. એંડ એસ. ની તબીબી પરીક્ષા પસાર કરી મુંબઇ મધે ધોબીતલાવપર તબીબપણું ચલાવતા હતા.

---

તા૦ ૧૦ મી સપટેમબર.

ગાથા ૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—શેરાબજી માણેકજી બાએઆ—(ઉમર વર્ષ ૮૩). એવણ સુરતના એક જાણીતા વેપારી તથા ત્યાંની ડીસ્ત્રીક્ટ મેટ્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ તથા મરહુમ સર જમશેદજીના પારસી ધરમનાં ફંડને લગતા સુરતના એક મેનેજર હતા.

---

તા૦ ૨૬ મી સપટેમબર.

રોજ ૧૧ માહ ૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી શેરાબજી વજીફદાર—(ઉમર વર્ષ ૮૬). નવસારીના દસ્તુર ખાનદાનના નબીરાઓ સાથે બેશીનું નાતું હોવાથી એવણનો ત્યાંની અંજુમનમાં સારો મોભો હતો. ૫૦) વર્ષની પાકટ વયે મુનસફની દીકત પરીક્ષાનો અભ્યાસ કરવાની ખંત બતાવી ૧૮૬૩ નાં સાલમાં એ પરીક્ષા પસાર કરી મુંબઇની વડી અદાલતના જડજ સાહેબો તરફથી પ્રસંશા મેલવી હતી. પોતાના ધીકતા ધંધામાં સુખી હોવાથી સરકારે અહમદનગરમાં તેમની કરવા માંગેલી મુનસફ તરીકેની નેમણુંક ના પાડી હતી. હાઇ કોર્ટના જડજોની ઉપલી સારી સર્ટિફિકેટને લીધે નામદાર મહારાજા ગાયકવાડ એમને ૧૮૮૬ માં પોતાની અદાલતોમાં કામ કરવાને યોગ્ય વકીલ ઠરાવ્યા. તેને લગતી ફરજયાત પરીક્ષા પસાર કરવા માટે હુજુર ઠરાવ કરીને તેમને તેની કડાકુટમાંથી બાતલ કર્યાં. સેવટ લગણ પોતાનો મોબેદી મોભો અને પોશાક જાળવી રાખ્યા છતાં, પોતાના મુનસફી ઓધાની આંટ ને બોજ નીભાવવાની બાબતમાં મરનાર કદી પણ પછાત પડયા ન હતા. એક વેળા કામ પડતાં પોતાની ફી મળવા વગર કશી પણ જુબાની આપવાને હાઇ કોર્ટના કમિશનરની રૂબરૂ એવણે ધસીને ના પાડી. તકરાર સાંભળીને કમિશનરે આખરે ચુકવ્યું કે જોકે એવણ વકીલાત કે મુનસફગીરી કરતા નથી, છતાં એવણ જ્યારે પોતાની હકની લડાઇ ખાતર ફી માંગે તો તે મેળવવાને હાઇ કોર્ટના અધીકારી દાખલ એવણ વાજબી છે.

તા૦ ૨૭ મી સપટેમબર.

આ વર્ષની હાઇ કોરટના સોલીસીટરોની પરીક્ષાના એક પરીક્ષક તરીકે નામદાર જડજોએ શેઠ દીનશાહ જીજીભાઇ સોલીસીટરનેનેમ્યા હતા.[1]

---

શેઠ રૂસતમજી ધનજીભાઇ મેહતા, સી. આઇ. ઇ. ને ઇરાનની સરકારના કલકતા ખાતેના કૉનસલ નેમ્યા હતા, જે નેમણુકને હિંદુસ્થાનની નામદાર સરકારે બાહલી આપી હતી.[2]

---

શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ કરંજ મધે એક નિશાલનું મકાન બાંધવા માટે રૂ.૧૦૦૦) ભેટ આપ્યા હતા.[3]

---

તા૦ ૧ લી અકટોબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૧ લી નવેમબર ૧૮૯૭ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૮ સુધીના હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેપરથી જોવામાં આવેછે કે, વરસની સેવટે પંચાતનાં ફંડના ટ્રસ્ટીઓ હસ્તકનાં ધરમનાં ફંડખાતાંઓની પુંજી એકંદર રૂ.૪૧૪૨૧૪૧ા૧૦ાા ની હતી. આગલાં વરસની સેવટે એ પુંજી રૂ.૩૯૮૯૪૮૭ા૬ ની હતી. એટલે આ સાલમાં કુલે વધારો રૂ.૧૫૨૬૫૩ાાા૪ નો થયો હતો.[4]

---

૧ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૯.

૨ જામે જમશેદ, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૯.

એ બાબે નામદાર શાહનું ફરમાંન શેઠ રૂસતમજીને આપવા માટે તેમનાં કેનીંગ સ્ત્રીટનાં મકાનમાં તા૦ ૪ થી અકટોબર ૧૮૯૯ ને દીને એક મોટો મેલાવડો થયો હતો. શીઆ પંથના વડા ધર્મગુરૂ શમશુલ ઓલમા શેખ મહમદ ગેલાંનીએ ફરમાંન ફારસીમાં વાંચી એનાયત કીધું, અને તરત મકાંન ઊપર ઇરાંની વાવટો ચઢયો.

૩ જામે જમશેદ, તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૯૯.

૪ આ સાલમાં અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| જુદાં જુદાં ખાતાંઓનાં આ સાલ તથા આગલાં સાલના વધારામાંથી નોટ તથા બાંડો ખરીદ કીધાં તેના .................. | ૮૦૭૦૦) |
| જુદા જુદા ધણીઓએ ધરમખાતે અનામત રાખવા રકમો આપી ............ | ૫૩૦૦૦) |
| કુલે | રૂ.૧૩૩૭૦૦) |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમનાં આએ સાલ ત્રણ નવાં ખાતાં નીચે પ્રમાણે પાડયાંછે:—

૧—સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટે પોતાના મુરબીજી બાવાજી માણેકજી નશરવાંનજી પીટીટ તથા માતાજી બાઇ હમાબાઇ જીજીભાઇ દાદાભાઇ મુગાનાં પુનને સારૂ શ્રી નવસારી મધે સગડી બંધાવી, તેનાં નીભાવ ફંડનું ધરમખાતું રૂ.૭૦૦૦) નું.

૨—શેઠ નવરોજજી જાંહગીરજી ગામડીયાએ પોતાના બાવાના પેહલીવારના સસરા બેહસ્તનશીન શેઠ નવરોજજી મેહરજી તથા તેઓનાં ધણીઆંની બાઇ મોટીબાઇનાં પુનને સારૂ કરેલું ધરમખાતું રૂ.૫૦૦૦) નું.

૩—શેઠ કાવસજી દીનશાહજી એડનવાલા સી. આઇ. ઇ. એ પોતાનાં ધણીઆંની બાઇ જરબાઇનાં પુનને સારૂ કીધેલું ધરમખાતું રૂ.૫૦૦૦) નું.

**૧૮૯૭-૯૮ માં જુદા જુદા ધણીઓએ રૂ.૩૧૦૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપી તેની ટીપ.**

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ. રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| શેઠ કાવશજી દાદાભાઇ દુબાશ તથા છોકરાઓ. | ૫૦૦ | મુંબઇનાં આંધળાંપાંગળાં તથા લાચાર જરતોસતીઓનો પરવરશી કરવા માટે પગાર આપવાનાં ફંડ ખાતે. |
| શેઠો એદલજી તથા બેજનજી કાવશજી જસાવાલા. | ૫૦૦ | " " " " |
| શેઠ અરદેશર રૂસતમજી દલાલ. | ૫૦૦ | " " " " |
| આ૦ શેઠ ફરદુનજી કાવશજી મુલ્લાં તથા ધણીયાંણી બાઇ સુનાબાઇ. | ૫૦૦ | " " " " |
| શેઠ ખોદાદાદ ધનજીશાહ ડુંગાજી. | ૫૦૦ | " " " " |
| શેઠ જમશેદજી જાંહગીરજી લાલા તથા ધણીયાંણી બાઇ નવાજબાઇ. | ૫૦૦ | " " " " |
| શેઠો એદલજી તથા બેજનજી કાવશજી જસાવાલા. | ૫૦૦ | કુલ જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |

(ફુટનોટ પાને ૭૬૧ થી ચાલુ.)

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| શેઠ એદલજી કાવશજી પાલણજી શેઠના. | ૫૦૦ | કુલ જરતોસતી રવાંનને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| શેઠ હીરજીભાઈ માણેકજી શેઠના તથા બેહેનો. | ૧૦૦૦ | ” ” ” ” |
| બાઈ શાકરબાઈ તે મરહુમ શેઠ મનચેરજી પેસતનજી ચીનગરનાં વીધવાનાં છોકરાંઓ. | ૫૦૦ | ” ” ” ” |
| શેઠ જાંહગીરશાહ પુરશેદજી કેમેસરીવાલા તથા એશીઓ. | ૫૦૦ | ” ” ” ” |
| શેઠ ભીખાજી કાવશજી મામા. | ૫૦૦ | મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરતોસતીઓને રૂપીયા વેહેંચી આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ જીવણજી જમશેદજી મોદી. | ૫૦૦ | સર જમશેદજી જીજીભાઈ જરતોસતી મદરેસા ફંડ ખાતે. |
| શેઠો એદલજી તથા બેજનજી કાવશજી જસાવાલા. | ૫૦૦ | ચોપાટીનાં ધરમશાલામાં આંધલાંપાંગલાં તથા લાચાર જરતોસતીઓને રાખી પરવરશી કરવાનાં ફંડ ખાતે. |
| શેઠ રતનજી પેસતનજી સદરવાલા. | ૨૦૦૦ | ” ” ” ” |
| શેઠ હીરજીભાઈ માણેકજી શેઠના તથા બેહેનો. | ૨૦૦૦ | ” ” ” ” |
| બાઈ વીરબાઈજી તે મરહુમ શેઠ પેસતનજી શેરાબજી શેઠના વીધવાના એકઝીકયુટરો. | ૨૦૦૦ | ” ” ” ” |
| બાઈ શીરીનબાઈ નશરવાનજી બહમનજી કામા. | ૩૦૦૦ | ” ” ” ” |
| બાઈ ખરશેદબાઈ અરદેશર દાદીશેઠ. | ૫૦૦ | ગરીબ લાચાર જરતોસતી વીધવાઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ શેરાબજી બહમનજી માસતર. | ૫૦૦ | ” ” ” ” |
| શેઠ કાવશજી દાદાભાઈ દુબાશ. | ૫૦૦ | ” ” ” ” |
| બાઈ ડોસીબાઈ તે મરહુમ શેઠ શેરાબજી માણેકજી પોહોંચખાનાવાલાનાં વીધવાના ટ્રસટીઓ. | ૪૦૦૦ | ” ” ” ” |
| શેઠ હીરજીભાઈ માણેકજી શેઠના તથા બેહેનો. | ૧૦૦૦ | ” ” ” ” |
| આ૦ શેઠ ફરદુનજી કાવશજી મુલ્લાં તથા ધણીયાંણી બાઈ સુનાબાઈ. | ૫૦૦ | ” ” ” ” |
| ડાકટર કાવશજી હોરમજજી બીલીમોરીયા. | ૫૦૦ | ” ” ” ” |
| શેઠ જાંહગીરશાહ પુરશેદજી કેમેસરીવાલા તથા એશીઓ. | ૫૦૦ | ” ” ” ” |
| શેઠ દીનશાહજી નવરોજજી બેદ. | ૫૦૦ | પંચાએતનાં જનરલ ફંડ ખાતે. |
| શેઠ હોરમજજી જમશેદજી કોટવાલ. | ૫૦૦ | નવસારીનાં જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| શેઠ અરદેશરજી માણેકજી દેશાઈ. | ૫૬૦ | ” ” ” ” |
| શેઠ પેસતનજી હોરમજજી ચીનાઈ. | ૫૦૦ | શ્રી ઇગતપુરાની અનજુમનનાં ફંડ ખાતે. |
| સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ. | ૩૦૦૦ | મરહુમ શેઠ કાવશજી દીનશાજી પીટીટનાં પુનને સારૂં તેવણના બાવા તથા એશીઓએ કીધેલાં ધરમ ખાતે. |
| સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ. | ૩૦૦૦ | બેહેસતનશીન બાઈ રતનબાઈ દીનશાહજી પીટીટ તે શેઠ ફરામજી દોરાબજી પાંડેનાં ધણીયાંણીનાં પુનને સારૂં તેવણના બાવા તથા એશીઓએ કીધેલું ધરમ ખાતું. |
| સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ. | ૧૫૦૦ | સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટે પોતાની યાદગારી સારૂં ઊભાં કીધેલાં ધરમ ખાતે. |
| સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ. | ૨૦૦૦ | સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટે પોતાના એશીઓ તથા દોસતઆશનાઓનાં પુનને સારૂં કીધેલાં ધરમ ખાતે. |
| | ૬,૩૧૦૦૦ | |

તા૦ ૧ લી અકટોબર.

આએ વર્ષ મરકી પાછી આગશટ માસથી શરૂ થઈ. એ મહીનામાં કોટના પારસીઓમાં ઘણાં મરણો થયાં હતાં.

ડાકટર હાફકીનની રૂસીની હીમાયતમાં ટ્રસ્ટીઓ તરફથી સપટેમબર તથા અકટોબરમાં નીચલા ગ્રહસ્થો પાસે ભાષણો અપાવ્યાં હતાં:—એમ૦ જીવણજી જમશેદજી મોદી, રૂસતમજી મેહરવાનજી માસટર,—ખાનબાહદુર બહમનજી બેહરામજી પટેલ,—ખાનબહાદુર દારાશાહ રતનજી ચીચગર,—ડાકટર નાનાભાઇ નવરોજી કાતરક,—નાનાભાઇ નશરવાનજી માસટર,—ડાકટર કાવશજી એદલજી દાદાચાનજી,—એમ૦ એદલજી ફેરશાસપજી આંતીઆ,—ડાકટર રૂસતમ નાનાભાઇ રૂ. રાણીના,—એમ૦ નશરવાનજી બરજોરજી દેસાઇ, ખરશેદજી રૂસતમજી કામા.[1]

આએ વર્ષ વરસાદ થોડો પડવાથી દુકાલ પડે એવી ધાસ્તી હતી તેથી ગુજરાતનાં શેહરો અને ગામોમાં જગેજગ જરથોસ્તીઓએ સંકટનીવારણ માટે ફંડો કરી મદદ મોકલી હતી.[2]

૧ મુંબઇની મરાઠા હાસ્પીટલના સંબંધમાં એક પલેગનો વૉરડ રૂ.૨૫૦૦) ને ખરચે શેઠ નવરોજી માણેકજી વાડીઆએ બાઇ મોટલાંબાઇનાં નામથી બંધાવી ડીસેમબર ૧૮૯૯ માં વાપડવા આપયો હતો.

સુરતમાં રૂસતમપરામાં મરકીથી એક મરણ તા૦ ૨૬ મી સપટેમબરે પેહલું આએ વર્ષે થયું. તેથી ફરામપરામાં મી૦ ધાલાની વાડીમાં મરકીની પારસી હાસ્પીટલ તથા કંપાઊંડમાં સીગ્રીગેશન કેંપ ઊઘાડી હતી. ફંડ કરી શેઠ બેજનજી વકીલને સરનશીન તથા ખજાનચી અને શેઠો હોરમજજી નવરોજી ગોલવાલા તથા હોરમજશાહ કાવશા ધાલાને સેક્રેટરીઓ નેમ્યા હતા. ડાકટર ફરદુનજી એદલજી શેરડીવાલા સુરતની હીંદુ હાસ્પીટલના હાનરરી સરજયન હતા. ડાકટર દીનશાહ જીવાજી એદલબેહરામના બેગમપુરાની હાસ્પીટલના હાનરરી સરજયન હતા.

પુણા મધે મરકી વખ્તે જરતોસ્તીઓની સેવા બજાવવા માટે શેઠો પાલણજી નશરવાનજી ફ્રેંચમેન તથા ખા૦ બા૦ મેહરહોશંગ દસ્તુર (પા૦ હાસ્પીટલના સેક્રેટરીઓ) તેમજ ડા૦ શેરાબજી હોરમજજી મોદી અને ડા૦ જમશેદજી ફરામજી કોલાપુરવાલાને તા૦ ૨૬ મી અકટોબર ૧૯૦૧ ને દીને નશરવાનજી માણેકજી પીટીટ હાલમાં જરતોસ્તીઓની સભા ભરી માનપત્રો ચાંદીના દાબડામાં મેલી આપવામાં આવ્યાં હતાં.

૨ કાલકાદેવીવાલા મી૦ શેહરીયાર અસપંદીઆર ઇરાનીએ સંકટનીવારણ ફંડ અર્થે એડીસનનાં ફોનોગ્રાફનો એક કૉનસરટ તા૦ ૭ મી અકટોબર ૧૮૯૯ ને દીને ગેઇટી થીએટરમાં કીધો હતો, અને તેનો ખરચ બાદ કર્યા વગર થયલી સર્વે ઊપજ રૂ.૧૦૧૩ાા એ ફંડમાં આપી દીધી હતી. એજ મુજબ મી૦ કાવસજી પાલનજી ખટાઊએ પોતાની આલફ્રેડ નાટક મંડળીનો ખેલ તા૦ ૮ મી ડીસેમ્બરને દીને કરી તેની ઊપજ રૂ.૧૧૨૧ા એ ફંડમાં આપી હતી.

ભરૂચમાં થયલાં ફંડમાં રૂ. ૧૦૦૧), મેશરસ ખરશેદજી એદલજી (૫૦૦) આદરજી તથા રતનજી મનચેરજી દલાલ, રૂસતમજી હોરમજજી વખારીઆ, (૩૦૦) દીનશાહ ફરદુનજી એંડ બ્રધરસ, (૨૦૦) સરજયન મેજર કાવશજી હો૦ મીસ્ત્રી, (૧૦૦) ધનજીશાહ દાદાભાઇ, રતનજી એદલજી કાંગા. મી૦ આદ-

તા૦ ૩ જી અકટોબર.

રોજ ૧૯ માહ ૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

તારાપોરનાં દોખ્મામાં આગલ શગડીની પાસે જશન તથા જમણકામના ઉપયોગને માટે એક નાહનું મકાન ત્યાં-

રજી મનચેરજી દલાલ, જેઓએ એ શેહરના ગરીબ, પણ જમાનાની ગીરદેશી નીચે આવી ગયલાં આબરૂદાર મેહોમેદન કુટુંબો અને પરદા બાનુઓને મદદ કરવા માટે સરદાર હાજી કાસમ મીઠા તથા બીજાઓ સોડેથી મદદ મેળવીને નજદીક ૧૭૦ ચોખાની ગુણો અત્રે વેહેંચાવવા સારૂ મેળવી હતી, તેઓએ તયારપછી મુંબઇ ઈલાકાનાં દુકાળ નીવારણ ફંડની કમીટીના પ્રમુખ સર લોરેનસ જેનકીનસ ઊપર એક અરજપત્રીકા મોકલીને રૂ. ૬૦૦૦) ની મદદ મેલવી હતી.

બાઇ આવાંબાઇ ફરામજી પીટીટે જાંહગીરડીનાં સેનીટેરીયમ તથા રેલવે સ્ટેશન વચ્ચે રસ્તો બાંધવા સારૂં રૂ. ૨૦૦૦) કલેકટરને આપ્યા હતા.

પાલણપોરનાં દુકાલ ફંડમાં સર દીનશાહજી માણેકજી પીટીટે રૂ.૬૨૧) તથા મનચેરજી વાડીલાલની કું૦એ રૂ.૧૫૧) ભર્યા હતા.

ખંબાતનાં દુકાલનાં ફંડમાં સર દીનશાહજીએ રૂ.૫૦૦) આપ્યા હતા.

અમદાવાદમાં ઢોરોનાં રક્ષણ માટે થયલાં ફંડમાં ખા૦ બા૦ નવરોજી તથા જાંગીર પેશતનજી વકીલે રૂ.૧૦૦૦) તથા શેઠ જમશેદજી ન. તાતાએ પણ રૂ. ૧૦૦૦) ભર્યા હતા.

અમદાવાદવાલા ખા૦ બા૦ જાંગીરજી પેશતનજી વકીલે શાહીબાગ આગલનાં એક ખેતરમાં નવું પુઅર હાઊસ ઊઘાડયું હતું, જયાં ૧૦ વર્ષની અંદરનાં છોકરાંઓને તથા ભુખ અને દુખથી નાચાર થઇ ગયલાંઓને દરરોજ ખીચડી ખવરાવવામાં આવતી.

મેએ ૧૯૦૦ માં મી૦ માણેકજી જમશેદજી ચાંદાએ એક એક આનો કરી દુકાલનું ફંડ ઊઘરાવી રૂ. ૨૯૮ાા— એકઠા કીધા હતા.

મી૦ જાંગીરજી બહમનજી પીટીટવાલાં બે આના દુકાલ ફંડમાં ૧૦૯૦૦ માણસોએ રૂ.૩૦૪૬૯) ભર્યા હતા જેમાંથી ખરચ કરતાં રૂ.૭૦૫૮) વધ્યા હતા.

શેઠ ધનજીશાહ દાદાભાઇએ દુકાલથી પોતે નુકસાન પામ્યા છતાંબી પોતાના ખેડુતોને સંવત ૧૯૫૬-૧૯૫૭ નું દેહણું માફ કીધું હતું (એ બાબેનો તેમનો સરકયુલર તા૦ ૧૭ મી નવેમબર ૧૯૦૧ ના "રાસ્ત ગોફતાર"માં છપાયલોછે.)

મી૦ બેહરામજી પેશતનજી સુખડીઆ વલસાડવાલાએ વલસાડમાં આ દુકાલના વખતમાં ત્યાંનાં ગરીબ પારસી કુટુંબોમાં ગુપચુપ દર મહીને સાત સાત મણ અનાજ નંખાવતા હતા.

જોધપુરનાં દુકાલનાં સંકટ નીવારણ ફંડમાં મી૦ કેખશરૂ ભીખાજી દસ્તુર મેહરજીરાણાએ રૂ. ૧૦૦૦) ભરયા હતા.

મી૦ શેહરીયાર અસપંદીઆર ઇરાનીએ દુકાલનાં ફંડમાં મદદ માટે એડીસનનાં ફોનોગ્રાફનો એક બીજો કાનસરટ તા૦ ૩૦ મી અકટોબર ૧૮૯૯ ને દીને નોવેલટી થીએટરમાં કીધો હતો, અને તેની ઊપજના રૂ.૬૨૩ાા) એ ફંડમાં આપ્યા હતા.

શોલાપુરનાં દુકાલયાંઓ સારૂં માર્ચ ૧૯૦૦ માં બાઇ આવાંબાઇ પીટીટે રૂ. ૫૦૦) રોકડા મોકલ્યા હતા.

વાલા એ૦ દારાબજી શેરાબજી તારાપોરવાલાએ બંધાવી આજ દીને જશન કરી ખોલ્લું મુકયું હતું.[1]

---

કેટલાક પારસી ગ્રહસ્થો અને બાનુઓએ આપરેલ માસમાં એક કાનસરટ કરી તેની ઊપજના રૂ.૧૪૦૦) દુકાલ ફંડમાં મોકલ્યા હતા.

**મેએ ૧૯૦૦ માં** નવસારી કસબાનાં વાંકલ, ઘેલાછા, મહુવા, સોનગડ વ્યારા, વગેરે ગામોના પારસીઓની દુકાલને લીધે ઘણી માઠી સ્થીતી થવાથી નવસારીના આગેવાનો કાવસજી હોરમજજી દાદાચાનજી, નશરવાનજી ફરામજી તંબોલી, પેસ્તનજી રતનજી દાબુ એ એક ફંડ ઊભું કરી તેઓને મદદ કીધી હતી.

કરંજ તથા તેની આસેપાસેનાં ગામોના ગરીબ જરથોસ્તીઓ તેમજ બીજી કોમોના ગરીબોને અનાજની મદદ કરવા ડા૦ રૂસ્તમજી દાદાભાઇ કરંજીયા તથા મી૦ શેહરીઆરજી દાદાભાઇ કરંજીયાએ રૂ.૫૭૬)= નું ફંડ તથા કેટલીક ચોખાની ગુણો ત્યાં મોકલી હતી.

વેસુ ગામના ગરીબ જરથોસ્તીઓને મદદ કરવા માટે મી૦ દોરાબજી મેરવાંનજી પટેલે અતરે ફંડ કરી મદદ મોકલી હતી.

દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને મદદ કરવા અતરે પંચાયતના ટ્રસટીઓએ ફંડ કરી તેમાંથી ચોખાની ગુણો વગેરે દેશાવરોની પંચાયતની કમીટીઓપર મોકલી હતી.

અમદાવાદમાં દુકાલીઆંઓને મદદ કરવા મી૦ એદલજી દોરાબજી તલાટીનાં મારફતે ફંડમાં ઘણા પારસીઓએ મુંબઇથી મદદ મોકલી હતી, જેમાં સર દીનશાહજી મા. પીટીટે રૂ.૧૦૦૦), સર જમશેદજીએ રૂ.૨૫૦) વગેરે હતા.

ખાનદેશનાં દુકાલનીવારણનાં બાંત્રકામો ઊપર કામે લાગેલાં ગરીબ ભુખે મરતાં મીલ મજુરોમાં મુફત વેંહચવા માટે સર દીનશાહજીએ ૨૫૦૦) ચાદરનું એક બંડલ આગશટ ૧૯૦૦ માં મોકલયું હતું.

નવસારીના જરથોશ્તીઓની મદદ માટેનાં ફંડમાં મુંબઇનાં પારસીઓની નીચલી મુખ્ય રકમો હતી:—રૂ.૧૦૦૦) શેઠ જમશેદજી નશરવાંનજી તાતા, રૂ.૫૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ, બેરોનેટ, અને શેઠ રતનજી દાદાભાઇ તાતા, રૂ.૨૦૦) બાઇ આવાંબાઇ ફરાંમજી પીટીટ, રૂ.૧૫૦) બાઇ જરબાઇ નવરોજજી વાડીઆ, શેઠો બહમનજી દીનશાહ પીટીટ, અને સ્યાવકશાહ કાવશજી એડનવાલા; રૂ.૧૦૦) બાઇ મોટલાંબાઇ જાંગીર વાડીઆ, શેઠો હોરમસજી શાપુરજી સીરવાઇ, સોરાબજી તથા કાવસજી દાદાભાઇ દુબાશ, ડાકટર તેમુલજી ભીખાજી નરીમાન, ફરદુનજી તથા શોરાબજી માણેકજી કાંગા, મેરવાનજી તથા હોરમશજી મનચેરજી કામા, દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર, બંદેખોદા, મેશરસ રતનજી સોરાબજી તલાટી વગેરે.

હિંદી દુકાળ ફંડમાં એડનના પારસીઓએ નીચલી મુખ્ય રકમો ભરી હતી:—રૂ.૧૦૦૧) મેસરસ કાવશજી દીનશાહ અને ભાઇઓ; રૂ.૫૦૦) મેસરસ મનચેરજી એદલજી માણેકજી, મેસરસ પાલનજી દીનશાની કું૦, અને શેઠ ભીખાજી કાવશજી; રૂ.૧૫૦) શેઠ એદલજી કુવરજી પટેલ; રૂ.૧૦૦) ખા. બા. મનચેરજી રૂસતમજી ધોબુ, શેઠ નવરોજજી એદલજી વગેરે.

૧ જામે જમશેદ, તા૦ ૫ મી અકટોબર ૧૮૯૯.

### તા૦ ૪ થી અકટોબર.

રોજ ૨૦ માંહ ૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ઉકરજી ફકીરજી મીસ્ત્રી, પલીડર[2]—ઉમર વર્ષ ૫૦). એવણે ૧૮૭૭ માં ડીસ્ત્રીકટ પલીડરની પરીક્ષા પસાર કીધી હતી, જે પછી નીઝામ હેદરાબાદમાં વકીલાતપણું કરવા ગયા હતા, જયાં થોડા વખતમાંજ સારી ઘરાકી મેળવી ફતેહમંદ થયા હતા. એવણની કોશેશથી હેદરાબાદમાં જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાનું ફંડ ઉભું થયું, જેના એવણ કેટલુંક સુધી સેક્રેટરી હતા. એક મોટા મુકદમાના સંબંધમાં લંડનની પ્રીવી કાઊનસીલ સુધી લડવાને એવણ ૧૮૯૭ માં ઇંગલંડ ગયા હતા. એવણનું મરણ ઉમરાવતીમાં નીપજયું હતું.

---

### તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૫ માહ ૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી શેરાબજી ભરૂચા[3]—ઉમર વર્ષ ૬૨). મુંબઇ યુનીવરસીટીની સ્થાપના પછી પેહલા મેટ્રીકયુલેટ થયલાઓમાં એવણ એક હતા. એવણ હિસાબ કેતાબનાં કામમાં ઘણા બારીક નજરના અને ચોકસ હતા. તેથી ૧૮૬૪–૬૫ નાં શેરસતાનાં પરપોટા ખાતાંઓના ઘોટાલા પકડવામાં ઘણી મેહનત કરી હતી. મુંબઇની મ્યુનીસીપાલીટીનાં હીસાબી ખાતામાં પણ નોકરી કરી હતી. સને ૧૮૭૦ થી ૧૮૭૭ નાં સાત વર્ષ સુધી મરહુમે નવાનગરનાં રાજયમાં સરન્યાયાધીસનો ઓધો ભોગવ્યો હતો. પછી સાસુન કું૦ માં નોકરી હતા.

---

### તા૦ ૧૩ મી અકટોબર.

શેઠ બેજનજી માણેકજી વલસાડા, બી. એ; એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી.[4]

---

### તા૦ ૧૭ મી અકટોબર.

સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટની કોટની મોટી સ્કુલને ઉંઘડયાને આજે બરાબર ૫૦) વર્ષ પુરાં થવાથી તેની જુબીલીની ખુશાલીમાં એક મેલાવડો એ સ્કુલમાં શિખેલા આગલા વિદ્યાર્થીઓએ એક ફંડ કરી કોટેકોટ એ સ્કુલનાં મોટાં મકાનમાં કર્યો હતો. આ વેળાએ એ ખાતાંની કારોબારી પંચાતના સર્વે મેમબરો, પુષકળ આગલા ચેલાઓ વગેરે હાજર થયા હતા. પ્રમુખની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે

---

૨ (હરિયાઇ) કેપટન કાવસજી ઊકરજી વકીલના બાવા.

૩ શેઠ શેરાબ (એલ. સી. ઇ.) ફરાંમજી ભરૂચાના બાવા.

૪ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૯૯.

લીધા બાદ કેટલાક છોકરાઓએ કવિતા બોલી સંભળાવી હતી. જે પછી એક જુના વિદ્યાર્થી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ જુબીલીની યાદગારી જાળવવા માટે ઉભી થયલી કમીટી તરફથી એક ભાષણ કરી એ ઇનસ્ટીટયુટે પારસી કોમને કરેલા ફાએદા કહી સંભળાવ્યા, જે બાદ સર જમશેદજીને એ શાળાના સ્થાપકના નબીરા તરીકે આગુલા તથા હાલના ચેલાઓ તરફથી આભાર દર્શાવનારૂં માનપત્ર કમીટીના એક સેક્રેટરી શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાં, એમ. એ. એ વાંચી સંભળાવ્યું. સર જમશેદજીએ તેનો જવાબ વાળ્યા બાદ એક આગલા વિદ્યાર્થી ડાકટર હોરમજજી માણેકજી માસીનાએ ઉઠી એ ખાતાંના પ્રીનસીપાલ શેઠ ડોશાભાઇ નશરવાનજી વાડીઆ, એમં. એ. તરફ આગલા વિદ્યાર્થીઓ જે માનભરેલી લાગણી ધરાવેછે, તે માટે તેઓ તરફથી એક સોનાનું ઘડીઆલ તથા છેડો તેમને સર જમશેદજીને હાથે ભેટ કરાવ્યો. શેઠ ડોશાભાઇએ તેનો વળતો ઉત્તર આપતાં પોતાના આગલા ચેલાઓ માટે મગરૂરી બતાવી હતી. એ બાદ ખાંનબાહદુર બહમનજી બેહરામજી પટેલે લખેલી એ ઇનસ્ટીટયુટની ૫૦) વર્ષની તવારીખ વાંચ્યા તરીકે લઇ તેની છપાયલી ચોપડીઓ સભામાં વેંહચવામાં આવી હતી, અને સેવટે કેટલીક પારસી બાનુઓએ શેઠ બહમનજી નવરોજજી કાબરાજીનાં ઉપરીપણાં હેઠલ ગાયનો ગાઇ તથા છોકરાંઓને મીઠાઇ ખવાડી મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૨૦ મી અકટોબર.

વિલાયતનાં "ધી સ્કેચ" નામનાં માસીક અને "ધી કવીન" નામનાં અઠવાડીક વગેરે ચીત્રોવાળાં ચોપાનીઆંમાં મીસીસ રતનજી જમશેદજી તાતાની આખાં કદની સુંદર તસવીર આપી તેની હેઠળ લખ્યું હતું કે "મીસીસ તાતા, તે લંડનની છેલ્લી મોસમમાં, સંસાર મંડળમાં, લોકપ્રીય થઇ પડેલી પારસી ખુબસુરતી; આ બાઇ મી૦ જમશેદજી તાતાનાં વહુ થાયછે, જે ગ્રહસથે મુંબઇની યુનીવરસીટીને બહુ મોટી રકમની મદદ કરીછે."[2]

મુંબઇના એક અથંગ પારસી તરનાર શેઠ અરદેશર પેશતનજી ગ્રીનને આજ દીને ગીરગામ સ્વીમીંગ બાઠના શેઠ ગોરધનદાસ ગોકલદાસ તેજપાલનાં પ્રમુખપણાં હેઠલ થયલા અખાડામાં સોનાંનો એક ચાંદ ભેટ આપવામાં આવ્યો હતો.[3]

તા૦ ૩૧ મી અકટોબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમની સાલગરેહનાં જશનની મીજલસમાં નાયબે દસ્તુર રૂસ્તમજી એદલજી સંજાણાએ એક ટુક ભાષણમાં દોઆ કીધી હતી, જે બાદ મેનેજીંગ ટ્રસ્ટી શેઠ જમશેદજી બહમનજી વાડીઆએ એક અંજુમન પત્ર વાંચી એક નવું ફંડ ઉભું કરવાની મેદેહનાજર વાંચી હતી, જે નવું ફંડ "શેઠ હોરમસજી બમનજી વહાડયાનાં આતશબેહેરામને લગતું રવાનોનાં કીયામારગનું ફંડ" એમ આપવામાં આવયુંછે, અને એ ફંડના ટ્રસ્ટીઓ દાખલ મજકુર આતશબેહેરામના મેનેજીંગ ટ્રસ્ટી હોય તે તથા બીજા ચાર આબરૂદાર ગ્રહસ્થો મળી પાંચ ટ્રસ્ટીઓની નેમણુંક કરવાનો ઠરાવ કરયો, અને તે મુજબ પહેલવહેલા ટ્રસ્ટીઓ દાખલ શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી તથા શેઠ ફરામજી હોરમસજી શેઠ તથા શેઠ મનચેરશાહ ફરામજી ખાન તથા શેઠ એદલજી નશરવાનજી શેઠના તથા શેઠ જમશેદજી બમનજી વહાડયાની નેમણુંક કરી હતી. એ ફંડમાં ઓછામાંઓછી રૂ.૫૦૦ ની રકમ લેવાનો ઠરાવ કરી, તે આપનાર ગ્રહસથ અથવા બાનુનાં નામનું જુદું ખાતું પાડી જમે કરવા, અને તેમના લખવા મુજબ તેમની અથવા તેમનાં ગુજરેલાં વહાલાંની નઇયતે તેમની વરસની બાજને દહાડે મજકુર આપેલી રકમની આવકનાં પ્રમાણ મુજબ પરચુરણ ખરચના અમુક ટકા બાદ કરી ઘટતું કીઆકામ આતશબેહેરામના દસ્તુરની દેખરેખ હેઠળ કરવાનું ઠેરવ્યું હતું.[4]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૮ મી અકટોબર ૧૮૯૯.

એજ મુજબ એ અવસરની યાદગારીમાં નવસારી ખાતે મલેસર ફલીએની સર જમશેદજીવાલી સ્કુલમાં શેઠ હીરજીભાઇ ફરાંમજી મારકર, બી. એ. ની આગેવાની હેઠલ મેલાવડો કરવામાં આવ્યો હતો, તથા છોકરાંઓને મીઠાઇ વેંહચવામાં આવી હતી. એ વેળા ઊભાં કરેલાં ફંડનો ઊપયોગ નીચે મુજબ કર્યો હતો:—રૂ. ૫૦૦ ની રકમમાંથી "સાયનટીફીક એપેરેટસ" ખરીદવાં; રૂ. ૩૫૦ ની કીમતનું સ્કુલના ઊપયોગ માટે એક ટાઇપ રાઇટરનું યંત્ર ખરીદવું; રૂ. ૫૦૦ નાં વયાજમાંથી સ્કુલમાંથી દર વરસે મેત્રીકયુલેશનની પરીક્ષામાં પસાર થતા ઊમેદવારોમાં જે સરવથી વધુ મારક મેળવીને પસાર થાય તેને એક ચાંદ આપતો કરવો; રૂ. ૧૦૦ ના ખરચે જુબીલીને લગતો હેવાલ છપાવવો અને તેમાં ઊપલાં ફંડમાં નાણાં ભરનારાઓનાં નામ પણ મુકવાં અને બાકીની રકમ જે રૂપિયા ૧૫૦૦ જેટલી છે તે પંચાયતને હવાલે કરી એવી અરજ કરવી કે તે રકમમાં ઘટતી રકમ ઊમેરી તે અનામત રાખવી, અને સ્કુલને લગતી ક્રીકેટ કલબને તે રકમનાં વયાજમાંથી દર વરસે મદદ કરવી.

[મુંબઇ સમાચાર, તા૦ ૧ લી મારચ ૧૯૦૦.]

[2] જામે જમશેદ, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૯.

[3] જામે જમશેદ, તા૦ ૨૭ મી અકટોબર ૧૮૯૯.

[4] જામે જમશેદ, તા૦ ૧ લી નવેમબર ૧૮૯૯.

તા૦ ૧ લી નવેમબર.

આ સાલમાં જુદે જુદે ઠેકાણેની મ્યુનીસીપાલ બોરડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતા:—

બેડા જીલ્લામાં—ડાકોર—સરકારી—શાપુરજી નાનાભાઇ, ચીફ કાનસ્ટેબલ. વલસાડ—ચુંટેલા—મોટાભાઇ શાપુરજી. ધારવારમાં ગડક—સરકારી—ડા૦ રૂસતમજી જમશેદજી પેતીગરા. પુણા—સુબરબન મ્યુનીસીપાલીટી—ચુંટેલા—દોરાબજી દાદાભાઇ સુરતી. અમદાવાદ—સરકારી—બા૦ બા૦ ફરદુનજી કુવરજી તારાપોરવાલા. આનંદ—સરકારી—બા૦ બા૦ દાદાભાઇ નશરવાનજી નાણાવતી. ધોલકા—સરકારી—બા૦ બા૦ દાદાભાઇ નશરવાનજી નાણાવટી. ડાકોર—સરકારી—શાપુરજી નાનાભાઇ, ચીફ-કાનસ્ટેબલ; ચુંટેલા—એદલજી અરદેશર.

**તાલુકા લોકલ બોરડ.**

પુણા—ચુંટેલા—પેશતનજી બેહમનજી. અમદાવાદ—સરકારી—બા૦ બા૦ દાદાભાઇ નશરવાનજી નાણાવતી.

**ડીસ્ટ્રીકટ લોકલ બોરડ.**

અમદાવાદ—સરકારી—બા૦ બા૦ ફરદુનજી કુવરજી તારાપોરવાલા.

---

તા૦ ૯ મી નવેમબર.

રોજ ૨૬ માહ ૩ (ક૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—મનચેરજી ફરામજી પટેલ,[1]—ઉમર વર્ષ ૫૩). એવણ મુંબઇની યુનીવરસીટીમાંથી ૧૮૬૯ માં બી. એ. ના પદ્દો મેળવી તુરતજ અત્રેની મેશર્સ ગ્રાહમની વેપારી પેહડીમાં સેલ્સમેન તરીકે રહ્યા હતા, અને ૩૦ વરસની લાંબી મુદત સુધી તે ઓહદો પોતાના ઇંગ્રેજ વડાઓના પુર સંતોશ વચ્ચે ચલાવ્યો હતો. પીસ-ગુડસ યાને કાપડના વેપારમાં એવણને સારો અનુભવ મળી ગયો હતો જેની રૂએ અત્રે કોટકોટના લતાપર એક નાની કાપડની વખાર ઉઘાડી હતી. એવણ સઘળી અંગબળની કસરતોની તાલીમ—તરવાની કસરત, હલેસાં મારવાની કસરત, ઘોડેસ્વારી, વગેરેનો સારો શોખ ધરાવતા હતા. એવણે સને ૧૮૭૯ માં આપણા મીલઉદ્યોગ વિષે ફરામજી ઇનસ્ટીટયુટમાં એક જાહેર ભાષણ આપ્યું હતું, જેમાં એજંટોનાં કમીશનથી એ ઉદ્યોગના થતા કચડઘાણ માટે સખત ફર્યાદ કરી હતી. સને ૧૮૮૨ માં અત્રે આવેલાં સર વીલ્યમ હંટરવાળાં કેળવણી કમીશન સનમુખ એવણે જબાની આપી, અત્રે શાળાઓમાં છોકરાંઓને મોહડે ભરડાવાની રીતને વધુ ઉત્તેજન મળેછે, એવું જણાવી તેની સામે પોતાનું મત આપી, સુચના કરી કે દરેક વિદ્યાર્થીને અંગબળની કસરત કરવાની ફરજ પાડવામાં આવે તો કેળવાયલા દેશીઓનાં જવાન વયનાં મરણોની સંખ્યામાં ઘટાડો થાય. ૧૮૮૩ થી એવણ મેદાનમાંની કસરતશાળા કે જે હાલ સર દીનશાહ પીટીટ જીમનેસ્ટીક ઇનસ્ટીટયુશનના નામે ઓળખાવછે, તેના એવણ આનરરી ઉપરી હતા. "પારસીબોટીંગ કલબ" નામની હલેસાં મારવાની કસરતનો શોખ વધારનારી કલબ તથા "સરકલ લીટરેર" નામની ફ્રેંચ ભાશાનો અભ્યાસ વધારનારી કલબ ઉઘાડવામાં એવણની મુખ્ય આગેવાની હતી.

---

તા૦ ૧૦ મી નવેમબર.

રોજ ૨૭ માહ ૩ (ક૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—દીનશાહ પેશતનજી ઘડીઆલી—ઉમર વર્ષ ૪૪). એવણ અત્રેના જાણીતા ચીકા ઘડીયાલીનાં કુટુંબના હતા. એમનો ઇંગ્રેજી ભાષાપર તથા ગણીતપર ઘણોજ સરસ કાબુ હતો, અને શરૂઆતમાં ફોર્ટ હાઇસ્કુલના મદદનીશ શીક્ષક હતા, અને પાછળથી કરાંચીની પારસી વીરબાઇજી સ્કુલના હેડ માસ્ટર થયા હતા, અને ત્યાંજ ગુજર્યા હતા.

---

અકલેસર મધે મરહુમ બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના જમાઇ મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં પુનને માટે રૂ.૧૦૦૦૦) ને ખરચે બંધાવેલી દરેમેહર આજ દીને પરઠવામાં આવી હતી. જશનની ક્રિયા પુરી થવા બાદ બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં વીધવા તરફથી એક અંજુમન પત્ર વંચાવી દરેમેહર અંજુમનના ઉપયોગ માટે ઓપ્પી મેલેલી જાહેર કીધી હતી. એ બાદ અંજુમન તરફથી બાઇ આવાંબાઇ પીટીટ ઉપર એક માનપત્ર મોકલવાનું વાંચી સંભલાવી તે તથા એક શેઆલ શેઠ જીજીભાઇ ફરામજી પીટીટને માટે તથા એક શેઆલ શેઠ જીજીભાઇ મનચેરજી મેહરવાનજીને સ્રૂ. બાઇ આવાંબાઇના કારભારી એ૦ હોરમજજી બહમનજી કાતરકને સ્વાધીન કર્યા હતા, તથા એક શેઆલ ડાકટર જમશેદજી ફરદુનજી દસ્તુર કામદીને એ દરેમેહર બંધાતી વખતે લીધેલી મેહનત માટે તેમનો ઉપકાર માની હોરાડી હતી. બાઇ આવાંબાઇ તરફથી પણ એકકી શેઆલ ડાકટર જમશેદજીને, ત્યાંના પંથકી મોબેદ મનચેરજી દીનશાહજી અકલેસરીઆને, દરેમેહર બાંધનાર કંત્રાકટર શેઠ રતનજી બરજોરજી શહીઆરને, તથા અંજુમનના સેક્રેટરી શેઠ પીરોજશાહ પટેલને હોરાડવામાં આવી હતી. એ બાદ ચાશની કરી મીજલસ બરખાસ્ત થઇ હતી.[2]

---

[1] શેઠ જાંહગીર મનચેરજી પટેલ (પટેલની પીસ ગુડસ ડીપોવાલા) ના બાવા.

[2] જામે જમશેદ, તા૦ ૧૮ મી નવેમબર ૧૮૯૯.

આ દરેમેહેરમાં નીચલી તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"ફરામજી દીનશાહ પીટીટ અંકલેશવર દરેમેહેર.

"શ્રી અંકલેશવરની જરથોસ્તી અનજુમનની અગીઆરીનું

તા૦ ૧૨ મી નવેમબર.

શેઠ માણેકશાહ જાંહગીરશાહ તાલિયારખાં, બી. એ; એલ. એલ. બી. એ થાણા જીલ્લાના ગામોના ગરીબ રહીશોની આબકારી તેમજ જંગલખાતાં સંબંધી અનેક સેવાઓ બજાવી હતી તેનું અહેશાન માનવા તેમની તે તરફનાં નારગોલ ગામમાં મોલાકાતનો લાભ લઇ આજ દીને ત્યાંના તથા આસેપાસેનાં ગામોના રેહવાસીઓએ શેઠ ફરામજી રૂસતમજીનાં મકાનમાં એક મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું.[1]

તા૦ ૧૪ મી નવેમબર.

મુંબઇ શેહરના જુદા જુદા ભાગોમાં જે નવા રેલવેઓ બાંધવાની યોજનાઓ ઘડાઇછે તે બાબે તપાસ ચલાવી રીપોર્ટ કરવાને હિંદુસ્તાનની વડી સરકારે નેમેલાં કમીશનની બેઠકો અતરેની સેક્રેટરીએટનાં દીવાનખાંનામાં ભરાઇ હતી, જેની સનમુખ શેઠો જમશેદજી નશરવાનજી તાતા અને હાનરેબલ બહમનજી દીનશાહજી પીટીટે જબાની આપી હતી.[2]

તા૦ ૧૬ મી નવેમબર.

આએ વર્ષ વરસાદ ઘણો ઓછો પડવાથી મુંબઇ ઇલાકામાં દુકાલ સખત ફેલાયો હતો, અને અનાજની તાણ પડી હતી, જેથી પીડાતા ગરીબોના છુટકારાને માટે કેવાં પગલાં ભરવાં જોઇએ તે વિષે ઠરાવ કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને શેરીફ મી૦ જી. એ. બારનેટ, સી. આઇ. ઇ. પર ગયલાં એક રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉનહાલમાં એક જાહેર સભા મલી હતી. સર જમશેદજી જીજીભાઇ બારોનેટની દરખાસ્ત ઉપરથી પ્રમુખસ્થાન નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે લીધું હતું, જે બાદ દુકાલવાલા ભાગોમાં ફેલાયલાં સંકટો ટાલવા માટે "બોમ્બે પ્રેસીડનસી ફેમીન રીલીફ ફંડ" ઉભું કરવા તથા તે માટે નજદીક ૩૦૦) ગ્રહસ્થોની એક કમીટી નેમવાના ઠેડાવો થયા હતા. એ કમીટીના સાત ગ્રહસ્થો સેક્રેટરી નેમાયા હતા, જેમાં એકજ પારસી હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા હતા. સભામાં તેવણે તથા શેઠ જમશેદજી નશરવાનજી તાતા અને હાનરેબલ બહમનજી દીનશાહજી પીટીટે ભાગ લીધો હતો. શેઠ પીરોજશાહે જણાવ્યું કે "સખીવજુદ મુંબઇએ અગર સખાવત કરવા બાહેર પડવું હોય તો ઢીલ કરવી નહીં જોઇયે." "મદદ મોકલવામાં એકેક દાહડાની ઢીલ એટલે સેંકડાનું મોત અને હજારોની કંગાલીઅત જાણવી."[3]

"આ જગ્યા ઉપરનું અસલ મકાન યજદજરદી સને ૯૧૯
"ના સાલમાં શેઠ નરસંગ ધમપાલે બંધાવ્યું હતું. જ્યાર
"બાદ સને ૧૨૧૭ યઝદેજરદીનાં સાલમાં શેઠ મેહેરવાનજી
"હોરમજજી ફરેજરે તે ફરીથી બંધાવી આપ્યું હતું, અને
"તે પણ ઘણું પુરાનુ થવાથી, અને અતીઘણી બીસમાર
"હાલત મધે હોવાથી, એ જગ્યાના જરથોસ્તીઓની અરજ
"ઉપરથી તે તોડી પડાવી, તેને બદલે આ નવું મકાન
"મુંબઇવાલાં મરહુમ બાઇ સાહેબ દીનબાઇ નશરવાનજી
"પીતીતે પોતાની હૈયાતીમાં પોતાના બેહસ્તનશીન
"જમાઇ શેઠ ફરામજી દીનશાજી પીતીતનાં પુનને માટે
"બંધાવવાનું શરૂ કીધું હતું, જ્યાર બાદ મજકુર બાઇ
"સાહેબનું મરણ નિપજ્યાંથી એ કામ તેવણનાં બેટી બાઇ
"આવાંબાઇ ફરામજી પીતીતે પોતાના મરહુમ માતાજીની
"ખાહેશ મુજબ પુર કરી આપીને રોજ ૨૭ મો મીનો
"આસમાન માહ ૨ જો અરદીબહેસ્ત અમસાસપંદ શેહન-
"શાહી સને ૧૨૬૯ યઝદેજરદી તા૦ ૧૦ મી નવેમબર
"સને ૧૮૯૯ ઇસવી અને વાર સુકરને દીને શ્રી અંકલે-
"શવરની જરથોસ્તી અનજુમનના વપડાસ માટે ખુલ્લું
"મેલ્યું છે."

૧ જામે જમશેદ, તા૦ ૧૫ મી નવેમબર ૧૮૯૯.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૫ અને ૧૮ મી નવેમબર ૧૮૯૯.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૯૯.

એ માટે થયલાં ફંડમાં પારસીઓની મુખ્ય રકમો નીચલી હતી:—રૂ.૧૫૦૦) શેઠ જમશેદજી નશરવાનજી તાતા, રૂ.૧૦૦૦) સર જમશેદજી જીજીભાઇ, સર દીનશાહ માણેકજી પીટીટ, શેઠ બહમનજી દીનશાહ પીટીટ અને દીકરાઓ, આ૦ મી૦ ફીરોઝશાહ મેહરવાનજી મેહતા, શેઠો શોરાબજી તથા કાવશજી દાદાભાઇ દુબાશ, મેસરસ ફરામજી સનસની કું૦; રૂ.૫૦૦) શેઠો દોરાબજી જમશેદજી તાતા, રતનજી જમશેદજી તાતા, ખરશેદજી માણેકજી ખરશેદજી, મેહરવાનજી તથા હોરમજજી મનચેરજી કામા વગેરે.

દુકાલનાં ફંડમાં મદદ કરવા થકી અતરેના કેટલાક ઇંગ્રેજ તથા દેશી ગ્રહસ્થો અને બાનુઓએ તા૦ ૬-૭-૮ મારચ ૧૯૦૦ ને દીને મેદાનમાં એક ફેનસી ફેટ ભર્યો હતો. તેમાં મોટી આગેવાની લેડી જેનકીનસ, મીશીશ ન્યુજંટ, લેડી ધનબાઇ રેડીમની, મીશીસ ગુલબાઇ બહમનજી પીટીટ વગેરેએ લીધી હતી, તથા તે મેલાથી ઉપજ રૂ.૭૫,૦૦૦ ની થઇ હતી.

એ દુકાળમાં સૌથી વધુ સંકટ ઊતરતી વરણના હિંદુઓને અને ઢોરોને ખમવું પડેછે, તે માટે છેલ્લા ત્રણ માસમાં સર દીનશાહ માણેકજી પીટીટે ગુજરાત કાઠીયાવાડ તરફનાં એવાં જુદાં જુદાં ફંડોમાં રૂ.૧૯,૭૮૩) ની રકમ મોટે ભાગે મુખેમરતા ગરીબ હિંદુઓના લાભ માટે નાતજાતના ફરક વગર સંકટ ટાલવાની મકસદથીજ આપી હતી. જેવાં કે વેરાવળ તથા પ્રભાસપાટણ ઘાસચારા ફંડ, થાણાં જીલ્લાનાં ઢોર ફંડ, ધોરાજી અને પીપાડ ગાંમના ઘાસચારા ફંડ, વીશનગર, પોરબંદર, જામનગર, ગોંડળ, પાટણ, પાલનપોર, ખંભાત, ઊલવાડા અને એવાં નજદીક ૭૫) પંચોતેર ગામનાં નીવારણું ફંડોમાં એ શેઠ એ રકમ આપી હતી.

### તા૦ ૧૮ મી નવેમબર.

કચ્છમાંડવીમાં છેલ્લાં ત્રણ વરસ થયાં મરકીના ત્રાસ-જનક સમયમાં માંડવીની હાસપીટલના વડા તબીબ ડાકટર મેરવાનજી ધનજીભાઇ કરંજયાએ, તયાંની વસતીની કીમતી સેવા બજાવી હતી, તેવણનું હાલ મુંબઇ પધારવું થયલું જાણીને મુંબઇવાસી કચ્છમાંડવીના વતનીઓ તથા વેપારીઓએ ડાકટર કરંજયાને જાહેરમાં એક માનપત્ર આપવાનો મેળાવડો આજે ફરામજી ઇનસટીટયુટમાં કરયો હતો. શેઠ ગોરધનદાસ ગોકલદાસ તેજપાલ પ્રમુખસ્થાને બીરાજયા બાદ માનપત્ર વાંચી સંભળાવી રૂપાંના કાસ્કેટમાં ડાકટર સાહેબને ભેટ આપવામાં આવ્યું હતું, જેનો ઉત્તર તેવણે વાલયા બાદ મેળાવડો બરખાસ્ત થયો હતો.[1]

### તા૦ ૨૦ મી નવેમબર.

રોજ ૭ માહ ૩ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—શાપુરજી ભીમજીભાઇ તારાપોરવાળા[2]—ઉમર વર્ષ ૫૦). એવણને અનેક ઉપયોગી બાબત ખાનગી મંડળો મારફતે તકરાર ચલાવી જ્ઞાન મેળવવાની ઘણી ઉલટ હતી, જે ઉલટમાં ૧૮૬૮ માં 'જ્ઞાનવર્ધક' મંડળી નામની એક મંડળી પોતાનાં પ્રમુખપણા હેઠળ સ્થાપી હતી. ૧૮૭૩ ના જુલાઇ માસથી 'જ્ઞાનવર્ધક' નામે માસીક ચોપાનીયું એવણે કાઢવા માંડયું હતું, જે ૧૮૮૨ સુધી એવણે પોતે ચલાવ્યું હતું. એવણ ઘણા કઢેલ તથા શાંત સ્વભાવના હતા. એવણને ખેતીવાડીનો શોખ હતો.

### તા૦ ૨૧ મી નવેમબર.

રોજ ૮ માહ ૩ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—દીનશાહ ધનજીભાઇ બોલટન[3]—ઉમર વર્ષ ૫૪). મુગેમોહડે ખંતથી ઉદ્યોગ વધારનારા સાહસીક પારસીઓમાંના એવણ એક હતા. ગંદેવી ગામથી અત્રે આવી ઇંગ્રેજી દુકાનમાં મદદનીશ તરીકે તાલીમ મેળવી, પોતાના ભાઇ શેઠ અરદેશર સાથે ભાગીદારીમાં ઇ. સ. ૧૮૬૮ માં "બોલટન કુંપની" ને નામે સરકલમાં ઇંગ્રેજી સામાન વેચવાની દુકાન ઉઘાડી હતી. પછી હૉરનબી રોડપર બોમ્બે કલબની પાસેનું મકાન ખરીદી લઇ ત્યાં તેજ દુકાન મોટા પાયાપર કરી ખંતથી તે ઘણી વધારી હતી, અને જાણે દુકાનનેજ પોતાને જીંદગી અરપણ કરી હતી.

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૯.

૨ શેઠો નાદરશાહ (હાઇ કોર્ટ પ્લીડર) અને જહાંગીર (ફોટોગ્રાફર) શાપુરજી તારાપોરવાળાના બાવા.

૩ શેઠ ખરશેદજી દીનશાહ બોલટનના બાવા.

### તા૦ ૨૮ મી નવેમબર.

રોજ ૧૫ માહ ૩ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—પાલણજી ફકીરજી ડીગરીઆ[4]—ઉમર વર્ષ ૮૨). એવણ નવસારીની મલેસરની જરથોસ્તી અંજુમનના એક આગેવાન તથા ત્યાંનાં ફંડોના એક અધીકારી હતા, અને ગરીબાઇમાંથી વધી કાપડના ધંધામાં પડી સારી આંટ મેળવી હતી. એવણ નવસારીમાંજ ગુજર્યા હતા.

અમેરીકાનાં યુનૈટેડ સ્ટેટસમાં આવેલી નામીચી યેલ યુનીવરસીટીનો ફીલસુફી અને આત્મજ્ઞાનનો જાણીતો વિદ્વાન પ્રોફેસર ડાકટર લાડ જે મુંબઇ ફરવાને આવ્યો હતો તેનાં માનમાં એક રીસેપશનનો મેળાવડો આજ દીને સાંજના શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ પોતાનાં મેદાનનાં મકાનમાં કીધો હતો.[5]

### તા૦ ૧ લી ડીસેમબર.

ગરીબ છોકરાઓ માટેની નીશાલ "પુઅર બોયઝ સેમીનરી" ને માટે શેઠ દામોદર ગોરધનદાસે બંધાવી આપેલી "દાદાભાઇ નવરોજજી બીલડીંગ" આજ દીને પ્રોફેસર રામકૃષ્ણ ગોપાલ ભંડારકરે એક મોટા મેળાવડાની હજુરમાં ખોલી મુકી હતી.[6]

મુંબઇમાં પ્રગટ થતાં "ચેમપીયન" પત્રના અધીપતી મી૦ ડબલ્યુ. સી. ચેમબરસે, પોતાની બદનક્ષી કરનારૂં લખાણ "રાસ્ત ગોફતાર" પત્રમાં પ્રગટ કરવાનો આરોપ તેના અધીપતી મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી અને માલેક મી૦ મેહરવાનજી ફરદુનજી મરઝબાન સામે મેલી, નુકસાનીના બદલા તરીકે રૂ.૧૦,૦૦૦) ની રકમ મેળવવાનો દાવો હાઇકોરટમાં નોંધાવ્યો હતો, તે મુકદમાની તપાસ નીકળે તે પહેલાં તેના ઉપર ટીકા કરનારૂં એક પત્ર "મધરાજ સ્ટાંડર્ડ" માં તેના મુંબઇના ખબરપત્રી મી૦ દીનશાહ એદલજી વાછાને હાથે લખાયલું લખાણ પ્રગટ થવાથી, મી૦ કાબરાજીએ હાઇ કોરટમાંથી મી૦ દીનશાહ વાછા સામે, રૂલનાઇસાઇનું હુકમનામું મેળવ્યું હતું કે, કોરટનો તીરસ્કાર કરવાના વાંક માટે મી૦ વાછાની ખબર કાં લેવામાં નહીં આવે તેનું કારણ બતાવવું. આ રૂલનો ચુકાદો આજ દીને મી૦ જસ્ટીસ રસલે આપ્યો હતો કે મજકુર લખાણમાં કોરટનો તીરસ્કાર થયોછે, તેથી રૂલનાઇસીનું હુકમનામું પાકું કરી આપવાના સંબંધમાં મારાં મનમાં કાંઇ શક રહ્યો નથી. એ બાબદમાં દંડની સજા પુરતી છે, તેથી પરતીવાદીને રૂ.૩૦૦) નો દંડ કરી વાદીને થયલો વકીલ અને કુલ વરચે આપવામાં આવેછે તેવો ખરચ આપવાને પરતીવાદીને હુકમ કીધો હતો.[7]

૪ શેઠ મેહરવાનજી પાલણજી ડીગરીઆના બાવા.

૫ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૩૦ મી નવેમબર ૧૮૯૯.

૬ જામે જમશેદ, તા૦ ૨ જી ડીસેમબર ૧૮૯૯.

૭ જામે જમશેદ, તા૦ ૨ જી ડીસેમબર ૧૮૯૯.

તા૦ ૨ જી ડીસેમબર.

રોજ ૧૯ માહ ૩ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—જમશેદજી શાપુરજી વરકીંગબાક્ષવાલા, અલાહબાદના—ઉમર વર્ષ ૬૭). એવણ અલાહબાદ તથા નાઇનીટાલ તરફના એક જુના વેપારી હતા, અને અલાહબાદમાં ઘણાં વર્ષો સુધી જાથુકનો વસવાટ કર્યો હતો.

---

તા૦ ૫ મી ડીસેમબર.

પુના વૉલંટીયર રાઇફલ કોરના વૉલંટીયરોની નીશાનબાજીની હરીફાઇની મેચ પુનાની વૉલંટીયર ગ્રાઉંડ ઉપર બંદુકની નીશાનબાજીમાં સરસાઇ માટે રમાઇ હતી જે મેચમાં આશરે ૩૦ વૉલંટીયરોએ ભાગ લીધો હતો. એ વૉલંટીયરોની બી. કંપનીવાળા લેનસ કૉરપોરલ રતનજી હોરમજજી નીમચવાળાએ ૩૫ માંથી ૩૪ પોઇંટ મેળવી પેહેલું ઇનામ મેળવ્યું હતું.[1]

---

તા૦ ૬ થી ડીસેમબર.

મુંબઇના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે આજ દીને અત્રેના ટાઉન હાલમાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં ખાનગી એનત્રીમાં હાજર થયા હતા:—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સર જાંહગીર કાવસજી જાંહગીર રેડીમની, હાનરેબલ બહમનજી દીનશાહજી પીટીટ, રૂસતમજી ધનજીભાઇ મેહતા, સી. આઇ. ઇ., ખાનબાહદુર મનચેરજી કાવસજી મરજબાન, સી. આઇ. ઇ., હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરક.[2]

---

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશન તરફના લેજીસલેટીવ કૌનસીલના એક સભાસદ તરીકે આજ દીને હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ. ને એકમતે ચુંટી કાઢયા હતા.[3]

---

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશને અતરેની જૉઇંટ સ્કુલસ કમીટીના પોતાની તરફના એક અધિકારી તરીકે શેઠ દીનશાહ એદલજી વાછાને નેમ્યા હતા.[4]

સર જમશેદજી જીજીભાઇ બારોનેટને મુંબઇના આવતાં સાલના શેરીફ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[5]

---

તા૦ ૯ મી ડીસેમબર.

રોજ ૨૬ માહ ૩ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

મુંબઇના કોટનાં મેદાન મધે બંધાયલાં પારસી સુવાવડખાનાંની પૂર્વે મરહુમ શેઠ નશરવાનજી જાંગીરજી વાડીઆનાં નામે તેમનાં વીધવા બાઇ પીરોજબાઇએ રૂ.૨૫૦૦૦) આપી એક જુદો વાર્ડ બંધાવ્યો હતો તે ખોલ્લો મુકવાની ક્રિયા આજ દીને પારસીઓના એક મોટા મેલાવડાની હજુરમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટે કીધી હતી. એજ વખતે એ ખાતાંના આગેવાન ડાકટર તેહમુલજી ભીખાજી નરીમાનનું રૂ.૧૫૦૦) ને ખરચે બનાવેલું એક બસ્ટ પણ એ મકાનના હેઠલા ખંડમાં ખોલ્લું મુકવામાં આવ્યું હતું.[6]

---

તા૦ ૧૦ મી ડીસેમબર.

રોજ ૨૭ માહ ૩ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—શોરાબજી માણેકજી દમણવાલા[7]—ઉમર વર્ષ ૪૯). એવણ પોતાની બાપીકી જાગીરોનો વહીવટ ચલાવતા હતા, જેમાં નાહની દમણમાં આવેલું "કડીરીઆ" નામનું ૩૦૦૦) માણસની વસ્તીવાલું ગાંમ અને ધરમપુર સંસ્થાન તરફનાં ૪૦) વર્ષના પતાએ મલેલાં ઇનામી ૬) છ ગામો હતાં. એવણ દમણ તથા ઉદવાડાની અંજુમનના વડા અકાબર હતા, પણ કાંઇક માંહોમાંહેની ફાટફુટને લીધે ઉદવાડાની અંજુમનના સરનશીનનો ઓહદો છોડયો હતો. દમણ મધે કેટલાંક પરમાર્થનાં કામો કરવાથી એવણ માટે પોર્ટુગીઝ સરકારને મોટું માન હતું અને તે સરકારે એવણને પોર્ટુગલના 'કેવેલીઅર ઓફ ધી મીલીટરી ઓરડર ઓફ નોસા સેનહોરા ડી કોનસીકે ઓડાવીલાવીસોરા' નો એતાબ આપ્યો હતો. એવણ પોર્ટુગીઝ ભાષા ઘણી સારી જાણતા હતા, અને ૧૮૭૯ માં થયલા એંગ્લો-પોર્ટુગીઝ ત્રીટીનું પોર્ટુગીઝમાંથી ગુજરાતીમાં ભાષાંતર પોર્ટુગીઝ હિન્દની સરકારની ફરમાસથી કીધું હતું. છેલ્લી મરકી અને દુકાળ સમયે ઘણાક અનાથોને એવણે આશરો આપ્યો હતો. દમણમાં એમનો ઠાઠમાઠ પાદશાહી હતો, અને ધર્મપર ઘણા ચુસ્ત હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૯૯.

૨ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૯૯.

૩–૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૮ મી ડીસેમબર ૧૮૯૯.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૯૯.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૯૯.

૭ બા૦ બા૦ બહમનજી દોરાબજી પદમજીના સસરા.

સુરતની ડીસ્ટ્રીક્ટ પારસી મેત્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ શેરાબજી માણેકજી બાએઆની જગોએ નામદાર સરકારે શેઠ આદરજી જીવનજી ડેપ્યુટીને નેમ્યા હતા.[1]

---

અતરેની વિક્ટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટની બોરડના રીપન મેમોરીઅલ ફંડ તરફના પ્રતીનીધી શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ ઓહ્દો છોડવાથી તેમની જગોએ તે ફંડવાળાઓએ શેઠ દીનશાહ એદલજી વાછાને ચુંટી કાઢયા હતા.[2]

---

તા૦ ૧૫ મી ડીસેમબર.

મુંબઇના ફ્રીમેસનોની જાણીતી લૉડજ "ધી રાઇઝીંગ સ્ટાર"ના નવા મહાપુજ્ય બીરાદર મી૦ જીજીભાઇ ફરામજી પીટીટને ગયા સુકરવારે રાતના ફ્રીમેસનોનાં મેદાનમાંનાં મોટાં દીવાનખાનામાં ગાદીનશીન કરવાની ક્રીયા થઇ હતી, જે પ્રસંગે નામદાર ગવરનર, નામદાર વડા જડજ વગેરે ઘણાક મેસન બીરાદરો ભેગા મળ્યા હતા. પોતાને મળેલાં એ માનની ખુશાલીમાં રૂ.૧૦૦૦ ની રકમ લૉડજનાં મરામતનાં ફંડમાં ભેટ આપી હતી. એ ઉપરાંત ગ્રાંડ લૉડજના જાણીતા એક સુકાની મી૦ દારાશાહ રતનજી ચીનગરે એ મકાન બંધાવવાનું ફંડ એકઠું કરવામાં અસાધારણ જેહેમત ખેંચી હતી, તેની પીછાન તરીકે તેવણનાં નામથી, એ દીવસની નામદાર ગવરનરની લૉડજમાં થયલી પધરામણીની યાદગારી તરીકે રૂ.૧૦૦૦ ની રકમ ભરી આપી હતી.[3]

---

તા૦ ૧૯ મી ડીસેમબર.

રોજ ૬ માહ ૪ (શે૦) ૧૨૬૯ યઝદેજરદી.

**મરણ**—નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ.[4]—ઉમર વર્ષ ૫૦). એવણ પોતાની ૧૧ વર્ષની વયે ૧૮૬૧ માં ઇંગ્લંડ કેળવણી લેવા ગયા હતા; અને ત્યાં લીવરપુલના એક સ્કુલમાં તરબીયત લઇ ૧૮૬૬ માં મુંબઇ પાછા આવી તે વેળાની "રૉયલ મીલ"ના એસીસ્ટંટ મનેજર તરીકે રહ્યા હતા. એ પછી વધતાં વધતાં ૧૮૭૪ માં અત્રેની જાણીતી માણેકજી પીટીટ મીલના મેનેજરનો ઓહદો મેળવ્યો હતો. એ મીલમાં હોઝીઅરી અથવા મોજાં બનાવવાનો હુનર, તેમજ શીવવાનો દોરો વણવાનો ઉદ્યોગ પણ એવણેજ દાખલ કર્યો હતો, તથા મુંબઇમાં સુતર તથા કાપડ રંગવાનું એક ખાસ કારખાનું ધી 'બોંબે ડાઇંગ કંપની' ને નામે એવણે ઉઘાડયું હતું. ૧૮૭૭ થી એવણે મીલો વગેરેને માટે સાંચાકામ મંગાવનારી આડતની એક પહેડી પોતે સ્થાપી હતી, અને તે ધંધો નાના પાયા ઉપરથી વધારી દીધો હતો. એવણની પેહેડીની મારફતથી મુંબઇમાં બોઇલરો, એનજીનો, તથા બીજાં સાંચાકામો પુષ્કળ આવવાં લાગાં હતાં, અને અત્રેની ઘણીક મીલો એવણનાં ઉપરીપણા હેઠલ મંગાવેલાં સાંચાકામથી બંધાઇછે. એ ઉપરાંત એવણે પોતાની ટેક્ષટાઇલ અને સેનચરી નામની બે મીલો બાંધી તેનો કારોબાર પોતાને એકલાને હસ્તક ચલાવ્યો હતો. ૧૮૮૫ થી મુંબઇની મીલ ઓનરસ એસોશીએશનના એવણ નાયબ-પ્રમુખ હતા. ૧૮૮૭ના મારચ માસથી અત્રેની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટના એવણ ઑનરરી સેક્રેટરી તથા સરકાર તરફના એક અધીકારી નેમાયા હતા. ૧૮૮૮ થી અત્રેની જોઇંટ સ્કુલસ કમીટીના સરકાર તરફના એક મેમબર તરીકે એવણ નેમાયા હતા તથા ૧૮૯૪ થી એ કમીટીના પ્રમુખ થયા હતા. ૧૮૮૯ માં એવણને નામદાર સરકારે 'કમ્પેનીયન ઑફ ધી ઇંડીયન એમપાયર' (સી. આઇ. ઇ.) નો ખેતાબ આપ્યો હતો. એજ સાલના ઑગસ્ટ માસમાં મુંબઇના નામદાર ગવરનરની ધારાસભાના એવણ સરકાર તરફના એક અધીકારી નેમાયા હતા, જે માન છેક ૧૮૯૭ સુધી ચાર વાર એવણે ભોગવ્યું હતું. ૧૮૯૫ થી મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના સરકાર તરફના એક અધીકારી તરીકે નેમાયા હતા. ૧૮૯૬ ના જુન માસથી ખંડાલા મધે એક ધરમનું દવાખાનું પોતાને ખરચે ઉઘાડયું હતું. એજ સાલથી મુંબઇની પારસી પંચાયતનાં ફંડના એવણ એક ટ્રસ્ટી તથા સર જમશેદજી ઇનસ્ટીટયુટના એક અધીકારી નેમાયા હતા. ૧૮૯૬ ના દુકાળ વખતે એવણે મુંબઇ મધે ગરીબ જરથોસ્તીઓને સસ્તો અનાજ વેચવાને એક ફંડ ઉભું કર્યું હતું. ૧૮૯૭ માં એવણ મુંબઇ યુનીવરસીટીના એક ફેલો તથા અત્રેનાં બારાંના પોર્ટ ટ્રસ્ટી નેમાયા હતા. ૧૮૯૮ ની શરૂઆતમાં મુંબઇમાં મરકીનું જોર જરથોસ્તી કોમ ઉપર વિશેશ હુમલો કરતું જોઇ એવણે આગેવાની લઇ જરથોસ્તીઓનું સંકટ નીવારણ ફંડ ઉભું કર્યું હતું. ૧૮૯૯ માં ગોવાલીઆ તળાવ તરફની ઇંડાવાળાની દરેહમેહર પોતાનાં બપાઇ બાઇ આવાંબાઇવાળી દરેમેહર સાથે જોડી નાખી એવણે નવેસરથી પરથાવી હતી. મુંબઇના જરથોસ્તીઓનાં મરણના લાભના ફંડના પ્રમુખ તરીકે ઘણો ઉતસાહ બતાવ્યો હતો. એવણનું મરણ લંડન મધે બોરનમાઉથ ખાતે નીપજ્યું હતું.

---

૧–૨ બૉમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૯૯.

૩ જામે જમશેદ, તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૯૯.

૪ શેઠો ખરશેદજી, નશરવાનજી, અને રૂસતમજી નવરોજજી વાડીઆના બાવા.

### તા૦ ૨૧ મી ડીસેમબર.

આજ દીને મરહુમ શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઈ. ઈ. નાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૩૫૧૦૦૦) તેવણનાં વસીહતનામાંમાં જણાવવા મુજબ પારસી કોમના લાભ તથા ફાયદા માટે એક ધર્મખાતું સ્થાપવા માટે આપવાની તંદરોસ્તી પઢાવી હતી. એ ઉપરાંત મરનારનાં વીધવા બાઈ જરબાઈએ રૂ.૧૦૦૦૦), દીકરાઓ શેઠો ખરશેદજી, નશરવાંનજી અને રૂસતમજીએ રૂ.૧૫૦૦૦), સસરા મરહુમ ખાંનબાહદુર રૂસતમજી અરદેશર વાડીઆ તથા સાસુ બાઈ નવાજબાઈએ રૂ.૧૦૦૦), સાલી બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ ફરામજી શાપુરજી ધનજીભાઈ બાટલીવાલાનાં વીધવા તથા તેમના બેટાઓ શેઠો ધનજીભાઈ અને રૂસતમજીએ રૂ.૧૦૦૦), સાલી લેડી ગુલબાઈ જમશેદજી જીજીભાઈ તથા તેમનાં ફરજંદો શેઠ રૂસતમજી તથા બાઈઓ શુનાબાઈ, વીરબાઈજી અને જરબાઈએ રૂ.૧૫૦૦), ભોજાઈ બાઈ મેહરબાઈ તે મરહુમ શેઠ શોરાબજી નશરવાનજી વાડીઆનાં વીધવાએ રૂ.૫૦૦), સાલાઓ શેઠો ખરશેદજી, ધનજીભાઈ અને ફરામજી રૂસતમજી વાડીઆએ રૂ.૯૦૩), સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૫૦૦૦), તથા બીજાં એશીઓ અને મિત્રોએ રૂ.૮૦૩) મળી રૂ.૩૮૬૭૦૬) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

ઉઠમણાંની સેવટે શમશુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સનજાણા બી. એ. એ ઉઠી મરનારનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાને અથોરનાનોને સુચના કીધી હતી, જેને એ૦ નશરવાનજી બરજોરજી દેસાઈએ ટેકો આપ્યો હતો.

પાછલી રાતનાં ઉઠમણાંમાં મરનારની પુંજીમાંથી બીજા રૂ.૧૦૦૦૦) ઉપલાં ખાસ પારસી ધર્મખાતાંમાં આપ્યા હતા.[1]

---

### તા૦ ૨૯ મી ડીસેમબર.

બેજનજી મેહરવાનજી જોશી નામનો એક પારસી પોતાના બે દીકરાઓ, બે વહુઓ, અને એક બુઢી સાસુ મલી પોતાનાં આખાં કુટુંબ સાથ આજ દીને વાંદરા મધે જાહેર રીતે મુસલમાન ધર્મમાં વટલી ગયાં હતાં.[2]

### તા૦ ૩૦ મી ડીસેમબર.

લખનો ખાતે મલેલી આએ સાલની હિંદી નેશનલ કૉનગ્રેસમાં મી૦ જમશેદજી નસરવાનજી તાતાએ ત્રીસ લાખ રૂપયાની ગંજાવર રકમ હીંદીઓને અસલ શોધખોળ કરવાને લાયક થવા માટેની કેળવણી આપવા સારૂ એક નવી યુનીવરસીટી સ્થાપવાને કાહાડી આપવામાં દેખાડેલાં દેશાભીમાન અને સખી દીલગુરદા માટે તેમનો અંતઃકરણપુર્વક આભાર માનવાની દરખાસ્ત મેલવામાં આવી હતી, અને ખુશહાલીના મોટા પોકારો વચે તે પસાર કરવામાં આવી હતી.[3]

---

### તા૦ ૩૧ મી ડીસેમબર.

દક્ષિણ આફ્રીકાનાં બ્રીતિષ સંસ્થાન નેટલના એક જુના પારસી વેપારી શેઠ રૂસતમજી જીવણજી (ગોરખોદુ) કે જેવણ ઈ૦ સ૦ ૧૮૮૧ થી તે તરફ વેપાર કરતા હતા તેવણ લાંબી મુદતે પોતાને વતન મુંબઈ આવવા નીકલ્યા. તેવણે દક્ષિણ આફ્રિકામાં હિંદીવાનોના લાભ સંભાલવા કીજે ઘણી મેહનત લીધી હતી તથા નેટલમાં હિંદીવાનોના લાભ સાચવવા થકી ઈંડીઅન કાનગ્રેસ ઉભી કીધી હતી, તે સઘળાંનું અહેશાન માનવા સારૂં આજ દીને તેમનાં માનમાં નેટલ મધે એક મેલાવડો કરવામાં આવ્યો હતો, જયાં ઘણાક ગ્રહસ્થોએ તેમની સ્તુતીમાં ભાષાણો કીધાં હતાં, તથા નેટલની ઈંડીઅન કૉનગ્રેસ તરફથી તેમને એક માનપત્ર તથા સોનાનું ઘડીઆલ, ઈંગ્રેજી ભાષા બોલનારા નેટલના હિંદીવાનો તરફથી એક માનપત્ર તથા સોનાનો છેડો, તથા ત્યાંની ઈંડીઅન સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી એક માનપત્ર અને સોવરેન મેડલ ભેટ આપવામાં આવ્યાં હતાં.[4]

---

1 જામે જમશેદ, તા૦ ૨૨ અને ૨૭ મી ડીસેમબર ૧૮૯૯.

2 જામે જમશેદ, તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૯૯.

તા૦ ૨૮ મીના "જામે" માં નીચે છાપેલું હેંડબીલ છપાયું છે, જે મુંબઈમાં મુસલમાન વગેરે લતાઓપર છુટથી વેંહચાયું હતું:—

• "એક ગરીબ મીસકીન તમારી આગળ અરજ કરૂં છું કે સાબાનની તા૦ ૨૫ મી ૧૩૧૭ હીજરી તારીખે અને જુમાને દીને કલાક ૧૧॥ વાગે વાંદરાના પુલ આગળની મસજીદમાં હું પોતે બેજનજી મેરવાનજી જોશી અને મારૂં કુટુંબ મળીને ૬ માણસો દીલોજાનથી તથા અમારી રાજીખુશીથી મોહમદી દીન અખતયાર કરીએ છીએ તે વાસતે તમો ભાઈ સાહેબોને નમનતાઈથી અરજ કરૂં છું કે ખુદાને વાસતે અને રસુલના વાસતે અમો ગરીબ મીસકીનોનાં માન દાખલ મીજલસમાં પધારશો તો મોટો ઉપકાર થશે.

લા૦ હું નીચે સહીનો કરનાર,

**બેજનજી મહેરવાનજી જોશી."**

3 મુંબઈ સમાચાર, તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૦.

4 જામે જમશેદ, તા૦ ૭ મી ફેબરવારી ૧૯૦૦.

તા૦ ૩૧ મી ડીસેમબર.

આખે વર્ષમાં યાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૯૯ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૯૧૭** જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં **૩૧૩** જોડાંનાં લગન તથા **૧૨** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| **લગન**— | ૫ થી ૧૦ વર્ષનાં.... | ૦ | ૧* | ૧ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં.... | ૧ | ૨૭ | ૨૮ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૧૪ | ૧૩૬ | ૧૫૦ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં.... | ૯૭ | ૧૦૪ | ૨૦૧ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં.... | ૧૦૩ | ૩૩ | ૧૩૬ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં.... | ૫૮ | ૧૧ | ૬૯ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં.... | ૨૧ | ૦ | ૨૧ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં.... | ૧૩ | ૦ | ૧૩ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૬ | ૦ | ૬ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૦ | ૧† | ૧ |
| | | ૩૧૩ | ૩૧૩ | ૬૨૬ |

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| **ગગરનાં**— | ૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૦ | ૧ | ૧ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં.... | ૦ | ૭ | ૭ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૧ | ૧ | ૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૨ | ૩ | ૫ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૬ | ૦ | ૬ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૩ | ૦ | ૩ |
| | | ૧૨ | ૧૨ | ૨૪ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૧૭૨૭** મરણ નિપજયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૨ | ૩૧ | ૮૩ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં.. | ૩૨ | ૩૧ | ૬૩ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં.. | ૧૦૨ | ૧૦૦ | ૨૦૨ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૧૦૩ | ૧૧૧ | ૨૧૪ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૮ | ૩૧ | ૪૯ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૭૪ | ૭૧ | ૧૪૫ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૭૫ | ૮૪ | ૧૫૯ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૬૨ | ૭૦ | ૧૩૨ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૭૮ | ૭૩ | ૧૫૧ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૧૧૧ | ૯૬ | ૨૦૭ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૭૮ | ૮૯ | ૧૬૭ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૪૫ | ૬૧ | ૧૦૬ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૭ | ૨૫ | ૪૨ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં...... | ૪ | ૩ | ૭ |
| | ૮૫૧ | ૮૭૬ | ૧૭૨૭ |

એ ૧૭૨૭) મરણ નીચલા લત્તાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૮ | માહીમ ...... | ૧૦ |
| કોટ ...... | ૩૯૫ | વાંદરા ...... | ૨૫ |
| ધોબીતલાવ .. | ૩૦૨ | મોદીખાંના હાસપીટલ ...... | ૪૧ |
| કરેલવાડી.... | ૩૦ | આરઠર રોડ હાસપીટલ ...... | ૧૨ |
| ગીરગામ .... | ૩૧ | પારસી હાસ્પીટલ. | ૧૨૭ |
| ચોપાટી .... | ૩૧ | પારસી સુવાવડખાનું | ૪૪ |
| ગ્રાંટ રોડ.... | ૫૨ | કામા હાસ્પીટલ.. | ૩ |
| તારદેવ...... | ૨૫ | બાઇ મોટલાંબાઇ હાસપીટલ .. | ૨૧ |
| ગોવાલીઆ .. | ૧૧ | સર જમશેદજી હાસપીટલ .. | ૩૨ |
| ખંબાલા .... | ૫ | સર દીનશાહ પીટીટ હાસ્પીટલ. | ૪ |
| માહલક્ષમી ... | ૧ | ઑલબલેસ હાસપીટલ ...... | ૧૦ |
| વાલકેશ્વર.... | ૬ | ગોકળદાસ હાસપીટલ ...... | ૪ |
| બાહેરકોટ.... | ૧૨૪ | સાંતાક્રૂઝ .... | ૧ |
| ખેતવાડી .... | ૧૬૪ | સીમ........ | ૧ |
| નલ બજાર.... | ૨૬ | કુરલા ...... | ૧ |
| કામાટીપુરા .. | ૫ | ઘાટકુપર...... | ૧ |
| ખેટાંકી...... | ૭ | એરલાપારલા .. | ૧ |
| ઉમરખાડી .. | ૧ | ઉરન........ | ૧ |
| ભીડીંબજાર.... | ૧૮ | માથેરાન...... | ૧ |
| ભાંએખલા .... | ૧૩ | | |
| મજગામ .... | ૬૨ | | |
| પરેલ ...... | ૫૨ | | |
| ચીંચપોગલી .... | ૩ | | |
| દાદર ........ | ૯ | | |
| નાયગામ .... | ૫ | | |
| મતુંગા ...... | ૧ | | |
| | | | ૧૭૨૭ |

* એ એક દશ વર્ષની નાહની છોકરી હતી.

† એ એક ૪૬ વર્ષનો કુવારો ૫૨ વર્ષની રંડાયલી સાથે પરણ્યો હતો.

એ ૧૭૨૭) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| કારણ | સંખ્યા | કારણ | સંખ્યા |
|---|---|---|---|
| તાવ .......... | ૧૩૦ | મરડો ........ | ૯૬ |
| મરકી.......... | ૨૬૨ | પેટ .......... | ૯૨ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો. | ૨૨૩ | છુપા ભાગોને લગતાં દરદો ........ | ૩૧ |
| ફેફસાંને લગતાં દરદો. | ૨૧૪ | પીશાબને લગતાં દરદો. | ૪૭ |
| લોહી વિકાર .... | ૫૦ | ચામડીને લગતાં દરદો. | ૧૭ |
| ખહી.......... | ૮૦ | હાલચાલ તથા તંતુને લગતાં દરદો .. | ૬ |
| જલંદર ........ | ૧૦ | આંખ કાનનાં દરદો. | ૨ |
| શીતલા ........ | ૪ | તરતનાં જન્મેલાં .. | ૮૩ |
| ગોવરૂં ........ | ૧૮ | જઇફી તથા નાકવતી. | ૧૨૨ |
| કૉલેરા ........ | ૩ | | |
| રગતપીત........ | ૧ | | |
| આપઘાત ...... | ૮* | | |

(૫ ડુબી જઇને.
૨ જેહર ખાઇને.
૧ બારીએથી કુદકો મારીને.)

હોનારત, અકસ્માત વગેરે ........ ૧૨†

(૪ કપડાં સલગી જવાથી.
૨. ગાડી તથા ખટારાના આંચકાથી.
૧ દરીયામાં પગ લપસી જવાથી.
૧ પ્રાંચપરથી પડી જવાથી.
૧ સમતોલપણું ખોવાથી.
૧ દરીયામાં નાહતાં ડુબી જવાથી.
૧ કાગજની ગાંસડી દીલપર પડવાથી.
૧ ઝાડની ડાહલી પગપર પડવાથી.)

બીજાં દરદોથી .... ૨૧૫
નહિ જણાયલાં કારણો. ૧

---
૧૭૨૭

આએ વર્ષમાં નાદારીની અરજી ૬૧) પારસીઓએ કરી હતી તેમાં ત્રણ ઓરત હતી.

---

* એ ૮) આપઘાતો ૫) પુરૂષ અને ૩ સ્ત્રીઓએ કીધા હતા. પુરૂષોમાં એક ૩૩) વર્ષના મીલ કલાર્કે નોકરીએથી રજા મલવાથી ઊદાસ થઇ, એક ૫૨) વર્ષના કલાર્કે તથા એક ૬૫) વર્ષના આરસીની ફ્રેમ બનાવનારે માંદગીથી કંટાલી, તથા એક ૩૨) વર્ષના જવાને શેરસટ્ટામાં નાણાં ગુમાવવાથી ડુબી જઇને; તથા એક ૨૭) વર્ષના કલાર્કે માએ મરી જવાના ગમમાં જેહર ખાઇને આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૩૫) વર્ષની ઇરાની ઓરતે મગજનો અસ્થિર હાલતમાં દરીયામાં ડુબીને, એક ૬૦) વર્ષનીએ મગજની અસ્થિર હાલતમાં ત્રિજા માલની બારીએથી કુદકો મારીને, અને એક ૫૬) વર્ષનીએ માંદગીથી કંટાલી જેહર ખાઇને આપઘાતો કીધા હતા.

† હોનારતથી મરણ પામેલાં ૧૨) જણાંમાં ૮) પુરૂષ અને ૪) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૬૯) વર્ષનો બગરચી સુલા આગલ કપડાં સલગી જવાથી, એક ૭૧) વર્ષનો ગાડી તલે આવી જવાથી તથા એક ૮૩) વર્ષનો ખટારાનો આંચકો લાગાથી, એક ૨૫) વર્ષનો કલાર્ક દરીયામાં પગ લપસી જવાથી, એક ૨૨) વર્ષનો ફીટર મીલમાં પ્રાંચપરથી પડી જવાથી, એક ૧૯) વર્ષનો વીહારથી દરીયામાં નાહતાં ડુબી જવાથી, એક ૧૧) વર્ષનો છોકરો કાગજની મોટી ગાંસડી દીલપર પડી જવાથી, અને એક ૪૮) વર્ષનો સુથાર ઝાડની ડાહલી પગપર પડવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૭૫) વર્ષની તથા બીજી ૩૫) વર્ષની અને ત્રિજી ૨૮) વર્ષની રાંધતાં દીલમાંનાં કપડાં સલગી જવાથી, તથા એક ૧૭) વર્ષની બારીની બાહેર બાંબુપર કપડાં સુકાવા નાખતાં પોતાનું સમતોલપણું ખોવાથી બારીએથી પડી જઇ મરણ પામી હતી.

# ઉઠમણામાં સખાવત ઈ૦ સ૦ ૧૮૯૯.

| તારીખ. | | ઉઠમણું કોનનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. | ૧૮૯૯. તારીખ. |
|---|---|---|---|---|---|---|
| અને ૧૨૬૮ યજદેજરદી. | અને ૧૮૯૯ ઇસવી. | | | | | |
| રોજ ૨૯ માહ ૪ (શે૦), | ૧૧ મી જાનેવારી. | બાઇ પીરોજબાઇ તે શેઠ રૂસ્તમજી જમશેદજી દાદાભાઇ વાડીઆનાં ધણીઆની. | ૧૮૫૯ | પોતાની પુંજીમાંથી અને એશીઓએ. | જામે જમશેદ, | ૧૩— ૧ |
| " ૩૦ " ૪ (શે૦), | ૧૨ મી " | શેઠ પેશતનજી એદલજી સકલાતવાળા (પેશાવર). | ૨૦૦૦ | (૧) | રાસ્ત ગોફતાર, | ૫— ૨ |
| " ૭ " ૫ (શે૦), | ૧૯ મી " | " માણેકજી રતનજી ભીમરડીવાલા. | ૨૯૮૯ | (૨) દીકરાઓએ રૂ. ૨૦૦૦) અને એશીઓએ. | જામે જમશેદ, | ૨૦— ૧ |
| " ૯ " ૫ (શે૦), | ૨૧ મી " | બાઇ આઇમાય તે શેઠ શેરાબજી દાદાભાઇ દુબાશનાં ધણીઆની. | ૫૩૩૫ | પોતાની પુંજીમાંથી રૂ. ૧૫૦૦ અને એશીઓએ. | " ", | ૨૩— ૧ |
| " ૨૯ " ૫ (શે૦), | ૧૦ મી ફેબરવારી. | બાઇ આવાંબાઇ તે શેઠ મનચેરશાહ બહમનશાહ મારશલનાં ધણીઆની (ભરૂચ). | ૧૦૧૮ | એશીઓએ. | " ", | ૧૩— ૨ |
| " ૩૦ " ૫ (શે૦), | ૧૧ મી " | બાઇ બચુબાઇ તે શેઠ દાદાભાઇ બેહરાંમજી સરાફનાં બેટી. | ૩૧૧૫ | મમાવા તથા મમાઇએ રૂ. ૨૩૦૦) અને એશીઓએ. | " ", | ૧૪— ૨ |
| " ૪ " ૬ (શે૦), | ૧૫ મી " | શેઠ હોરમજજી જમશેદજી રૂસ્તમજી (કરાંચી). | ૧૦૦૦૦ | | કયસરે હિંદ, | ૨૬— ૨ |
| " ૧૦ " ૬ (શે૦), | ૨૧ મી " | બાઇ શુનાબાઇ તે શેઠ આદરજી જમશેદજી ડાકટરનાં વીધવા (નવસારી). | ૬૬૭ | એશીઓએ. | જામે જમશેદ, | ૨૫— ૨ |
| " ૧૩ " ૬ (શે૦), | ૨૪ મી " | શેઠ હોરમજજી નશરવાનજી મીસ્ત્રી. | ૫૧૮ | એશીઓએ. | " ", | ૭— ૩ |
| " ૧૫ " ૬ (શે૦), | ૨૬ મી " | શેઠ મેહરવાનજી રૂસ્તમજી દલાલ. | ૨૧૬૬૩ | પોતાની પુંજીમાંથી રૂ. ૧૧૫૦૦ અને એશીઓએ. | " ", | ૨૭— ૨ |
| " ૧૭ " ૬ (શે૦), | ૨૮ મી " | શેઠ ફરદુનજી બેજનજી કાંપડીઆ (સુરત). | ૩૨૭૨ | એશીઓએ. | " ", | ૨— ૩ |
| " ૧૮ " ૬ (શે૦), | ૧ લી માર્ચ. | શેઠ કુવરજી દીનશાહ મસાલાવાલા (મઉ). | ૨૧૩૮ | (૩) | " ", | ૪— ૩ |

૧. જુઓ પાનું ૭૩૪. ૨. એમાંથી રૂ૨૨૫૨ ની રકમ ઊરન ખાતે પારસી ઊતારા માટે જગા બાંધવા થકી મરનારના વડા દીકરા મી૦ હોરમજજીએ ધાર્યું હતું; તે કામ માટે આપીછે, જ્યારે રૂ૬૬૨ નીરકમ કલ્યાણીના જરથોસતીઓનાં સંકટનીવારણ ફંડમાં આપીછે. ૩. જુઓ પાનું ૭૪૦.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૮ યજદેજરદી. સને ૧૮૯૯ ઇસવી. | | | | ૧૮૯૯. તારીખ. |
| રોજ ૨૦ માહ ૬ (શે૦), ૩ જી મારચ. | શેઠ મનચેરજી મેહરવાનજી કુકાનાં. | ૩૩૭૫ | પોતાની પુંજીમાંથી રૂ. ૧૦૦૦) અને એશીઓએ. | જામે જમશેદ, ૬— ૩ |
| " ૨૯ " ૬ (શે૦), ૧૨ મી " | બાઇ પીરોજબાઇ તે શેઠ બેહરાંમજી ભીખાજી ખંડાલેવાળાનાં ધણીઆની. | ૫૮૫ | એશીઓએ. | " " , ૧૬— ૩ |
| " ૩ " ૭ (શે૦), ૧૬ મી " | શેઠ રૂસતમજી હોરમજજી સરાફ. | ૯૯૯ | પોતાની પુંજીમાંથી અને એશીઓએ. | " " , ૨૨— ૩ |
| " ૮ " ૭ (શે૦), ૨૧ મી " | બાઇ બચુબાઇ તે શેઠ બેહરામજી ખરશેદજી દોરડીનાં ધણીઆની. | ૫૦૦ | ખાવીંદે. | " " , ૨૫— ૩ |
| " ૧૧ " ૭ (શે૦), ૨૪ મી " | શેઠ ફરામરોજ રતનજી પેશતનજી ચોકસી. | ૫૫૫ | એશીઓએ. | " " , ૫— ૪ |
| " ૧૨ " ૭ (શે૦), ૨૫ મી " | બાઇ દીનબાઇ તે શેઠ ફરામજી ધનજીભાઇ કોપર તથા કેમેશરીવાલાનાં ધણીઆંની. | ૩૧૬૦ | માબાપે રૂ. ૨૦૦૦) અને એશીઓએ. | " " , ૨૮— ૩ |
| " ૧૨ " ૭ (શે૦), ૨૫ મી " | શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીનના.(૧) | ૧૧૧૦૮ | પોતાની પુંજીમાંથી રૂ. ૬૦૦૦), મીત્ર સર દી. મા. પીટીટે રૂ. ૩૦૦૦), અને એશીઓએ. | " " , ૨૮— ૩ |
| " ૨૫ " ૭ (શે૦), ૭ મી આપરેલ. | બાઇ રતનબાઇ તે આ૦ નવરોજજી જમશેદજી ભેદવારનાં વીધવા. | ૫૮૬ | એશીઓએ. | " " , ૮— ૪ |
| " ૨૯ " ૭ (શે૦), ૧૧ મી " | બાઇ રતનબાઇ તે શેઠ રૂસ્તમજી ભીખાજી ઉમરીગર, દારૂવાલાનાં વીધવા. | ૧૩૩૦ | એશીઓએ. | " " , ૧૩— ૪ |
| " ૨૪ " ૮ (શે૦), ૬ ઠી મેએ. | બાઇ રતનબાઇ તે શેઠ રૂસતમજી નવરોજજી લંગડાનાં ધણીઆની. | ૫૭૦ | એશીઓએ. | " " , ૯— ૫ |
| " ૨૮ " ૮ (શે૦), ૧૦ મી " | શેઠ રૂસતમજી કલુભાઇ પોલીઆદેસાઇ. | ૫૦૦ | પોતાની પુંજીમાંથી. | " " , ૧૫— ૫ |
| " ૨ " ૯ (શે૦), ૧૪ મી " | શેઠ દાદાભાઇ રાનજીભાઇ કરંજીઆ અથવા મોદા. | ૫૭૯૦ | પોતાની પુંજીમાંથી ૩૨૦૦૦) અને એશીઓએ. | " " , ૧૭— ૫ |
| " ૨ " ૯ (શે૦), ૧૪ મી " | બાઇ ભીખાઇજી તે શેઠ મનચેરજી ફરામજી તંબોલીનાં બેટી (નવસારી). | ૫૦૦ | એશીઓએ. | " " , ૧૬— ૫ |

૧. એવણનું ઉઠમણું ભરૂચ, નવસારી તથા કરાંચીમાં થયું હતું.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૮ યજદેજરદી. સને ૧૮૯૯ ઇસવી | | | | ૧૮૯૯. તારીખ. |
| રોજ ૧૨ માહ ૯ (શિં૦), ૨૪ મી મેએ. | બાઇ ધનબાઇજી તે શેઠ બહમનજી હોરમજજી જનરાલનાં બેટી. | ૨૫૦૦ | તેમના બાવાએ. | જામે જમશેદ, ૨૬— ૫ |
| 〃 ૧૬ 〃 ૧૦ (શિં૦), ૨૭ મી જુન. | શેઠ રતનશાહ બેજનજી કાપડીઆ. | ૫૬૩૫ | બાવાએ રૂ.૨૫૦૦) અને એશીઓએ. | 〃 〃, ૪— ૭ |
| 〃 ૧૨ 〃 ૧૧ (શિં૦), ૨૩ મી જુલાઇ. | 〃 પદમજી પાલણજી ફ્રેંચમેન. | ૧૨૨૫ | બાવા તથા એશીઓએ. | 〃 〃, ૨૬— ૭ |
| 〃 ૨૯ 〃 ૧૧ (શિં૦), ૯ મી આગશટ. | 〃 મનચેરશાહ બહમનશાહ મારસલ. | ૧૪૦ | એશીઓએ ([1]) | 〃 〃, ૧૧— ૮ |
| 〃 〃 (શિં૦), મી 〃 | 〃 શેરાબજી નવરોજજી ગજધર (ગદેવી). | ૧૩૫૪ | પોતાની પુંજીમાંથી તથા એશીઓએ. | 〃 〃, ૧૨— ૮ |
| 〃 ૫ 〃 ૧૨ (શિં૦), ૧૫ મી 〃 | 〃 જાંગીરજી હોરમજજી પંથકી (સીકંદરાબાદ). | ૭૩૪ | એશીઓએ. | 〃 〃, ૨૪— ૮ |
| 〃 ૬ 〃 ૧૨ (શિં૦), ૧૬ મી 〃 | 〃 કાવશજી રૂસતમજી બાટલીવાલા (નવસારી). | ૧૩૦૩ | એશીઓએ. | 〃 〃, ૨૪— ૮ |
| 〃 ૧૨ 〃 ૧૨ (શિં૦), ૨૨ મી 〃 | બાઇ જાઇજી તે શેઠ બહમનજી અરદેશર રાગીનાં વીધવા. | ૧૦૮૦ | એશીઓએ. | 〃 〃, ૨૩— ૮ |
| 〃 ૨૧ 〃 ૧૨ (શિં૦), ૩૧ મી 〃 | બાઇ રતુબાઇ તે શેઠ રતનજી મેહરવાનજી મીનવાલાનાં વીધવા (સુરત). | ૫૭૪ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) અને એશીઓએ. | 〃 〃, ૪— ૯ |
| સને ૧૨૬૯ યજદેજરદી. | | | | |
| રોજ ૪ માહ ૧ (શિં૦), ૧૮ મી સપટેમબર. | બાઇ માણેકબાઇ તે એ. દીનશાહ મીનોચેહર દસ્તુર જામાસપઆશાનાં ધણીઆની. | ૧૬૯૬ | બાવંદ તથા એશીઓએ. | 〃 〃, ૨૦— ૯ |
| 〃 ૧૬ 〃 ૧ (શિં૦), ૩૦ મી 〃 | બાઇ રતનબાઇ તે શેઠ હોરમજજી બરજોરજી કપટાંનનાં વીધવા. | ૮૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦) અને દીકરા તથા વહુએ. | 〃 〃, ૪—૧૦ |
| 〃 ૨૦ 〃 ૧ (શિં૦), ૪ થી અકટોબર. | શેઠ એદલજી દોરાબજી ઉમરીગર. | ૫૭૦ | પોતાની પુંજીમાંથી અને એશીઓએ. | 〃 〃, ૮—૧૨ |
| 〃 ૬ 〃 ૨ (શિં૦), ૨૦ મી 〃 | બાઇ જરબાઇ તે એ૦ જમશેદજી પેશોતનજી દસ્તુર જામાસપઆશાનાં ધણીઆની (આકોલા). | ૧૫૮૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) અને એશીઓએ. | મુંબઇ સમાચાર, ૨૭—૧૦ |
| 〃 ૭ 〃 ૨ (શિં૦), ૨૧ મી 〃 | બાઇ ખરશેદબાઇ તે શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીનાં ધણીઆની (ભરૂચ). | ૨૮૨૯ | એશીઓએ. | 〃 〃, ૨૭—૧૦ |

૧. જુઓ પાનું ૭૫૮.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૯ યજદેજરદી. સને ૧૮૯૯ ઇસવી. | | | | ૧૮૯૯. તારીખ. |
| રોજ ૨૧ માહ ૨ (શે૦), ૪ થી નવેમબર. | શેઠ એદલજી શાપુરજી ગબા (બીલીમોરા). | ૬૫૦૦ | એશીઓએ. | ગુજરાત મીત્ર, ૫—૧૧ |
| " ૩ " ૩ (શે૦), ૧૭ મી " | બાઇ ખરશેદબાઇ તે શેઠ કાનજીભાઇ દોરાબજી મીઠાઇવાલાનાં વીધવા. | ૭૪૫ | પોતાની પુંજીમાંથી તથા એશીઓએ. | જામે જમશેદ, ૨૨—૧૧ |
| " ૨૧ " ૩ (શે૦), ૪ થી ડીસેમબર. | શેઠ જમશેદજી શાપુરજી વરકીંગબાક્ષવાળા. | ૬૪૧ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) તથા એશીઓએ. | " " , ૧૨—૧૨ |
| " ૨૯ " ૩ (શે૦), ૧૨ મી " | શેઠ શેરાબજી માણેકજી દમણવાલા (ઉદવાડા). | ૫૩૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦) અને એશીઓએ.(૧) | " " , ૧૬—૧૨ |
| " ૮ " ૪ (શે૦), ૨૧ મી " | શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ. | ૩૮૬૭૦૬ | (૨) | " " , ૨૨ અને ૨૩—૧૨ |
| " ૧૮ " ૪ (શે૦), ૩૧ મી " | શેઠ ફરદુનજી અરદેશર જીવણજી ફેરાંવાલા. | ૨૨૬૬ | માતપીતાએ રૂ.૧૦૦૦) અને એશીઓએ. | " " , ૩—૧ ૧૯૦૦ |
| " ૧૮ " ૪ (શે૦), ૩૧ મી " | બાઇ વીરબાઇજી તે શેઠ શાપુરજી શેરાબજી નાલીએરવાલાનાં વીધવા. | ૭૧૩૩ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને એશીઓએ. | " " , ૪—૧ ૧૯૦૦ |

૧. ઉદવાડા ઉપરાંત એવણનાં ઉઠમણાં મુંબઇ, સુરત, નારગોલ, પુણા અને સેતારા મધે કરવામાં આવ્યાં હતાં. ૨. જુઓ પાનું ૭૭૧.

# ઈ૦ સ૦ ૧૮૯૯ માં નીચલા પારસીઓએ દેશાવરની જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી પદવીઓ મેળવી હતી.

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૯. |
| ૨૬ મી જાનેવારી. | શેઠ હીરજીભાઇ હોરમજજી વાડીઆ. | બારીસ્ટર. | જામે જમશેદ, તા૦ ૧૩—૨ |
| ૫ મી આપરેલ. | શેઠ: રૂસતમજી નવરોજજી બરજોરજી, પદમજી પેશતનજી જીનવાલા, અને નવરોજજી હોરમજજી મોદી. | " | " " , તા૦ ૧—૫ |
| ૧ લી જુન. | ડા૦ શાપુરજી હોરમજજી માણેકજી મોદી. | લંડનની એફ. આર. સી. એસ. | ટાઇમસ ઑફ ઇ૦, તા૦ ૨—૬ |
| ૧૪ મી " | શેઠો મેહેરવાનજી રૂસતમજી બાઇસ અને પેશતનજી દાદાભાઇ. | બારીસ્ટર. | જામે જમશેદ, તા૦ ૩—૭ |
| ૧૯ મી " | શેઠ એરચશાહ માણેકજી નાણાંવતી. | કેમબ્રીડજ યુનીવરસીટીમાં તવારીખના ત્રીપોઝમાં બીજા વર્ગમાં ચઢતી પદ્વી. | " " , તા૦ ૧૦—૭ |
| ૨૫ મી જુલાઇ. | " રૂસતમ કેખશરૂ શેરાબજી નરીમાન. | ઇંગ્લાંડની કુપરસ હીલ કૉલેજની સીવીલ ઇજનેરની પરીક્ષા ચહડતી પદ્વી સાથ. | " " , તા૦ ૨૮—૭ |

# પુસ્તકો—ઈ૦ સ૦ ૧૮૯૯.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧૧ મી જાનેવારી. | પારસી અટકો. | શેઠ શાપુરજી બેહરામજી કાતરક. |
| ૧૨ મી " | Anglo-Gujarati Composition series Part, 1. | " દોરાબજી હીરજીભાઇ વાછા. |
| " " | ગંગાબાન યાને ત્રીયાતેજ. | " ધનજીભાઇ નવરોજજી પટેલ. |
| ૨ જી ફેબરવારી. | મરકી—તેની તવારીખ—કારણ—લક્ષણ અને ઉપાય. | " નવરોજજી ડોશાભાઇ દેશાઇ. |
| ૫ મી " | અશો જરતોસ્ત, તેની દીન, તથા ઇરાન વતન. | " પદમજી શોરાબજી જોશી. |
| ૧૬ મી " | The excellence of Zoroastrianism. | શેઠો અરદેશર નશરવાંનજી બીલીમોરીયા અને દીનશાહ દાદાભાઇ આલપાઇવાલા. |
| ૨૩ મી " | The Vendidad: Translated into English.[1] | શેઠ નવરોજજી માણેકજી નશરવાનજી કાંગા. |
| ૨ જી મારચ. | જમશેદી નોરોજ સંબંધી શેઠ ખ. રૂ. કામાજીના ભુલભરેલા વિચારો. | " અરદેશર શોરાબજી દસ્તુરકામદીન. |
| ૧૬ મી " | વૈદક ટુચકા સંગ્રહ. | સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ. |
| " " | મીઠી મીઠ્ઠી. | શેઠ કેખશરૂ નુવરોજજી કાબરાજી. |
| " " | અંદરજે આદરબાદ મારાસ્પનદાન, અંદરજે વેહે જાદ ફરખોશીરૂન, અંદરજે ખુસરૂએ કવાદાન, માદીગાને ચત્રંગ અને કાર નામે અરતકશતરે પાપકાન નામે પેહેલવી લખાણો અસલ ભાષામાં તેમના ઉચ્ચાર અને તરજુમા સહીત. | દસ્તુર ખોદાયાર શેહરીયાર. |
| ૫ મી આપરેલ. | ગ્નાન પ્રસારક વિષયો. | મ૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. |
| " " | "The part taken by the Parsi Religion in the formation of Christianity and Judaism," translated from the German of the late Dr. A. Kohut. | શેઠ પેશતનજી દાદાભાઇ કુકા. |
| ૬ ઠી " | પારસી કીર્તિ સંગ્રહ. | એ૦ દાદાભાઇ ખરશેદજી દોરડી. |
| " " | દીલજાન રમુજ ભંડાર. | શેઠ દાદી એદલજી તારાપોરવાલા. |
| " " | પાકદામાન પીરોજા. | " " " " |
| " " | પવિત્ર મુની. | મીસ આવાંબાનુ જાંહગીરશાહ તાલેયારખાં. |
| ૧૯ મી " | The Daily Companion or The Boys' Book. | શેઠ અરદેશર નશરવાનજી મેહતા. |
| ૨૦ મી " | પ્રેમાનંદ કૃત નળાખ્યાનની શાળોપયોગી આવૃતિ. | શેઠો જાંહગીર નશરવાનજી પાલીસવાલા તથા માણેકશાહ બેહરામજી સંજાણા. |
| ૭ મી મેએ. | "સેખ સાદીની ગુલેસ્તાન" ફારસીમાંથી ગુજરાતી નસર તથા નઝમમાં. | શેઠ હોરમજજી બહમનજી ગંદેવીઆ. |
| ૧ લી જુલાઇ. | ગ્લાસ ડેકોરેશન આર્ટ ગાઇડ, યાને કાચપર સનગાર કરવાની રીત. | " શાવકશાહ શોરાબજી દારૂવાલા. |
| ૨૧ મી " | The Indian stamp act of 1899. | " મરઝબાન મંચેરજી મરઝબાન. |
| " " | ઇંગ્લાંડ અને આફ્રીકાનો જળપ્રવાસ. | " આદરજી દાદાભાઇ પેઠીવાળા. |
| " " | નળાખ્યાન. | શેઠો જાંહગીર ન. પાલીસવાળા તથા માણેકશાહ બેહરામજી સંજાણા. |

૧. એ પુસ્તક એવણે પોતાના બાપાવા એ૦ નશરવાનજી નવરોજજી કાંગાને અર્પણ કીધું હતું.

## ૧૮૯૯.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧ લી આગશટ. | કર ને જો. | શેઠ જાંહગીરજી બેહરામજી મરઝબાન. |
| ૧૬ મી " | અમેરેતાત. | " બી. એમ. બાધુરજી. |
| " " | અથોરનાનની આરાસ્તગી[1]. | એ૦ માણેકજી નશરવાનજી ધાલા. |
| " " | અથોરનાંન ટોળાની બગર સાથ વંશાવલી[2]. | " રૂસતમજી જામાસપજી દ૦ મેહરજીરાણા. |
| ૨૪ મી " | યાદગારે જરીરાંન, શત્રોઇહાએ ઇરાંન અને અજ્દીઆવ સહીગીઅ એ સીસ્તાન; નોટ સાથે તરજુમો. | એ૦ જીવણજી જમશેદજી મોદી. |
| ૯ મી સપટેમબર. | અનંત પંચાંગોનો સંગ્રહ; ખ્રિસ્તી, પારસી, મોહમેદન. | શેઠો કેખશરૂ રતનજી શરાફ અને બમનજી પેશતનજી વાડીઆ. |
| ૧૪ મી " | શાલગરેહ સંગ્રહ. | પ્રગટકર્તા જાંહગીર બી. કરાણીના છોકરાઓ. |
| " " | જમશેદ હોલ. | શેઠ પીરોશા રૂસતમજી ખંબાતા. |
| ૨૭ મી " | સર જમશેદજી પેહલા બેરોનેટનું જન્મચરિત્ર. | " રતનજી બેહરામજી માદન. |
| ૨ જી અકટોબર. | નવજોત. | એ૦ બરજોરજી એરચજી બજાં. |
| ૧૨ મી નવેમબર. | ખરતા તારાઓ વિષે ખુલાસાનું ચોપાનીયું. | શેઠ કાવશજી દાદાભાઇ નાએગામવાળા. |
| ૧૬ મી " | વીષારી વનીતા યા દગાખોર દોસ્ત. | બાઇ ભીખાઇજી લીમજી પાલમકોટ. |
| ૪ થી ડીસેમબર. | The Text of the Pahlvi Zand-i-Vohuman yasht, with transliteration and translation into Gujrati, and Gujrati translation of the Pahlvi Mino-i-Khirad, with notes. | નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદ દસ્તુર નોશીરવાન. |
| ૧૪ મી " | Mistri's Pocket Gujrati-English Dictionary. | શેઠ રૂસતમજી હોરમજજી મીસ્ત્રી. |
| ૨૯ મી " | દીન-બેહ-મઝદયસ્નની વિષે પરધર્મી વિદ્વાનોના વિચારો. | શેઠો જેહાંગીર જમશેદજી મોતીવાલા અને બેહમનજી નવરોજજી સહીંઆર. |

૧. એ ચોપડી એવણે પોતાના મુરબી એ૦ હોરમજજી નવરોજજી ધાલાને અરપણ કીધી હતી.

૨. એ ચોપડીનો મી૦ નવરોજજી માણેકજી પરવેજે પોતાને ખરચે ૧૯૦૭ માં ઇંગલાંડમાં મી૦ ન. મા. કુપર પાસે તરજુમો કરાવી તે તરફ વેંહચી હતી.સર જયોર્જ બર્ડઉડે તેનો દીબાચો લખ્યોછે.

## ૧૮૯૯.

## ભાષાણો તથા વાયજીઓ અને વાંચણ.

| તારીખ. | બાબદ. | કરનાર. | કયાં અને કોણની સનમુખ. | આધાર. |
|---|---|---|---|---|
| ૧૮૯૯. તારીખ. | | | | ૧૮૯૯. તારીખ. |
| ૩– ૧ | આપણા છોકરાઓનું શું કરવું. | શેઠ એદલજી દોરાબજી તલાટી. | નવસારી મધે, પ્રમુખ, સુબા સાહેબ. | જામે જમશેદ, ૪— ૧ |
| ૨૬– ૧ | પેહેલવી પુસ્તક નામે 'શોઇહા–એ–ઇરાંન' ના શેહેરોનું વર્ણન (1) | શ૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. | અત્રેની રૉયલ એશીયાટીક સોસાઇટીની સભામાં. | " " , ૨૭— ૧ |
| ૨૮– ૨ | આદર ગોશસ્પ–ફરોબા–અને આદર બુરજીન મેહર આતશો. | ડા૦ નશરવાનજી નવરોજજી ખંબાતા. | સુરતનાં અંજુમનનાં આદરાનમાં. | " " , ૨— ૩ |
| ૨૪– ૩ | મધ્ય અને પશ્ચિમ એશીઆનાં કેટલાંક શેહેરોનાં નામની ઉત્પતી. | શ૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. | અત્રેની રૉયલ એશીયાટીક સોસાઇટીની સભામાં. | " " , ૨૫— ૩ |
| ૭– ૫ | શાહનામા મધેથી શાહ ગોસ્તાસ્પ અને દોનદુશમન અરજાસ્પની લડાઇનું દાસ્તાન. | દસ્તુર કેકોબાદ આદરબાદ જામાસ્પ-આશાના. | પુણા મધે. | " " , ૧૦— ૫ |
| ૨– ૬ | આદર મહીનો આતશનો તેમજ ફરોહરનો છે. | શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી. | મુંબઇનાં નવાં આતશબેહરામનાં દીવાનખાનામાં. | " " , ૩— ૬ |
| ૯– ૯ | શાહનામા મધેથી "પાદશાહ દારા અને સીકંદર" નું દાસ્તાન. | શ૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. | મુંબઇનાં નવાં આતશબેહરામનાં દીવાનખાનામાં. | " " , ૧૧— ૯ |
| ૧૫– ૯ | સ્તુનઓશ્ર અહુરહે મજદાઓ. | શ૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. | મુંબઇનાં નવાં આતશબેહરામનાં દીવાનખાનામાં. | " " , ૧૮— ૯ |
| ૧૭–૧૦ | આતશ દાદાર અહુરમજદની નીશાન છે. | દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસ્પ-આશાના. | અંજુમનનાં આતશબેહરામમાં. | " " , ૧૮—૧૦ |
| ૩૧–૧૦ | જરથોસ્તી પાક મજહબનાં ફરમાંનો, તથા હાલના દુકાળ અને મરકીની આફત વેળા ગરીબોને મદદ આપવાની જરથોસ્તી ફરજ. | દસ્તુર રૂસ્તમજી જમશેદજી સુરતના. | સુરતનાં મોદીવાલાં આતશબેહરામમાં. | " " , ૨—૧૧ |
| ૩–૧૧ | "ઓરેહ" યાને મીનોઇ રોશની. | શેઠ નશરવાનજી ફરામજી ખોલીમોરીઆ. | સુરત, બાગે પારસાનાં આદરાનમાં. | " " , ૮—૧૧ |
| ૧૨–૧૧ | જરથોસ્તીઓને માટે વિચાર કરવાજોગ બાબદો. | શેઠ માણેકજી દાદાભાઇ પાંડે. | સુરત, બાગે પારસાનાં આદરાનમાં. | " " , ૮—૧૧ |
| ૫–૧૨ | મરાઠા તવારીખ. | શેઠ રૂસ્તમજી પેશતનજી કરકરીઆ. | બોમ્બે બ્રાંચ, રૉયલ એશીયાટીક સોસાઇટીની માસીક સભામાં. | ટાઇમ્સ ઑફ ઇ૦, ૭—૧૨ |

૧. એ નીબંધ એક પુસ્તકમાં પછી છપાવ્યો હતો.

# નેમણુક તથા ઓહદા—૧૮૯૯.

| તારીખ. | નામ. | ઓહદો. | આધાર. | ૧૮૯૯. તારીખ. |
|---|---|---|---|---|
| ૧૨ મી જાનેવારી. | શેઠ જાંહગીર કેખશરૂ નવરોજજી કાબરાજી. | ખંબાતના પોલીટીકલ એજંટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૨—૧ |
| ૯ મી મારચ. | " ફરદુનજી કુવરજી તારાપોરવાલા. | ઉત્તર વિભાગના સુપરીંટેંડીંગ ઇનજીનીઅર[1]. | " " ", | ૯—૩ |
| ૩૦ મી " | ખા૦ સા૦ જાંહગીરજી એદલજી મોદી. | વલસાડના સબારડીનેટ જડજ. | " " ", | ૩૦—૩ |
| " " | " " રૂસ્તમજી મનચેરજી ગીમી. | પારસીના સબારડીનેટ જડજ. | " " ", | ૩૦—૩ |
| " " | શેઠ ખરશેદજી નશરવાંનજી કંટ્રાકટર. | ભરૂચ હાઇ સ્કુલના હેડ-માસ્ટર. | " " ", | ૩૦—૩ |
| " " | " નવરોજજી મેહરવાંનજી પાનજીગરા. | હૈદ્રાબાદ હાઇ સ્કુલના હેડ-માસ્ટર. | " " ", | ૩૦—૩ |
| " " | " રૂસ્તમજી મેહરવાંનજી પટેલ. | મુંબઇની સમાલ કાઝ કોર્ટના કામચલાઉ ચીફ જડજ. | " " ", | ૩૦—૩ |
| " " | " ફરદુનજી મનચેરજી દસ્તુર. | એલફીનસ્ટન કૉલેજમાં ગણિતશાસ્ત્રના કામચલાઉ પ્રોફેસર. | " " ", | ૩૦—૩ |
| " " | " દીનશાહ દોરાબજી કાપડીઆ. | પુણાની સાયનસ કૉલેજના ગણિતના કામચલાઉ પ્રોફેસર. | " " ", | ૩૦—૩ |
| ૬ ઠી આપરેલ. | " ફીરોઝ હોશંગ દસ્તુર. | મુંબઇની પોલીસના એકટીંગ ત્રિજા મેજીસ્ટ્રેટ. | " " ", | ૬—૪ |
| " " | " શાપુરજી બરજોરજી સ્પેનસર. | " " ચોથા " | " " ", | ૬—૪ |
| " " | ખા૦ બા૦ શેરાબશાહ હોરમજજી. | બીજાપોરના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર. | " " ", | ૬—૪ |
| ૧૫ મી " | ખા૦ સા૦ મનાંજી માણેકજી મુનશી. | નવસારીની કોર્ટમાં સેકંડ કલાસ મેજીસ્ટ્રેટની સત્તાનો હક. | જામે જમશેદ, | ૧૮—૪ |
| ૨૦ મી " | શેઠ બેહરાંમશાહ નશરવાંનજી પોહ. | અમદાવાદના પોલીસ ઇનસ્પેકટર. | રાસ્ત ગોફતાર, | ૩૦—૪ |
| ૩ જી મેએ. | શેઠ એરચશાહ હોરમજજી દાદરેવાલા. | ગોવાની સરકારે દમણના "જડજ પોપ્યુલર" (હાનરરી મેજીસ્ટ્રેટ.) | જામે જમશેદ, | ૫—૫ |
| ૪ થી " | ખા૦ સા૦ એદલજી બેહરાંમશાહ હોડીવાલા. | અમદાવાદના કામચલાઉ સીટી મેજીસ્ટ્રેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૪—૫ |
| " " | " " ડોશાભાઇ ધનજીભાઇ ખીલીમોરીયા. | પંચમાહલ જીલ્લાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", | ૪—૫ |
| " " | શેઠ રૂસ્તમજી ધનજીભાઇ પટેલ. | ગોધરા હાઇ સ્કુલના હેડ-માસ્ટર. | " " ", | ૪—૫ |
| ૧૧ મી " | ખા૦ સા૦ દીનશાહ જમશેદજી દસ્તુર કામદીન. | પંચમાહલના દાહોડ તાલુકાના મામલતદાર. | " " ", | ૧૧—૫ |
| ૧૨ મી " | ખા૦ બા૦ કેરશાસપજી રૂસ્તમજી દાદાચાંનજી. | વરોડરા રાજ્યના કામચલાઉ દીવાન. | મુંબઇ સમાચાર, | ૧૩—૫ |
| ૧૮ મી " | શેઠ બહમનજી દીનશાહ પીટીટ. | મુંબઇનાં સીટી ઇમપ્રુવમેંટના મીલ ઑનરસ એસોસીએશન તરફના ટ્રસ્ટી. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૮—૫ |
| " " | ખા૦ સા૦ દીનશાહ જમશેદજી દસ્તુર કામદીનના. | અમદાવાદ જીલ્લાના પ્રાંતીજ ગામના કામચલાઉ મેજીસ્ટ્રેટ. | " " ", | ૧૮—૫ |
| ૧ લી જુન. | ડા૦ હોરમજજી નશરવાંનજી સીરવાઇ. | મુંબઇ સરકારનાં અફીમખાતાંના તબીબ તરીકે સરકારને જોઇતું અફીમ ખરીદવા માટે. | જામે જમશેદ, | ૫—૬ |
| " " | શેઠ પીરોજશાહ પાલણજી ફ્રેંચમેન. | સરકારી અફીમખાતાંના વડા ઇનસ્પેકટર. | " ", | ૫—૬ |

૧. એક દેશી અને પારસીને આ ઓહદો પેહલવેહલો મલ્યો હતો.

| તારીખ. | નામ. | ઓહદ્દો. | આધાર. | ૧૮૯૯. તારીખ. |
|---|---|---|---|---|
| ૨ જી જુન. | શેઠ રૂસ્તમજી ધનજીભાઇ શેઠના. | આ સાલની સબારડીનેટ જડજ તથા હાઇ કોર્ટ પ્લીડરની પરીક્ષાના એક પરીક્ષક. | જામે જમશેદ, | ૬— ૬ |
| " " | " દોરાબજી નશરવાંનજી બાપુરજી. | આ સાલની ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષાના એક પરીક્ષક. | " " , | ૬— ૬ |
| ૧૫ મી " | " અરદેશર કેખશરૂ કામા. | બીજાપુરના આ. કલેકટર ને તે જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૫— ૬ |
| ૬ ઠી જુલાઇ. | " પીરોજશાહ જાંહગીરશાહ તાલીયારખાં. | નાશકના જોઇંટ સબારડીનેટ જડજ. | " " " , | ૬— ૭ |
| " " | " પેશતનજી રૂસ્તમજી મેહતા. | ગુજરાત રેવીન્યુ સરવેના કામચલાઉ ડેપ્યુટી સુપરીનટેંડંટ. | " " " , | ૬— ૭ |
| ૧૮ મી " | ખા૦ બા૦ શેરીઆરશાહ હોરમજજી. | રાજકોટના એડમીનીસ્ટ્રેટર. | જામે જમશેદ, | ૨૦— ૭ |
| ૩ જી આગશટ. | શેઠ જાંહગીરજી ડોશાભાઇ કરાકા. | કરાંચીના કસ્ટમના કામચલાઉ કલેકટર (બીજીવાર.) | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૩— ૮ |
| ૧૦ મી " | " શાવકશાહ કાવશજી દાવર. | અહમદનગરના સરકારી વકીલ અને પબલીક પ્રાસીક્યુટર. | " " " , | ૧૦— ૮ |
| " " | " નવરોજજી દોરાબજી ધાકમારવાલા. | મુંબઇની વેટરીનરી કૉલેજના કામચલાઉ વાઇસ-પ્રીનસીપાલ. | " " " , | ૧૦— ૮ |
| ૧૭ મી " | " એદલજી દોરાબજી તલાટી. | ઉત્તર વિભાગના કામચલાઉ એડયુકેશનલ ઇનસ્પેકટર. | " " " , | ૧૭— ૮ |
| ૩૧ મી " | ખા૦ બા૦ ફીરોજ હોશંગ દસ્તુર. | મુંબઇની પોલીસના કામચલાઉ બીજા મેજીસ્ટ્રેટ. | " " " , | ૩૧— ૮ |
| ૭ મી સપટેમબર. | શેઠ પેશતનજી રૂસ્તમજી મેહતા. | મુંબઇ ઇલાકાના એતીવાડીખાતાંના કામચલાઉ ડેપ્યુટી ડીરેકટર. | " " " , | ૭— ૯ |
| ૧૪ મી " | " જાંહગીર કેખશરૂ કાબરાજી. | મુંબઇ સરકારનો ૧૮૯૮-૯૯ નાં સાલનો એડમીનીસ્ટ્રેશન રીપોર્ટ લખવાને નેમ્યા. | " " " , | ૧૪— ૯ |
| ૨ જી અકટોબર. | ખા૦ બા૦ કેરશાસપજી રૂસ્તમજી દાદાચાંનજી. | વરોડરાનાં રાજ્યના સરવે સેટલમેંટ કમીશનર. | મુંબઇ સમાચાર, | ૪—૧૦ |
| ૧૨ મી નવેમબર. | શેઠ ખરશેદજી નશરવાંનજી વેહવાઇ. | વરોડરાના કળાભવનના પ્રીનસીપાલ. | જામે જમશેદ, | ૧૬—૧૧ |
| ૧૩ મી " | ડા૦ બરજોરજી બેહરામજી. | ભાવનગરના કામચલાઉ દીવાન. | " " , | ૧૫—૧૧ |
| ૧૬ મી " | શેઠ ફરદુનજી કુવરજી તારાપોરવાલા. | અમદાવાદના એકઝીક્યુટીવ ઇજનેર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૬—૧૧ |
| " " | " એરચશાહ નાનાભાઇ ખરેઘાત. | કરાંચી મ્યુનીસીપાલીટીના એકાઉંટંટ. | " " " , | ૧૬—૧૧ |
| ૨૮ મી ડીસેમબર. | " જાંહગીરજી કેખશરૂ કાબરાજી. | ધારવારના આસીસ્ટંટ કલેકટર તથા પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " " , | ૨૮—૧૨ |

# ઈ૦ સ૦ ૧૯૦૦.

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાયલા એતાબોમાં કરાંચીની જેલના વડા શેઠ દાદાભાઇ શેરાબ-શાહ મુનસફનાને "ખાંનસાહેબ"નો એતાબ નામદાર વાઇસરાયે આપ્યો હતો.[1]

**એશરાગ** નામનું જરથોસ્તીઓ માટે ધર્મ તથા સંસાર સંબંધી ગુજરાતી માસીક ચોપાનિયું શેઠ નશરવાનજી ફ્રામજી બીલીમોરીઆએ પોતાનાં એજ નામનાં છાપખાના-માંથી પ્રગટ કરવા માંડયું.

તા૦ ૩ જી જાનેવારી.

રોજ ૨૧ માહ ૪ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—બહમનજી શેરાબજી શેઠના[2]—ઉમર વર્ષ ૬૦). એવણે પુણાંની કાંપની સરકારી સ્કુલમાં શીક્ષકના ઓહદાપર આખી જીંદગી ગુજારી હતી, તેથી ત્યાં "બહમનજી માસ્ટર" કરી ઓળખાતા હતા. આજ ત્રણ વર્ષપર નોકરી છોડી, તે વેળા એમના આગલા અને હાલના ચેલાઓએ એમની યાદગારી માટે ફંડ કર્યું હતું. એવણ પુણામાંજ ગુજર્યા હતા.

તા૦ ૬ ઠી જાનેવારી.

રોજ ૨૪ માહ ૫ (ક૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ડાકટર નશરવાનજી જાહગીરજી લાંભ[3]—ઉમર વર્ષ ૬૨). એવણ અત્રેના માહીમના લતાના જાણીતા તબીબ હતા. મુંબઇ યુનીવરસીટીનું પેહલું કોનવોકેશન જે ૧૮૬૨ માં સર બારટલ ફ્રીઅરનાં પ્રમુખ-પણાં હેઠલ ભરાયું હતું, તેમાં જે ચાર દેશી તબીબોને એલ. એમ. ની ડીગ્રી પેહલીજ વાર આપવામાં આવી હતી, તેઓમાં મરહુમ એક હતા. પછી સરકારી નોકરીમાં જોડાયા, પણ બે વર્ષમાં તે છોડી દઇ ખાનગી ધંધો કરવા માંડયો, અને તા૦ ૧ લી જુલાઇ ૧૮૬૭ થી માહીમનાં શેઠ નશરવાનજી જાંગીર વાડીઆવાલાં દવાખાનાના તબીબ નેમાયા અને પોતાનાં મરણ સુધી—યાને ૩૩) વર્ષની લાંબી મુદત—તે ઓહદો ભોગવ્યો. વળી ૧૮૬૭ થી તે પોતાનાં મરણ સુધી માહીમ, વરલી, તથા સીમના જનમ મરણના રેજીસ્ત્રાર પણ હતા.

ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલ, સી. આઇ. ઇ. એ અમદાવાદ મધે આપની હાસ્પીટલ તથા સીવીલ હાસ્પીટલના બાહેરના દરદીઓ માટે દવાખાનું બંધાવવાને સરકારમાં રૂ.૩૪૦૦૦) ની રકમ આપી હતી તે બંધે મકાનોનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને ઉત્તર વિભાગના કમીશનર હાનરેબલ એફ. એસ. પી. લેલીએ કીધી હતી. ખાંનબાહદુર નવરોજજીએ એ બંધે મકાનોને લગતી વીગત કહી સંભલાવ્યા બાદ રેવરંડ મી૦ ટેલરે એક ટુકી બંદગી કીધી, જે પછી હાનરેબલ મી૦ લેલીએ પ્રથમ "નવરોજજી આપથેલમીક હાસ્પીટલ" અને તે પછી "નવરોજજી ડીસ્પેનસરી" નો પાયો નાખ્યો, અને એક ભાષાણ કીધું હતું.[4]

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૮ માહ ૪ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—નાનાભાઇ રૂસ્તમજી રાણીના[5]—ઉમર વર્ષ ૬૮). એવણ ગુજરાતી ભાષાના અચ્છા લેખક તથા બોલ-નાર હતા. અત્રેની જુની એલફીનસ્ટન ઇનસ્ટીટયુટમાં કેળવણી લઇ તે ઇનસ્ટીટયુટમાંથી ૧૮૪૮ માં નીકલેલી સ્ટુડંટસ લીટરરી એંડ સાયંટીફીક સોસાયટી સ્થાપવામાં આગેવાની લીધી હતી. તેમજ એજ સાલમાં જ્ઞાન પ્રસારક સભા ઉભી કરવામાં પણ એવણનો હાથ હતો. અને તેના ઘણુંક સુધી ખજાનચી હતા, તથા તેની તરફથી નીકળતાં "જ્ઞાન પ્રસારક" ચોપાનીઆંના અધીપતીનું કામ એવણે લાંબી મુદત સુધી ચલાવ્યું હતું, અને ૧૮૫૧ માં ઉભી થયલી "રાહનુમાય માજદયસનાન સભા" ની કમીટી-ના એવણ છેવટ સુધી એક અધીકારી હતા. મુંબઇમાં ગુજરાતી ભાષામાં નાટકો કરનારી એક મંડળી પેહલી એવણે કેટલાક કેળવણી પામેલા પારસી ગ્રહસ્થોની આગે-વાની હેઠળ ૧૮૫૨ માં સ્થાપી તેમાં એક 'એકટર' તરીકે ભાગ લીધો હતો. ૧૮૫૪ માં વીજળીના તાર મારફતે સંદેશ મોકલવાનું કામ પેહલું ચાલુ થયું તેમાં એવણ એક "સીગનલર" નેમાયા. પણ થોડા માસમાં તે છોડી દઇ સ્ટુડંટસ સોસાઇટીની છોડીઓની નિશાળના એક શીક્ષક તરીકે રહ્યા. ૧૮૫૫ માં ગુજરાતી અંકગણીતની એક ચોપડી બાહર પાડી. ૧૮૫૭ થી એવણે મરહુમ શેઠ અરદેશર ફરામજી મુસ સાથે ઇંગ્રેજી શબ્દોના ગુજરાતી અર્થોની એક મોટી ડીક્ષનરી બનાવવાનું શરૂ કર્યું, પણ

[1] ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૦.

[2] શેઠો અરદેશર (વકીલ) તથા માણેકજી બમનજી શેઠના બી. એ. ના બાવા.

[3] મરહુમ શેઠ ખરશેદજી નશરવાનજી કામાજીના જમાઇ.

[4] મુંબઇ સમાચાર, તા૦ ૮ મી જાનેવારી ૧૯૦૦.

[5] બાઇ ગુલબાઇ દાદાભાઇ રાણીના તથા શેઠો મંચેરશાહ, ડા૦ રૂસ્તમ, શેરાબજી, અને કેખશરૂ નાના-ભાઇ રાણીનાના બાવા.

તે કામ એટલું ભારે હતું કે પોતાનાં મરણ સુધીમાં તેના ૧૨) ભાગો surmount શબ્દ સુધી બાહર પાડયા. ૧૮૫૮ થી "યુનીયન પ્રેસ" નામે છાપાખાનું જુદા જુદા ભાગ્યાઓ સાથે ચલાવ્યું, અને ૧૮૭૧ થી તેના એકલા માલેક થયા, જે અરસામાં જુદાં જુદાં વર્તમાનપત્રો બાહર પાડયાં હતાં. ૧૮૬૧-૬૨ માં "સ્ત્રીબોધ" ચોપાનીઆંના એવણ અધિપતિ હતા, અને ૧૮૬૨ માં ઇંગ્રેજી-ગુજરાતીના એક નાહની ડીક્ષનરી બાહર પાડી હતી, જેની નજદીક સાત આવૃતીઓ નીકલીછે. ૧૮૬૨ ના જુલાઇ માસથી મી૦ કરસનદાસ મુળજી સાથે "સત્ય દીપક" નામે રવીવારનું અઠવાડીક પ્રગટ કરવા માંડયું, જે ૧૮૬૬ સુધી ચાલુ રાખ્યું, જે અરસામાં મરહુમ મી૦ કરસનદાસને મહારાજ લાઇબલ કેસની લડતમાં એવણનો ટેકો હતો. ૧૮૬૩ માં એવણે "બાળ એજ" તથા "સંસાર ચીત્ર" નામે બે પુસ્તકો પ્રગટ કર્યાં, અને ૧૮૬૫ માં એવણના કરેલા શેકસપીઅરના "કોમેડી ઑફ એરરસ" તથા "ઑથેલો" નામના બે નાટકોના ગુજરાતી તરજુમાનું એક પુસ્તક છપાયું હતું. ૧૮૬૭ માં પોતે કરેલાં લખાણોમાંથી ચુંટી કાહડેલાં લખાણોનો સંગ્રહ "સ્ત્રી મીત્ર" નામે એક પુસ્તકમાં પ્રગટ કર્યો. ૧૮૭૬ થી તે પોતાનાં મરણ સુધી મુંબઇ મ્યુનીસીપાલીટીના એવણ એક ઑડીટર હતા. ૧૮૭૯ માં સરકારે એવણને સુલેહના અમલદાર તથા યુનીવરસીટીના ફેલોનું માન આપ્યું હતું, તથા એજ સાલથી મુંબઇની પારસી મેટ્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ નેમાયા હતા. ૧૮૮૨ માં "સાવીત્રી" નામે ગુજરાતી નાટકનું અને ૧૮૮૫ માં "કાળાં મેંઢાં" તથા ૧૮૮૭ માં "હોમલો હાઉ" નામનાં બે નાટકો લખી તેનાં પુસ્તકો છપાવ્યાં હતાં, જે નાટકો બહુ લોકપ્રીય થયા હતા. અત્રેનાં ઘણાંક ખાતાંઓના એવણ ઉપયોગી અખ્તીકારી હતાં. મરહુમ શેઠ નવરોજજી ફરદુનજીની યાદગારીનું ફંડ એવણે એકલે હાથે ઉભું કરી તેમાંથી એમનું એક બસ્ટ નેટીવ જનરલ લાઇબ્રેરીમાં મુકાવી બાકીની રકમ રીપન ઇનડસ્ત્રીયલ કૉલેજમાં આપી હતી.

---

તા૦ ૧૨ મી જાનેવારી.

બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ કાવશજી જેજનજી કરાંણીનાં વીધવાએ વેસુથી ઓલપાડ સુધી જવાનો નવો રસ્તો નામદાર સરકારની મારફતે રૂ૨૫૦૦૦) ને ખરચે બંધાવ્યો હતો, તથા તેની દર સાલની મરામતને માટે રૂ૧૦૦૦૦) સરકારમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૧૯ મી જાનેવારી.

મરહુમ શેઠ શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. નું આખાં કદનું બાવલું અત્રે બેંડસ્ટાંડની સામેનાં મેદાનમાં ખોલલું મેલવાની ક્રિયા નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ માટે ઉભાં થયલાં ફંડની કમીટીના એક હાનરરી સેક્રેટરી ખાનબાહદુર દારાશાહ રતનજી ચીચગરે એક ટુક રીપૉરટ વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે મરહુમ શેઠ શોરાબજીએ એક લેખક, ગ્રંથકાર, કેળવણીના હીતારથી, સંસારી સુધારક, મ્યુનીસીપાલ કૌનસીલર, રાજકીય બાબદોમાં સલાહ આપનાર, સ્ત્રીઓને સ્ત્રી તબીબી મદદ પુરી પાડનાર આગેવાન, તથા મજુર વર્ગના હીતાર્થી તરીકે જે વખાણવા જોગ સેવા બજાવી હતી તેથી તેવણની યાદગારી રાખવા માટે તેવણનાં મરણ બાદ જે ફંડ ઉભું થયું હતું તેમાં રૂ૫૧૨૧૫) ભરાયા હતા, જે મથેના રૂ૨૫૦૦૦) તેવણની આગેવાની હેઠલ સ્થાપાયલી "ચર્નીરોડ ગર્લ્સ સ્કુલ" ને તેમનું નામ આપી તેને માટે એક મજબુત ઇમારત બાંધવાને અતરેની જૉઇંટ સ્કુલસ કમીટીને આપવામાં આવ્યાછે, તથા રૂ૨૨૦૦૦) ને ખરચે આએ બાવલું ઇંગ્લાંડથી મી૦ થેમસ બ્રોક, આર. એ. પાસે બનાવી મંગાવ્યુંછે. એ પછી નામદાર ગવરનરે એક સુભાખીત ભાષણ કરી એક દોરી ખેંચી બાવલું ખોલલું મુકયું હતું.[2]

---

આ બાવલાંમાં શેઠ સોરાબજી બંગાલીને ઊભા રાખવામાં આવ્યાછે. તેવણે જમો પીછોડી પહેરયોછે, જે ઊપર યુનીવરસીટીના "ફેલો"નો ઝભો ઓલવેલોછે. આ ઝભાની જમની બાજુની કોરનો એક ભાગ તેવણે જમને હાથે પકડયોછે, જે તેવણે છાતી નજદીક વાળેલો રાખ્યોછે. ડાબો હાથ ઝુલતો છે, જેમાં કાગલ્યાં પકડેલાંછે. તેવણનાં મોહોડાંને ડાબી બાજુએ સેહેજ વલણ આપીછે. ચેહેરો એ મરનાર શેઠની આબેહુબ નકલ છે. તેવણને બહુ દમામથી ત્રણ પગથીંની ઊપર ગોઠવેલા ઊંચા સ્થળ ઊપર ઊભા રાખવામાં આવ્યાછે. બાવલું સંગેમરમરનુંછે.

એ બાવલાંપર નીચલો લેખ છે:—

Tribute of inhabitants of Bombay
To
Their esteemed fellow citirzen
Sorabjee Shapurjee Bengalee C. I. E.
A man distinguished by his public
and private virtues,
by his ardent and disinterested benevolence,
by his unostentatious and universal philanthropy,
by his fearless independence and uprightness,
by his love of liberty and reform,
by his seal for popular progress,
Universally esteemed by all olassess and creeds.
Born 15th February 1831. Died 3rd April
1893.

---

૧ ગુજરાત મિત્ર, તા૦ ૧૪ મી જાનેવારી ૧૯૦૦.

૨ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી જાનેવારી ૧૯૦૦.

### તા૦ ૨૧ મી જાનેવારી.

બીરારમાં આવેલાં મુરતીઝાપોરના તેહસીલદાર શેઠ શેરાબજી શાપુરજીએ કારંજા ગામથી ચાર મૈલને છેટે આવેલાં પીપરી ગામમાં ૭ ફીટ લાંબો અને ૩ ફીટ ઉંચો એક વાઘ આજ રાત્રે માર્યો હતો.[1]

### તા૦ ૨૭ મી જાનેવારી.

શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ આજ દીને ધોબીતળાવ નવાં આતશબેહરામનાં દીવાનખાનામાં "સખાવત" વિષે એક વાએજ કરી સંભલાવી હતી. વાએજની સેવટે હાજર રહેલાં જરથોસ્તીઓએ હિંદુસ્થાનનો દુકાલ, મુંબઇની મરકી, અને ત્રાનસવાલની લડાઇમાં માર્યા ગયલાંઓના આસરાને માટે સખાવતમાં નાખલી નાખલી રકમો કાઢી આપી હતી જે રૂ.૫૨૨—૦—૭ પૈની થઇ હતી.[2] એ રકમ મધેથી રૂ.૯૪) ત્રાનસવાલની લડાઇનાં ફંડમાં, ૨૧૩૦ાા પારસી સંકટ નીવારણ ફંડમાં અને રૂ.૨૯૭—૮—૭ દુકાળનાં ફંડમાં આપ્યા હતા.

મુંબઇની યુનીવરસીટીના ગ્રાડયુએટો તરફની ચુંટણી આજ દીને થઇ હતી તે મધે ડાકટર ભીખાજી એદલજી ઘાસવાલા (૮૨૫) મતે ચુંટી કઢાયા.[3]

મુંબઇની પારસી પંચાતનાં ફંડના એક ટ્રસ્ટી શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. ની જગોએ નવા ટ્રસ્ટી તરીકે શેઠ મેહરવાનજી મનચેરજી કામાજી, બી. એ. ની નેમણુક થઇ હતી.[4]

### તા૦ ૮ મી ફેબરવારી.

મુંબઇના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટના ઓહ્દાની મુદત પુરી થવાથી તે નામદાર પોતાને વતન જનાર હોવાથી તેના મિત્રો અને વખાણનારાઓની એક સભા ૨ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૩ હિંદુ, ૧ મુસલમાંન, અને ૨ પારસી (હાનરેબલ બહમનજી દીનશાહ પીટીટ અને શેઠ જમશેદજી માણેકજી ફરામજી પટેલ) આજ દીને ટાઉન હાલ મધે બોલાવી હતી. સરનશીનની ખુરસી સર જયેરજ કાઠનને આપવા બાદ એવો ઠેડાવ થયો કે એ નામદારની સેવાઓની નોંધ લઇ અતરે તેમની કાંઇ યાદગારી રાખવા માટે ફંડ ભેગું કરી તથા તેની સર્વ ગોઠવણો કરવા માટે એક મોટી કમીટી તથા તેના ૨ ઇંગ્રેજ, ૩ હિંદુ, ૧ મુસલમાન, અને ૨ પારસી (હાનરેબલ બહમનજી દીનશાહજી પીટીટ અને શેઠ જમશેદજી માણેકજી ફરાંમજી પટેલ) ને શેક્રેટરીઓ નેમી સભા બરખાસ્ત થઇ હતી.[5]

### તા૦ ૯ મી ફેબરવારી.

મુંબઇના ફ્રીમેસનોએ આજ રાત્રે પોતાના ગ્રાંડ માસ્ટરને અતરેના વીદાય થતા ગવરનર નામદાર લૉરડ સેંડહર્સ્ટને મેદાનમાં નવા ફ્રીમેસન હાલમાં એક જીયાફત આપી હતી. આ વેળાએ મુંબઇના તમામ ફ્રીમેસનોનો એક મોટો મેલાવડો થયો હતો, અને તેઓની હજુરમાં નામદાર ગવરનરે હાલ કમીટીના એક સેક્રેટરી ખાનબાહદુર દારાશાહ રતનજી ચીચગરને તેમની કીમતી સેવાઓની યાદગારીમાં આખાં હિંદુસ્થાનના મેસન બીરાદરોએ પોતપોતાની હસ્તલેખિત સહીઓના એકઠા સંગ્રહનું એક આલબમ ભેટ આપ્યું હતું.[6]

### તા૦ ૧૧ મી ફેબરવારી.

મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. નાં મરણથી પારસી કોમને જે મોટી ખોટ ગઇ હતી તે માટે કોમ તરફની દલગીરીનો ઠેડાવ અંજુમનનાં દફતરમાં નોંધવા સારૂં જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા ઑલબલેસ બાગમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીન સાહેબે મરહુમ શેઠ નવરોજજીની તારીફમાં કેટલુંક કહી

---

1 જામે જમશેદ, તા૦ ૩૦ મી જાનેવારી ૧૯૦૦.

2 રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી જાનેવારી ૧૯૦૦.

એજ ત્રાનસવાલની લડાઇમાં માર્યા ગયલાંઓનાં આસરાને માટે કલકત્તામાં ઊભાં થયલાં ફંડમાં ત્યાંની એલફીનસ્ટન નાટક મંડળીના માલેક શેઠ જમશેદજી ફરામજી માદને બંગાલના લફટનંટ ગવરનરના આસરા તલે એક ખેલ કરી તેની તમામ ઊપજ રૂ.૧૫૦૨) ભેટ આપી હતી.

3 ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૩૧ મી જાનેવારી ૧૯૦૦.

4 જામે જમશેદ, તા૦ ૩ જી ફેબરવારી ૧૯૦૦.

5 ટાઇમ્સ આફ ઇં૦ તા૦ ૯ મી ફેબરવારી ૧૯૦૦.

એ ફંડમાં પારસીઓની મુખ્ય રકમો નીચે મુજબ હતી:—રૂ.૧૦૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ; રૂ.૭૫૦) આનરેબલ શેઠ બહમનજી દીનશાહ પીટીટ; રૂ.૫૦૦) શેઠ જમશેદજી નશરવાનજી તાતા; રૂ.૩૦૦) શેઠ કાવશજી દીનશાહ એડનવાલા; રૂ.૨૫૦) સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટ; શેઠો જાંહગીર, ધનજીભાઇ, અને પીરોજશાહ બહમનજી પીટીટ; દોરાબ જમશેદજી તાતા, રતન જમશેદજી તાતા; રૂ૨૦૦) શેઠ જીજીભાઇ ફરામજી પીટીટ; રૂ.૧૫૦) શેઠ જમશેદજી માણેકજી ફરાંમજી પટેલ, અને ખરશેદજી બહમનજીની કુંપની; રૂ.૧૨૫) શેઠો ડોસાભાઇ ફરામજી, સી. એસ. આઇ.; જાલભાઇ અરદેશર શેઠ; રૂ ૧૦૦) શેઠો દીનશાહ બહમનજી, બેહરાંમજી જીજીભાઇ, દોરાબજી દીનશાહ એડનવાલા, દોરાબજી ખરશેદજી શરાફ હોરમજજી એદલજી આલબલેસ અને છોકરાઓ, ખા૦ બા૦ મનચેરજી કાવશજી મરજબાન, સી આઇ. ઇ., ખા૦ બા૦ સરદાર દોરાબજી પદમજી, એચ. જે. રૂસતમજી બ્રધરસ. નવરોજજી શેરાબજી તલાટી, મીસીસ શેરાબજી શાપુરજી બંગાલી વગેરે.

6 ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૯૦૦.

સંભલાવ્યા બાદ સર જાંહગીર કાવસજી જાંહગીર રેડીમનીએ દરખાસ્ત કીધી અને તેને હાનરેબલ બહમનજી દીનશાહજી પીટીટે તથા ડાકટર કાવસજી એદલજી દાદાચાંનજીએ ટેકો આપ્યો કે:—"શેઠ નવરોજજી નસરવાનજી વાડિયા, સી. આઇ. ઇ., જેવણુ રોજ ૬ ઠો માહ ૪ થો શેહનશાહી સને ૧૨૬૯ યઝદેજર્દી, તા૦ ૧૯ મી ડીસેમબર સને ૧૮૯૯ ને વાર મંગળને દીને ૫૦ વર્ષની ઉમરે ઇંગ્લંડમાં બોર્નમાઉથ ખાતે હક થયાછે, તેવણુનાં દુઃખદાયક મરણ માટે જરથોસ્તી અનજુમનની આ સભા પોતાની દિલગીરી જાહેર કરેછે. આ શેહરમાં એલમ હુનરને વધારો કરવામાં એવણુ સાહેબે આગેવાન ભાગ લીધો હતો. સઘળી કોમોના સામાન્ય લાભોનાં કેટલાંક કામો ઉપરાંત પારસી ટોળાના લાભોનાં ઘણાંક કામોમાં એવણુ સાહેબે ઘણો ઉલટમંદ ભાગ લીધો હતો. પોતાની હૈયાતીમાં એવણે પારસીઓને લગતાં કેટલાંક ધર્મનાં કામોમાં નાણાંની સારી મદદ કરી હતી, અને તેમાં પારસી પંચાયતનાં ફંડોમાં રૂ.૨૧૦૦૦) ની રકમ આપી હતી. વળી પોતાનાં વસિહતનામામાં પારસીઓના લાભ કાજે રૂ.૩૫૧૦૦૦) ની નાદર રકમ આપવાનું ફરમાવી એવણુ સાહેબે પોતાના ટોળા તરફ ભલી લાગણી દેખાડીછે. એવા એક ઉદ્યોગી, ટોળાનાં ભલાં માટે દિલસોજી દેખાડનાર, અને સખીવજુદ અકાબરને ખોહવા માટે અનજુમનની આ સભા પોતાની દિલગીરી જાહેર કરેછે અને પોતાના સરનશીન નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટને અરજ કરેછે કે આ ઠરાવની એક નકલ પારસી પંચાયતનાં ધર્મનાં ફંડો તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબો ઉપર અનજુમનનાં દફતરમાં નોંધવા માટે મોકલાવવી અને એકેક નકલ મરનારનાં વિધવા બાઇ જરબાઇ નવરોજજી નસરવાનજી વાડિયા ઉપર અને વડા બેટા શેઠ ખરશેદજી નવરોજજી નસરવાનજી વાડિયા ઉપર એક ઘટતાં પત્ર સાથે મોકલાવવી." બાદ રાબેતાના ઉપકારના ઠરાવો પસાર કરી સભા બરખાસ્ત થઇ હતી.[1]

---

તા૦ ૧૩ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીની ૩૯ માં વર્ષની "કૉનવોકેશન" સર કાવસજી જાંહગીર યુનીવરસીટી હૉલમાં ભરાઇ. પ્રમુખસ્થાને નામદાર ચાનસેલર લૉરડ સેંડહરસ્ટ બીરાજ્યો હતો. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા:—

**એમ. એ.** ની પદવી—**પીરોજશા ફરદુનજી બનાજી;** પીરોજશાહ જાંહગીર મરજબાંન, મેહરવાનજી અરદેશર રાંડેલીઆ, કેખશરૂ એદલજી મસાની.

**એલએલ. બી.** ની પદવી—ધનજીશાહ અરદેશર અકલેસરીઆ, રૂસતમજી મેહરવાનજી બરડી, ખરશેદજી હોરમજજી દાદીબરજોર, જીજીભાઇ ડોસાભાઇ ખંબાતા, અરદેશર ધનજીશાહ લાલકાકા, દીનશાહ દાદાભાઇ માસટર, શાવકશાહ બેહરામજી નરીમાન, જમશેદજી હોરમજજી પારડીવાલા, પીરોજશાહ બરજોરજી પરવેયર, ફરાંમજી માણેકજી વાછા, કુવરજી નવરોજજી વાડીઆ.

**એલ. એમ. એંડ એસ.** ની પદવી—ધનજીભાઇ પેશતનજી શેઠના, હીરજી નવરોજજી અકલેસરીઆ, દીનશાહ ફકીરજી બાલપોડીવાલા.

**એલ. સી. ઈ.** ની પદવી—હોરમજજી અરદેશર લીલાંઉવાલા, હોરમજજી જમશેદજી ઉનવાલા; કાવસજી ડોસાભાઇ સાંગા; મરજબાંન શેરાબજી કાવસજી મરજબાંન, શેરાબજી બહમનજી મેહતા, પેશતનજી તેહમુલજી પાવરી.

**બી. એસ. સી.** ની પદવી—પેશતનજી તેહમુલજી પાવરી.

**બી. એ.** ની પદવી—જમશેદજી બેજનજી વાછા; હોરમજજી માણેકજી છીબર, ખરશેદજી ફરાંમજી દલાલ, જાંહબખશ મનચેરજી દસ્તુર કામદીનના, માણેકજી બહમનજી દાવર, જાંહગીર કાવસજી ડાકટર, જાંહગીર દોરાબજી કાંગા, બેહરાંમજી શેરાબજી લાલકાકા, મેહરવાંનજી રતનશાહ પારખ, રૂસતમજી બરજોરજી પારખ, કેખશરૂ અરદેશર પેચ, જાંહગીર જમશેદજી બી. પાવરી, જાંહગીર શાપુરજી તારાપોરવાલા, ફરામરોજ હોરમજજી વકીલ, જાંહગીર રૂસતમજી બાના; **પીરોજશા રૂસતમજી બનાજી;** હોરમજજી ખરશેદજી ભાભા, ફરદુનજી ફરાંમજી છાપગર, અરદેશર ફરાંમરોજ ચીનાઇ, જાંહગીર એમ. કુપર, બહમનજી ફરાંમજી દસ્તુર, જમશેદજી પેશતનજી દસ્તુર, એદલજી જાંહગીર દાવર, શેરાબ હીરજીભાઇ દાવર, બેહરાંમજી મનચેરજી દેસાઇ, કાવસજી અરદેશર ઢાલા, હોરમજજી રૂસતમજી એનજીનીઅર, બરજોર જમશેદજી સેઠી, જમશેદજી પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ, શેરાબ જાંહગીરજી કાંગા, પાલણજી શેરાબજી કાપડીઆ, મેહરવાનજી માણેકજી ખંબાતા, દીનશાહ જમશેદજી માદન, ફરામરોજ મેહરવાંનજી મેહતા, જાંહગીર ગાંધીભાઇ મોદી, નશરવાંનજી કાવસજી પટેલ, શાવકશાહ નશરવાંનજી સુનઘરવાલા, શેરાબજી બરજોરજી તાતા, પીરોજશાહ હોરમજજી વકીલ.

**મેટ્રીક્યુલેશન**ની પરીક્ષામાં નીચલાં પારસી બાનુઓ પસાર થયાં હતાં:—બાઇઓ સુનાંબાઇ શાપુરજી એનજીનીયર, જાલીબાઇ બહમનજી એનજીનીયર, શીરીન લીમજી

---

[1] જામે જમશેદ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૯૦૦.

એજ મુજબ ઘોબીતલાવના તમામ જરથોસ્તીઓની એક સભાએ શેઠ મંચેરજી હોશંગજી જગોશના પ્રમુખપણા હેઠલ બાઇ આવાંબાઇ વાડીઆની દરેમેહરમાં તા૦ ૭ મી જાનેવારીને દીને મલી દીલસોજી બતાવી હતી.

બનાજી, માણેકબાઇ નશરવાનજી ચ્રીડજ ઇનસ્પેકટર, શીરીન હીરાજી બંબાતા, પીરોજા નવરોજજી પાટક, શીરીન બાપુજી દાદીશેઠ, મેહર પાલનજી મોટાફરામ.

આ વેળાએ અપાયલી યુનીવરસીઠી ફેલોશીપોમાં ડયુક ઑફ એડીનબરો ફેલોશીપ જમશેદજી બેજનજી વાછાને; તથા પ્રાઇઝોમાં જમશેદજી દોરાબજી નાએગામવાલા પ્રાઇઝ હોરમજજી જમશેદજી ઉનવાલાને, ચારલસ મોરહેડ પ્રાઇઝ ધનજીભાઇ પેશતનજી શેઠનાને, એશબરનર પ્રાઇઝ પીરોજશાહ રૂસતમજી નરીમાન, બી. એ. ને "જે નવા હુનરઉદ્યોગો હિંદુસ્તાનમાં લાભ થાય તેવી રીતે દાખલ થઇ શકે" એ બાબદ ઉપર સઉથી સરસ રેસાલો લખવા માટે; તથા સ્કાલરશીપોમાં જેમસ ગ્રીવસ સ્કાલરશીપ પીરોજશાહ અરદેશર મેહતાને, મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ શાવકશાહ બેહરાંમજી નરીમાન અને ફરાંમજી માણેકજી વાછાને, મીશીસ સત્યવતી લલુભાઇ શામલદાસ સ્કાલરશીપ નવાજબાઇ શોરાબજી કપટાંનને, સર દીનશાહ માણેકજી પીટીટ મેડીકલ સ્કાલરશીપ ધનબાઇ હોરમજજી વાડીઆને, ડાશાભાઇ ફરાંમજી કામા સ્કાલરશીપ બેહરાંમજી કાવશજી વાંચ મેકરને, આઇમાએ ખરશેદજી રૂસતમજી કામા સ્કાલરશીપ તેહમુરશ દોરાબજી કાપડીઆને, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ અવસ્તા એંડ પેહલવી સ્કાલરશીપ માણેકજી બહમનજી દાવરને, ફરાંમજી શોરાબજી ભાવનગરી સ્કાલરશીપ માણેકજી રતનજી દાવરને, લેડી રે સ્કાલરશીપ માણેકબાઇ નશરવાંનજી ચ્રીડજ ઇનસ્પેકટરને, પેશતનજી હોરમજજી કામા સ્કાલરશીપ શીરીન બાપુજી શોરાબજી દાદીશેઠનાને.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે આએ સાલ નીચલા પારસીઓને નેમ્યા હતા:—સરજયન લફટનંટ કરનલ કેખશરૂ શોરાબજી નરીમાન, ખાનબાહદુર દારાશાહ રતનજી ચીચગર, શેઠ કેખશરૂ કુવરજી કાપડીઆ, એમ. એ.[1]

મુંબઇની પારસી ચીફ-મેટરીમોનીઅલ કોરટના એક ડલીગેટ શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ ઓહ્દો છોડવાથી તેમની જગોએ શમશુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણાને નેમ્યા હતા.[2]

આજ દીને અતરેનાં મેદાનમાં થયલાં સુંદર ગાડીઘોડાનાં પ્રદર્શનમાં મોદી-એ કોચ ફેકટરીવાલા શેઠ પેશતનજી બેહરામજી પ્રેસને તેમની બનાવેલી ગાડીઓની ઉંચ્ચી કીસમની બનાવટ તથા અછા ઘાટને માટે એક સોનાંનો ચાંદ, તથા ગીરગામ કોચ ફેકટરીવાલા શેઠ દાદાભાઇ બહમનજી પાલખીવાલાને રૂપનો ચાંદ ઇનામમાં મલયા હતા.[3]

મધરાજની ફાઇન આરટસ સોસાયટીનાં વાર્ષિક પ્રદર્શનમાં સરસ ચીતારો દેખાડવા મેલનારાઓમાં મુંબઇવાલા શેઠ પેશતનજી બહમનજી આરટીસ્ટને રૂપાંના તથા શેઠ મનચેરજી ફકીરજી પીઠાંવાલાને કાસાંના ચાંદનાં ઇનામો ગવરનર સર આરથર હેવેલોક આપ્યાં હતાં.[4]

તા૦ ૨૩ મી ફેબરવારી.

મધરાજની હાઇ કોરટમાં પારસીઓના રાહતવાતને લગતો એક મુકદમો આવેલો હોવાથી તે ધારા પ્રમાણે પારસી ડલીગેટો મારફતે ચુકવવાની ત્યાંની હાઇ કોરટને જરૂર જણાયાથી પારસી લગન તથા તલાકના ૧૮૬૫ ના આકટની ૨૧ મી કલમ મુજબ મધરાજ શેહર માટે ત્યાંની સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને ડલીગેટો તરીકે નેમ્યા હતા:—

શેઠો હોરમજજી નવરોજજી એનજીનીઅર, મનચેરશાહ હોરમજજી કુપર, અરદેશર ફરામજી ભમગરા, માણેકજી દોરાબજી, રતનજી દાદાભાઇ અપુ, દોરાબજી કાવશજી બજાં, નવરોજજી દોરાબજી દીત્યા, બેહરાંમજી રતનજી કરાંની, ફરદુનજી નશરવાંનજી મજગાંમવાલા, પીરોજશાહ બરજોરજી કુપર, લીમજી કાવશજી પાંડે, મનચેરજી શોરાબજી મેહતા, એદલજી કાવશજી પુણેવાલા.[5]

કરંજ મધે બાઇ મોટલાંબાઇ વાડીઆનાં નામથી બાંધવામાં આવનારાં ધર્મનાં દવાખાંનાંનો પાયો આજ દીને સુરતના પોલીસ સુપરીનટેંડંટ ખાનબાહદુર નાનાભાઇ કાવશજીએ નાખ્યો હતો.[6]

તા૦ ૨૪ મી ફેબરવારી.

રોજ ૧૩ માહ ૬ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ફરાંમજી બારીઆ[7]—ઉમર વર્ષ ૫૮). એવણ નવસારીમાં ઉસ્તાદ તરીકે જાણીતા હતા. નાનપણથીજ કસરતનો શોખ ધરાવતા, અને અઢાર વર્ષની ઉમરે સર કાવસજી જાંહગીર નવસારી મદરેસામાં કસરતના શીક્ષક નેમાયા હતા, અને ઘણાક પેહલવાન ઉસ્તાદોને હરાવ્યા હતા. બીજી જગાએ વધારે પગારે જવાની એમને માંગણી થતી ત્યાં પોતે ન જતાં પોતાના ચેલાઓને મોકલતા હતા. કુવામાં તથા રેલમાં પડલાં ઘણાં લોકોને એવણે બાહદુરીથી બચાવ્યાં હતાં.

૧-૨ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૯૦૦.

૩ જામે જમશેદ, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૯૦૦.

૪ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૯૦૦.

૫ જામે જમશેદ, તા૦ ૨૩ મી ફેબરવારી ૧૯૦૦.

૬ જામે જમશેદ, તા૦ ૨ જી મારચ ૧૯૦૦.

૭ શેઠો માણેકજી તથા ફરાંમજી પેશતનજી બારીઆના બાવા.

તા૦ ૮ મી મારચ.

મરકીના સંબંધમાં નીચલા ગ્રહસ્થોએ સરકારની સારી સેવા બજાવેલી હોવાથી સરકારે તેમની સેવાની પીછાણ કરનારી સરટીફીકેટો આપી હતી:—

ભરૂચ—શેઠો ફરદુનશાહ પેશતનજી બરૂ, દીનશાહ ફરદુનજી જીનવાલા, ડાક્ટરો બરજોરજી શેરાબશાહ મુનસફના, શેરાબજી ફરામજી કાપડીઆ, હોરમજજી પેશતનજી કામાકાકા, અને શેઠ આદરજી મનચેરજી દલાલ.[1]

સુરત—ખાનબાહદુર કુવરજી કાવશજી શબાવાલા, ખુશરૂભાઇ નશરવાનજી ખાનસાહેબ, ભીખુભાઇ માણેકજી સદરઅમીનના, શેરાબજી કુવરજી, માણેકજી શાપુરજી, બેજનજી માણેકજી જંબુસરીઆ, હોરમજજી નવરોજજી, પેશતનજી રૂસતમજી, મનચેરશાહ ફરામજી વખારીઆ, એદલજી પાલણજી લાલકાકા, જામાસપજી જીવાજી ડાક્ટર, હીરજીભાઇ જીવણજી માજી ફોજદાર.

પંચમાહલ—કાવશજી ફરદુનજી.

નાશક—હોરમજજી ધનજીભાઇ પટેલ.

પુણા—માણેકજી પેસતનજી.

સતારા—પીરોજશાહ મનચેરજી.[2]

મુંબઇની યુનીવરસીટીની વૈદક ફેકલટીએ પોતાના સીનડીક તરીકે ડાક્ટર તેહમુલજી ભીખાજી નરીમાન, કાયદાની ફાકલટીના સીનડીક તરીકે હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ; અને એનજીનીઅરીંગની ફાકલટીના સીનડીક તરીકે ખાનબાહદુર મનચેરજી કાવસજી મરજબાન, સી. આઇ. ઇ. ને આજ દીને ચુંટી કાઢયા હતા.[3]

તા૦ ૧૦ મી મારચ.

રોજ ૨૭ માહ ૬ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ડાક્ટર માણેકશાહ અસપંદીઆરજી રસોઇઆ[4]—ઉમર વર્ષ ૨૬). દમણવાળા શેઠ અસપંદીઆરજી ભીખાજી રસોઇઆના વડા દીકરા. અત્રેની ન્યુ હાઇ સ્કુલમાંથી નાહની ઉમરે મેટ્રીક થઇ, થોડાં વર્ષ બાદ અમદાવાદની મેડીકલ સ્કુલમાં જોડાઇ, સી. એમ. ની ડીગ્રી મેળવી ઇંગ્રેજી રાજયના લશ્કરી વીભાગમાં જોડાયા હતા. એવણ ડીસાની કાંપમાં ગુજર્યા હતા.

બ્રીટિષ સરકાર જે હાલ ટ્રાન્સવાલની લડાઇમાં ગુંટાયલી હતી તે લડાઇમાં તેમને એક અગત્યની ફતેહ મળી તે માટે પાક ખુદાતાલાના શોકરાના કરવા તથા એ લડાઇનો જલદીથી નીવેડો આવે તે મતિની દોઆ ગુજારવા સારૂં અતરેના કેટલાક પારસી ગ્રહસ્થોએ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની આગેવાની હેઠલ ઉપરાઉં કરી ધોબીતલાવપર નવાં આતશબેહરામના હૉલમાં દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆશાનાનાં પ્રમુખપણાં હેઠલ એક જશન કરાવ્યું હતું.[5]

તા૦ ૧૩ મી મારચ.

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—હોરમજજી ખરશેદજી મીનોચેહરહોમજીના[6]—ઉમર વર્ષ ૭૩). એવણ નવસારીનું મીનોચેહરહોમજીનું મોબેદી ખાનદાન જે ભગરસાથ અંજુમનનાં "બજાં" કુટુંબવાળા વીભાગમાંથી છુટું પડેલું તેના નબીરા હતા. એવણ "હોરમજજી શેઠ" કરી ઓળખાતા હતા, કારણ નવસારીમાં એવણના બાવાની મોબેદી નિશાળ હતી, જયાં ઇજશને વંદીદાદ અને પાવ મેહલનું ખીકટ ક્રીયાકામ શીખી અથોરનનો બાહર પડતા અને તે ઉસ્તાદો "શેઠ" ના એલકાબથી ઓળખાતા. બાવાના મરણ બાદ એ નિશાળ એવણે પોતાનાં ભાઇની સાથે વર્ષો સુધી ચલાવી હતી. એવણ વર્ષો સુધી નવસારી ખાતે મીનોચેહરહોમજી ટોળાના આગેવાન ગણાતા હતા. પણ પછી ભગર અંજુમન આપણા વડીલ છે તેથી તેમનો મરતબો મીનોચેહરહોમજીના "ચાર સાથ" કરતાં આલા છે, એવું મત એવણે જાહેર કરતાં મીનાકેસો થયો હતો, અને નવસારીમાં એકાંતવાસ લઇ ત્યાંજ ગુજર્યા હતા.

**મરણ**—કેખશરૂ દોરાબજી સોલા ડાક્ટરના—ઉમર વર્ષ ૩૯). સુરતમાં પ્રખ્યાત થયલા "સોલા ડાક્ટર" નાં એવણ પઉત્ર હતા, અને પોતાના મમાવા માફક ગુમડાં, પાઠાં વગેરે બીકટ દરદો સાજાં કરવામાં જાણીતા હતા.

તા૦ ૧૬ મી મારચ.

રોજ ૩ માહ ૭ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ગુલબાઇ તે શેઠ પેસતનજી દીનશાહજી ખાનનાં ધણીઆંની તથા મરહુમ શેઠ ફરામજી

૧ એઓને એ સરટીફીકેટો તા૦ ૨૫ મી જુન ૧૯૦૦ ને દીને ભરૂચના કલેક્ટર મી૦ જી. ડી. પાનસેએ એક મેળાવડો કરી ત્યાં એનાયત કીધી હતી.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી મારચ ૧૯૦૦.

૩ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૮ મી મારચ ૧૯૦૦.

૪ શેઠ જમશેદજી અસપંદીઆરજી રસોઇઆ (ઇજનેર) ના ભાઇ.

૫ જામે જમશેદ, તા૦ ૧૨ મી મારચ ૧૯૦૦.

એજ મુજબ કરાંચી, અહમદનગર, અમદાવાદ, સુરત, નવસારી, કલીકટ, માંગરોલ, બેલગામ, વગેરે ઠેકાણે પણ પારસીઓએ જશન કીધાં હતાં.

૬ શેઠો રૂસતમજી (ટાઇમસ ઑફ ઇંડીઆના રીપોર્ટર), શેરાબજી, અને બમનશાહ હોરમજજી મીનોચેહરહોમજીના બાવા.

ભીખાજી ખાનનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦), મરનારના ખાવીંદ મી૦ પેસતનજી દીનશાહ ખાને રૂ.૫૦૦૦), મરનારના દીકરાઓ ભાઇઓ નશરવાનજી તથા ફરામજી પેસતનજી ખાને રૂ.૧૦૦૦), મરનારની દીકરી બાઇ તેહેમીના પેસતનજી ખાને રૂ.૫૦૦), મરનારના ભાઇ મી૦ ભીખાજી ફરામજી ખાન તથા ધણીઆણી બાઇ આવાબાઇ અને છોકરાંઓએ રૂ.૧૫૦૦), મરનારના ભાઇ મી૦ મનચેરશાહ ફરામજી ખાન તથા ધણીઆણી બાઇ શીરીનબાઇ અને છોકરાંઓએ રૂ.૧૫૦૦), બાઇ રતનબાઇ વીધવા બમનજી દીનશાહ ખાન તથા ફરજંદોએ રૂ.૧૦૦૦), તથા બીજાં એશીઓએ રૂ.૨૧૨) મલી રૂ.૧૧૭૧૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

એ બાઇની વરસીનું ટાંકણું લઇને એમના ખાવીંદ મી૦ પેસતનજી દીનશાહજી ખાન તથા ભાઇઓ ભીખાજી ફરામજી અને મનચેરજી ફરામજી ખાને પોતાની તરફથી બીજા રૂપીઆ ઉમેરીને કુલ રૂ.૧૫૦૦૦) ની રકમ પારસી લાચારોના ફાયદા માટે આપીછે. એ વીશે એવી ગોઠવણ કરવામાં આવીછે કે એ રકમનાં ઓચરીયાં મુંબઇ બેંકમાં ટ્રસ્ટીઓને નામે અનામત મુકવાં. એ કારણ માટે નીચલા ટ્રસ્ટીઓ ઠરાવવામાં આવ્યાછે:—મી૦ જહાંગીર બેહેરામજી મરઝબાન, ડાકટર જહાંગીર જ. ખ. લીલાંઉવાળા, ડાકટર દીનશાહ બમનજી માસ્તર અને ખાનનાં કુટુંબના રેપ્રીઝેનટેટીવ તરીકે મી૦ પેસ્તનજી દીનશાહજી ખાન અને મી૦ મનચેરજી ફરામજી ખાન. આ ફંડમાંથી ઉપજતાં વ્યાજની રકમ દર સાલ મી૦ જાંહગીર મરઝબાનને હસ્તક કરવામાં આવશે અને તેમાંથી તેઓ પોતાને હસ્તક ચાલતા ગરીબ જરથોસ્તીઓનાં મદદનાં કામ માટે પોતાને ધ્યાનમાં આવે તેવી રીતે વાપરવાની તેઓને મેનેજીંગ ટ્રસ્ટી દાખલ છુટ આપવામાં આવીછે. જયારેબી મી૦ જાંહાંગીર મરઝબાન આ કામ આગળ ચલાવવાને ના પાડે અથવા કોઇબી કારણથી એ કામ બંધ પડે તો ગરીબ જરથોસ્તીઓના ફાયદા માટે એવાંજ કોઇ કામમાં ઉપલી રકમનું વ્યાજ વાપરવાની સતા ટ્રસ્ટીઓએ પોતાને સ્વાધીન રાખીછે. એ ફંડનું નામ બાઇ "ગુલબાઇ તે પેસતનજી દીનશાહજી ખાનનાં ધણીઆણી તથા ફરામજી ભીખાજી ખાનની બેટીનું ગરીબ જરથોસ્તીઓની મદદનું ફંડ" એવી રીતે રાખવામાં આવ્યુંછે.[1]

---

અત્રેની "પારસી નાટક મંડળી" જે મધરાસમાં પોતાના ખેલો ફતેહમંદીથી કરતી હતી, તેની વીદાયગીરીને ટાંકણે આજે ત્યાંનાં લોકો તરફનાં ઉધરાણાથી તેના માલેકો (મેસરસ અપુ, બજાં, દીત્યા, અને મીસ્ત્રી) ને એક ચાંદીનું મોટું "કપ" ભેટ આપ્યું હતું.[3]

---

તા૦ ૧૯ મી મારચ.

રોજ ૬ માહ ૮ (ક૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—જમશેદજી ખરશેદજી કામાજી—ઉમર વર્ષ ૫૩). મરહુમ શેઠ ખરશેદજી નશરવાનજી કામાજીના નાહના દીકરા. એવણને બાળવયથીજ એટલે ૧૨) વર્ષની ઉમરે એમના પીતાએ ચહડતી કેળવણી લેવા માટે શેઠ દાદાભાઇ નવરોજજીની સાથે તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૫૯ ને દીને ઇંગ્લાંડ મોકલ્યા હતા. જેવણની રાહબરી હેઠળ અભ્યાસ કરી ૧૮૬૪ માં લંડન યુનીવરસીટીની મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી હતી, જે પછી ત્યાંની એક આગેવાન સોલીસીટરની પેઢીમાં આરટીકલ્ડ કલારક તરીકે જોડાઇ ૧૮૭૧ માં સોલીસીટર થયા, અને ૧૮૭૨ માં મુંબઇ આવી પોતાને એકલે નામે ધંધો ચાલુ કર્યો. પોતાના મરહુમ પીતા જે સંખ્યાબંધ ધરમખાતાંઓ સાથ જોડાયલા હતા, તે સઘળાં ખાતાંઓએ એવણને કારોબારી યા ટ્રસ્ટી તરીકે શામેલ કર્યા અને તે દરેક ખાતાંને પોતાથી બનતો ટેકો એવણ આપતા હતા. અલેકઝાંડરા નેટીવ ગર્લ્સ ઇનસ્ટીટયુટના ૧૮૮૫ થી આ૦ સેક્રેટરી અને ખજાનચી હતા. કદમી દસ્તુરને મુસારો આપવાનાં ફંડના એજ સાલથી તે સેવટ સુધી ખજાનચી હતા. ૧૮૮૬ થી માહીમ ચેરીટેબલ ડીસપેનસરીના આ૦ સેક્રેટરી હતા. એજ સાલમાં સરકારે એમને સુલેહના અમલદાર નેમ્યા હતા, અને ૧૮૮૯ થી મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનમાં સુલેહના અમલદારો તરફની એક બેઠક ધરાવતા હતા. મરહુમ શેઠો માણેકજી ખરશેદજી શરાફ, ફરામજી નશરવાનજી પટેલ અને ફરામજી દીનશાહ પીટીટ મેમોરીયલ ફંડના આનરરી સેક્રેટરી હતા. ગાયન ઉત્તેજક મંડળીના ૧૮૮૭ થી નાયબ પ્રમુખ અને ૧૮૯૪ થી પ્રમુખ હતા. છેલ્લાં બાર વર્ષ સુધી પારસીઓની જાણીતી રીપન કલબના આ૦ સેક્રેટરી હતા. મુંબઇના જરથોસ્તીઓનાં મરણ વખતના અરસપરસના લાભનાં ફંડના તથા વડોદરા રેલવેના જરથોસ્તી કામદારોનાં એવાંજ ફંડના તેની સ્થાપનાથી એવણ આનરરી ધારા સંબંધી સલાહકાર હતા. ઘણાંક ધરમખાતાંના ખતપત્રો વારંવાર મુફત કરી આપતા. ઘણા રમુજી અને મોજીલા છતાં મહુંમે ઉપયોગી જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૨૧ મી મારચ.

મેશરસ દાદી અને ફરામરોજ ખરશેદજી ગોલવાલાએ બેકબેપર બંધાવવા માડેલા સ્વીમીંગ બાથનો પાયો નાખવાની ક્રિઆ આજ રોજે મુંબઇના ચીફ-જસટીસ સર લારેનસ જેનકીનસે કીધી હતી. પ્રથમમાં એ બાથના હાનરરી શેક્રેટરી મી૦ રૂસ્તમ બરજોરજી પે-માસટરે મેશરસ ગોલવાલા તરફથી એ બાથને લગતો રીપોરટ

---

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી મારચ ૧૯૦૦.
૨ જામે જમશેદ, તા૦ ૧૪ મી મારચ ૧૯૦૧.
૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧ લી એપરેલ ૧૯૦૦.

વાંચી સંભળાવ્યો, જે બાદ નામદાર વડા જડજે રૂપાંની થાપીવડે પાયો નાખ્યા બાદ એક સુભાષીત ભાષણ કીધું હતું.[1]

પુણાની પારસી વૉલંટીયર કોરના એક મેમ્બર શેઠ મેહરવાન હોરમઝદ ઇરાનીએ નીશાનબાજીની શરતમાં સોનાનો ચાંદ તથા મી૦ રૂસ્તમ ડી. નરીમાને રૂપાના ચાંદનાં ઇનામ મેળવ્યાં હતાં.[2]

કરાંચીવાળા શેઠ એદલજી દીનશાહ શરાફને મળેલા સી. આઇ. ઇ. ના ખેતાબનો ચાંદ તથા સનદ આજ દીને નામદાર માહરાણીએ પોતે વીંડસર કાસ્ટલમાં એક દરબાર ભરી આપ્યા હતા.[3]

તા૦ ૨૬ મી મારચ.

અતરે પ્રગટ થતાં અઠવાડીક "ચેમપીયન" પત્રના માલેક તથા અધીપતી મી૦ ડબલ્યુ. એ. ચેમબરસે, "રાસ્ત ગોફતાર" પત્રમાં પોતાની બદનક્ષી કરનારાં લખાણ પ્રગટ કરવાનો આરોપ તેના માલેક મી૦ મેહરવાનજી ફરદુનજી મરઝબાન તથા અધીપતી મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી, અને પ્રીંટર મી૦ એદલજી માણેકજી વાછા સામે મેલી, પોતાને થયલી નુકસાનીના બદલા તરીકે રૂ.૧૦,૦૦૦ મેળવવાનો દાવો કર્યોછે, તે મુકદમો પાંચ દીવસ સાંભલી તેનો ચુકાદો આજ દીને નામદાર જડજ હાનરેબલ બદરૂદીન તૈયબજીએ આપ્યો કે એક હાથ ઉપર પ્રતીવાદીઓની વર્તણુક તથા વાદી સામેના તેઓના હુજતખોર તથા વેરભાવીક લખાણો ધ્યાનમાં લઇ તથા બીજા હાથ ઉપર વાદી મી૦ ચેમબરસ અધીપતી દાખલના પોતાની ફરજની હદ ઓળંગી ગયા હતા તે ધ્યાનમાં લઇ વાદીને નુકસાનીના રૂ.૧૦૦૦) તથા સઘળો ખરચ આપવાનું પ્રતીવાદીઓ ઉપર હુકમનામું કરી આપ્યું હતું.[4]

શેઠ રૂસતમજી બેહરામજી જીજીભાઇએ મરહુમ શેઠ બેહરામજી જીજીભાઇ ટ્રસ્ટ સેટલમેંટના ટ્રસ્ટીઓની તરફથી એ ફંડ[5] મધેથી માથેરાન મધે એક ધર્મનું દવાખાનું બાંધવા તથા તે ચાલુ રાખવા માટે રૂ.૧૨૦૦૦) ની રકમ સરકારમાં આપી હતી.

૭૦૦૦ ની રકમ દવાખાનાનું નવું મકાન બંધાવીને આપવા માંગણી કરી હતી, પણ એક લાયક મકાન માટે એથી વધુ રકમ જોઇશે એવું જ્યારે મી૦ રૂસ્તમજીને જણાવવામાં આવ્યું, ત્યારે તેવણે એ રકમ વધારીને રૂ૧૦૦૦૦ આપવાની માંગણી કરીછે. નામદાર ગવરનરની કાઊનસીલ એ ઊદાર માંગણી, મી૦ રૂસ્તમજી બેહેરામજી જીજીભાઇએ જે શરતોએ આપવા ઇચ્છા બતાવીછે, તે શરતો સાથ કબુલ રાખવાને ઘણી ખુશી બતાવેછે.

એ શરતો એવી છે કે, (૧) દવાખાનાનું એ મકાન બંધાઇ રહે ત્યારે તેનો સમારકામ વગેરેનો ખરચ માથેરાનનાં સ્ટેશન ફંડમાંથી નીભાવવો, એ દવાખાનાનાં મકાનનો મુંબઇની કોઇ પહેલા વરગની વીમા કંપનીમાં આગનો વીમો ઊતરાવવો, અને તેનું પ્રીમીયમ માથેરાનનાં સ્ટેશન ફંડમાંથી ભરવું, અને કોઇ આગ જેવા અચાનક સંજોગથી એ મકાન બળી જાય તો કાંઇપણ ઢીલ વગર એ મકાન ફરીને બાંધવું. (૨) સઘળા સરંજામ સાથની એક હાસ્પીટલ માથેરાનને બરની મજકુર મકાનમાં માથેરાન સ્ટેશન ફંડના ખરચે જાથુકની નીભાવવી. (૩) જે ગરીબો હાસ્પીટલમાં દવા લેવા આવે, તેમને મુફત દવા પુરી પાડવી અને તબીબી સલાહ પણ તેઓને મુફત આપવી. (૪) ખાનગી તબીબોના પ્રીસક્રીપશનો પ્રમાણેની દવા બનાવી આપવી અને સરકાર વખતોવખત જે દર નક્કી કરે તે પ્રમાણે તેનું દામ લેવું. (૫) સુપ્રીન્ટેન્ડંટ અને મી૦ રૂસ્તમજીએ, સુપ્રીન્ટેન્ડંટની હાલની આફીસ અથવા તેની ઊતરનો જમીનનો ખુલ્લો કટકો, જેની ઊપર હાસ્પીટલ બાંધવાને પસંદ કરયુછે, તે બેમાંની એક જગાએ એ હાસ્પીટલ ઊભી કરવી અને તેને એક અલાહેદો કમપાઊંડ રાખવો. (૬) મજકુર હાસપીટલને "ધી બેહેરામજી જીજીભાઇ હાસપીટલ, માથેરાન" એવું નામ આપવું, અને તે નામની એક તખ્તી અથવા ધાતો લેખ કોતરાવી હાસપીટલની એ ઇમારતના મુખડાના ભાગ ઊપર મેલવો. કમપાઊંડના દરવાજા આગળ મજકુર નામનું એક બોરડ મારવું અને ઊપલું નામ આખું સઘળાં વરતમાનપત્રોમાં, લેખલોમાં, પત્રવહેવારો અને હાસપીટલને લગતા રીપોરટોમાં વાપરવું. (૭) ઊપલી શરતો સાથનું એક ટ્રસ્ટડીડ માથેરાન સ્ટેશન ફંડના એકલા ખરચે કરાવવું.

ઊપલી શરતો કબુલ રાખવા પછી સરકાર હાસપીટલના જરૂરી સરંજામ અને પરચુરણ સામાન પુરો પાડવાના ખરચમાં મજકુર ટ્રસ્ટ સેટલમેંટના ટ્રસ્ટીઓએ રૂ૨૦૦૦ ની વધુ રકમ આપવા માંગીછે, તે ખુશી સાથે સ્વીકારેછે. માથેરાનના સુપ્રીન્ટેન્ડંટને સતા આપવામાં આવીછે કે એ રકમ હાસ્પીટલ માટે જોઇતી ચીજો તેની નજરમાં આવે તે પ્રમાણે ખરીદવામાં વાપરવી. મી૦ રૂસ્તમજી બેહેરામજી જીજીભાઇ પાસે એ બેઊ સખાવતોની રૂપીઆ ૧૨૦૦૦ ની રકમ સરકારી ટ્રેઝરીમાં સરકારે અનામત મેલાવવા માંગી જણાવ્યુંછે જે જાહેર બાંધકામખાતું હાસપીટલનું મકાન બાંધવાનાં જરૂરી પગલાં ભરશે. છેલ્લે નામદાર સરકાર આ ઊદાર બક્ષેશ જાહેર રીતે પોતાના આ ઠરાવમાં સ્વીકારેછે. જામે જમશેદ, ૨૭ મી માર્ચ ૧૯૦૦.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૨ મી મારચ ૧૯૦૦.

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી મારચ ૧૯૦૦.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી આપરેલ ૧૯૦૦.

૪ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૨૭ મી મારચ ૧૯૦૦.

૫ જામે જમશેદ, તા૦ ૨૭ મી મારચ ૧૯૦૦.

એને લગતો સરકારી ઠરાવ સરકારના સેક્રેટરી મી૦ જે. ડી. સી. એટકીનસની સહી સાથે ગઇ કાલે બહાર પડયો હતો, જેમાં જણાવવામાં આવયુંછે કે માથેરાન ખાતે એક દવાખાનાની મોટી હાજત હતી, જે પુરી પાડવા માટે મી૦ રૂસ્તમજી બેહેરામજી જીજીભાઇએ "ધી આનરેબલ બેહેરામજી જીજીભાઇ ટ્રસ્ટ સેટલમેંટ, ૧૮૭૨" ના ત્રસ્ટીઓની વતી રૂપીઆ

સર જમશેદજી જીજીભાઈ પારસી બેનાવોલંટ ઇનસ્ટીટ્યુટના એક અધીકારી મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. ની જગોએ આજ દીને શેઠ મેહરવાનજી મનચેરજી કામાજી, બી. એ. ને નેમ્યા હતા.[1]

---

તા૦ ૩૧ મી મારચ.

રોજ ૧૮ માહ ૭ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—જમશેદજી ફરામજી કથીક[2]—ઉમર વર્ષ ૭૧). એવણ પેહલાં એક ઇંગ્રેજી પેહડીમાં ગોડાઉન કીપર દાખલ નાહની વયે નોકરી રહ્યા હતા. પછી ૧૮૪૮ માં પોતાના ભાઇ હોરમજજીની ઇંગ્રેજી દારૂ તથા ચીનીકામની દુકાનમાં રૂ.૨૫) ના પગારે નોકરી રહ્યા, અને ૧૮૫૯ માં ભાઇનાં મરણ બાદ તે ધંધો ખરીદી લઇ પારસી બજાર સ્ત્રીટમાં ઇંગ્રેજી દારૂની મોટી દુકાન ચલાવતા હતા, અને સરકારી દરીયાવરદીખાતાંના લશકરને દારૂ પુરો પાડતા હતા. જી. આઇ. પી. રેલવેના અમલદારોને એવણે સુચના કરવાથી તેઓએ પોતાની લાઇનપર કોઓપરેટીવ સ્ટોર્સ ઉભા કર્યાં હતા, જે પેહલાં લાઇનોપર માલ બહુ મોંઘો મલતો હતો.

---

તા૦ ૧ લી. આપરેલ.

રોજ ૧૯ માહ ૭ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ડાકટર રૂસતમજી નશરવાનજી લશકરી—ઉમર વર્ષ ૪૫). એવણે ઇ. સ. ૧૮૮૩ ની આખેરીએ મુંબઇ યુનીવરસીટીની તબીબી ડીગ્રી મેલવી હતી, અને છેલ્લાં દશ વર્ષ થયાં ઉદવાડાનાં ધરમનાં દવાખાનાના તબીબ હતા, અને ઉદવાડા તથા દમણમાં સારી ધરાકી ધરાવતા હતા.

---

**મરણ**—શોરાબજી માણેકજી શરાફ—ઉમર વર્ષ ૩૫). એવણ ઇંગ્રેજી તથા ફ્રેંચ ભાષાનું જ્ઞાન ધરાવતા હોવાથી છેલ્લાં ચાર વર્ષપર પારીસ ખાતે એક વેપારીના એજંટ દાખલ ગયા હતા, અને પાછલથી ત્યાંની એક મોટી દુકાનપર કલારક તરીકે નોકરી રહ્યા હતા, અને ત્યાંજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૧ લી આપરેલ.

આ સાલમાં જુદે જુદે ઠેકાણેની મ્યુનીસીપલ તથા તાલુકા લોકલ બોરડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતા:—

**તાલુકા લોકલ બોરડ.**

ભરૂચ—સરકારી—ખાં૦ સા૦ અરદેશર ફરદુનજી દલાલ, શેઠ એદલજી મનચેરજી, બહમનજી પેશતનજી, હેડ કારકુન; બેહરામજી ડોશાભાઇ, માહલકરી; પીરોજશાહ દીનશાહ, અંકલેસરના—અરદેશર બરજોરજી, ચુંટી કાઢેલા—જીવણજી લીમજીભાઇ, એદલજી લીમજીભાઇ. પંચમહાલ—સરકારી—ખાં૦ બા૦ રતનજી એદલજી કાંગા, ખાં૦ સા૦ ડોસાભાઇ ધનજીભાઇ બીલીમોરીયા, ખાં૦ બા૦ શેરાબ માણેકશાહ ભરૂચા. ચુંટી કાઢેલા—ફરદુનજી કાવશજી, બહમનજી અરદેશર દલાલ. વલસાડ—સરકારી—ડા૦ પીરોશા પાલનજી મુલ્લાં.

**ડીસ્ટ્રીક્ટ લોકલ બોરડ.**

ભરૂચ—સરકારી—ખાં૦ બા૦ એદલજી બેહરામશાહ, આદરજી મનચેરજી દલાલ. મ્યુનીસીપાલીટીના—ફરદુનશાહ પેશતનજી. અમદાવાદ—સરકારી—ખાં૦ બા૦ જાંહગીર પેશતનજી વકીલ. ખાનદેશ—સરકારી—જાંગીર કે. ન. કાબરાજી. બીજાપુર—સરકારી—અરદેશર કેખશરૂ કામા. વીરમગામ—સરકારી—દાદાભાઇ નશરવાનજી નાણાવટી. અંકલેસર—સરકારી—ખાં૦ સા૦ ડોશાભાઇ ધનજીભાઇ બીલીમોરીઆ.

**મ્યુનીસીપાલ બોરડ.**

ભરૂચ—સરકારી—ખાં૦ સા૦ અરદેશર ફરદુનજી દલાલ, અને ખાં૦ બા૦ એદલજી બેહરામશાહ. નડીયાદ—સરકારી—દોરાબજી હીરજીભાઇ વાછા, એમ. એ. અમદાવાદ—સર૦—ડા૦ નવરોજજી કાવશજી કલીઆણીવાલા. પુણા (સુબરબન)—સરકારી—પેશતનજી બહમનજી; ચુંટી કાઢેલા—દોરાબજી દાદાભાઇ બુતી, નવરોજજી ફરામજી અરદેશર, દાદાભાઇ શેરાબજી, બેજનજી નશરવાનજી. કુરલા—સરકારી—નવરોજજી એદલજી ઇસ્પેકોરવાલા. અલીબાગ—ચુંટી કાઢેલા—ખરશેદજી મેહરવાનજી હકીમ. ખાનદેશ—સરકારી—જાંગીર કે. ન. કાબરાજી. કરાંચી—ચુંટી કાઢેલા—પેશતનજી જામાસપજી પાદશાહ, પેશતનજી બેહરામજી કોટવાલ, નાદરશાહ એદલજી દીનશાહ; સરકારી—ફરામરોજ એદલજી પંથકી, જાંગીર હોરમજજી કોઠારી, રૂસતમજી એચ. જે. રૂસતમજી. ભરૂચ—સરકારી—ખાં૦ બા૦ ડા૦ કેખશરૂ બરજોરજી કુપર. કલીઆણી—સરકારી—ખાં૦ બા૦ ડા૦ પાલનજી હોરમજજી દાદાચાનજી. વલસાડ—સરકારી—ડા૦ પીરોજશાહ પાલનજી મુલ્લાં. સુરત—સરકારી—લફટનંટ કરનલ કેખશરૂ શેરાબજી નરીમાન. વાંદરા—સરકારી—ખાં૦ બા૦ ડા૦ રતનજી રૂસતમજી દાદીનાં. બેલગામ—સરકારી—અરદેશર નવરોજજી. દોહડ, પંચમાહલ—સરકારી—ખાં૦ બા૦ એદલજી બેહરામશાહ હોડીવાલા, બેંગલોર—ચુંટી કાઢેલા—દીનશાહ એમ. બીલીમોરીઆ. કવેટા—સરકારી—ખાં૦ બા૦ બરજોરજી

---

૧ જામે જમશેદ, તા૦ ૬ ઠી આપરેલ ૧૯૦૦.

૨ શેઠ ફરામજી જમશેદજી કથીકના બાવા.

દોરાબજી પટેલ, અરદેશર કાશભાઇ આરકર. બાનોલી—સરકારી—ફરામજી મનચેરજી ડાકટર. વીરમગામ—સરકારી—ખા૦ બા૦ દાદાભાઇ નશરવાનજી નાણાવતી. અંકલેસર—સરકારી—ખા૦ બા૦ રતનજી એદલજી કાંગા.

---

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

નવસારીની પાસે આવેલાં તવડી ગામની જુની દરેમેહર જે ઇ૦ સ૦ ૧૮૬૯ માં મરહુમ શેઠ એદલજી રતનજી વીઆજઆરાએ બંધાવી હતી તે બીસમાર થવાથી તેજ જગોપર અંજુમનનાં ઉધરાતથી રૂ.૮૬૦૦) ને ખરચે બંધાવેલી નવી દરેમેહર પરઠવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ તવડીના પટેલ શેઠ એદલજી માણેકજી તરફથી એ દરેમેહર માટે ઉભાં કરેલાં ફંડની વીગત કહી સંભલાવી, તથા દરેમેહરનાં એ સુંદર મકાંનનો ડીઝાઇન બનાવવા અને તે બાંધવાપર દેખરેખ રાખવા શીલ્પી શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રીનો તેઓએ વગર હાંસલે બજાવેલી સેવા માટે, તેમજ તવડીવાલા મરહુમ શેઠ રૂસતમજી શાપુરજી મોગરાનાં વીધવા બાઇ વીલરબાઇ તથા બેટા શેઠ એદલજીએ ફંડમાં મોટી રકમ ભર્યા ઉપરાંત દાદગાહને માટે નવું પાતરૂં પોતાને ખર્ચે મુકાવી તેને લગતાં કાઠી સુખડનો બંદોબસ્ત કર્યો હતો તેમનો, તથા મુંબઇવાલા શેઠ પેશતનજી જાંહગીરજી હોરમજજી મોદીએ દરેમેહરમાં હિંધોલા તથા તેને લગતો સર્વે સામાન તથા નવું ફરનીચર મેલાવી આપ્યું તેમના આભાર માનયા હતા. એ બાદ મજકુર શેઠ એદલજી પટેલને, નવસારીના દસ્તુર દારાબજી માહીઆરજી તથા બંધે દેશાઇઓને, તવડીના પંથકીઓ એ૦ રૂસતમજી હોરમજજી દાદાચાંનજી તથા એ૦ દાદાભાઇ રૂસતમજી દાદાચાંનજીને, તથા શીલ્પી શેઠ દીનશાહ દોરાબજી માસ્ત્રાંને અંજુમન તરફથી શેઆલો હોરાડવામાં આવી હતી, જે પછી ચાસની કરી મીજલસ બરખાસ્ત થઇ હતી.[1]

---

તા૦ ૧૮ મી આપરેલ.

રોજ ૬. માહ ૮ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—જમશેદજી ફરામજી માસ્ટર, કરાંચીના—ઉમર વર્ષ ૬૨). એવણે કરાંચીની "પારસી વીરબાઇજી સ્કુલ" ના હેડ માસ્ટર તરીકે ૨૧) વર્ષની લાંબી મુદત સુધી ઓધો ચલાવ્યો હતો, અને કરાંચીમાં પેહલા આટાની મીલ એવણે સ્થાપી તે ફતેહમંદીથી ચલાવી હતી. એવણ કરાંચીમાંજ ગુજર્યાં હતા.

---

નીચલા પારસી ગ્રહસ્થોને આ સાલ નામદાર સરકારે નવા સુલેહના અમલદારો નેમ્યા હતા:—

શેઠો અરદેશર બેહરામજી પટેલ, દોરાબજી જમશેદજી તાતા, બી. એ., ફરદુનજી ફરામજી કરાકા, હોરમજજી શેરાબજી બેલીનવાલા, પીરોજશાહ બહમનજી જીજીભાઇ, રૂસતમજી શેરાબજી પાંઉવાલા, ડાકટર રતનશાહ તેહમુલજી નરીમાન.[2]

---

મુંબઇની પારસી ચીફ મેટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ નાનાભાઇ રૂસતમજી રાણીનાની જગોએ શેઠ ફરામજી દોરાબજી પાંડેને નેમ્યા હતા.[3]

---

શેઠો જાંહગીર કેરશાસપજી દાદાચાંનજી, બી. એ; એલ. એલ. બી. તથા પીરોજશાહ નશરવાનજી બીલીમોરીઆ, બી. એ; એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[4]

---

શેઠ રૂસતમજી જામાસપજી ગારડાએ નવસારીથી ૧૨) મૈલને છેટે આવેલાં વીલનપોર ગામમાં ૮ ફીટની લંબાઇના એક મોટા ચીતા વાઘનો શેકાર કર્યો હતો.[5]

---

તા૦ ૨૬ મી આપરેલ.

રોજ ૧૪ માહ ૮ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ડાકટર પીરોજશાહ બેહરામજી ભરૂચા, વરોડરાવાલા[6]—ઉમર વર્ષ ૪૮). એવણ વરોડરાની લશ્કરી હૉસપીટલના ડાકટર હતા. પોતાની ૨૨–૨૩ વર્ષની ઉમરથી ગાયકવાડ રાજની નોકરીમાં જોડાઇ કડી, પાટણ અને દ્વારકામાં ડાકટર નેમાયા બાદ છેલ્લાં દશ વર્ષ થયાં વરોડરે મીલીટરી સરજનના ઓહ્દાપર હતા. ગરીબાઇમાંથી વધી પોતાની ખંત અને હુશીઆરીથી છેલ્લાં રૂ.૫૦૦) નો દરમાયો મેલવતા હતા, અને વરોડરેજ ગુજર્યાં હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી આપરેલ ૧૯૦૦.

એ દરેમેહરપર નીચે મુજબ તખ્તી છે:—

"આ દરેહમેહેર પહેલાં એક નેકબખત જરથોસતીએ બંધાવી આવી હતી, જે બીસમાર થવાથી સને ૧૨૩૮ યઝદેજરદીનાં સાલમાં શેઠ એદલજી રતનજી વયાજબોરાએ બંધાવી આપી હતી, જે પુરાણી થવાથી જરથોસતી અંજુમનના ઊધરાતથી તવડીના પટેલ એદલજી માણેકજીની આગેવાની હેઠળ નવેસરથી બાંધીને આજ દીને ખુલ્લી મુકી છે. (રોજ ૩ જો અરદીબેહેસત અમસાસપંદ, માહ ૮ મો આવાં યઝદ સને ૧૨૬૯ યઝદેજરદી શહેનશાહી, તા૦ ૧૫ મી એપ્રેલ ૧૯૦૦ ઇસવી. વાર રવેઊ, દીનશાહ દોરાબજી મીસ્ત્રી આનરરી શીલ્પશાસ્ત્રી.)"

૨–૩ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૯ મી આપરેલ ૧૯૦૦.

૪ જામે જમશેદ, તા૦ ૨૧ મી આપરેલ ૧૯૦૦.

૫ જામે જમશેદ, તા૦ ૭ જી મે ૧૯૦૦.

૬ શેઠ અરદેશર પીરોજશાહ ભરૂચાના બાવા.

મુંબઇનાં મ્યુનીસીપલ કારપોરેશનના સુલેહના અમલદારો તરફના એક મેમ્બર મરહુમ શેઠ જમશેદજી ખરશેદજી કામાજીની જગાએ ખાનબાહાદુર બહમનજી મેહરામજી પટેલને આજ દીને ચુંટી કાઢયા હતા.[1]

તા૦ ૭ મી મેએ.

રોજ ૨૫ માહ ૯ (ક૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ખાનબાહાદુર રૂસતમજી જામાસપજી આશબરનર[2]—ઉમર વર્ષ ૬૯). એવણ ૩૫) વર્ષની લાંબી મુદત સુધી અત્રેની સરકારી કરનસી બેંકમાં વડા ટ્રેઝરરનો જોખમભર્યો ઓહદો ધરાવતા હતા, અને મરણની થોડાજ દીવસ આગમજ પેનશનપર રીટાયર થયા હતા. ૧૮૮૬ ના મે માસમાં નામદાર સરકારે એવણને "ખાનબાહાદુર" નો ખેતાબ આપ્યો હતો, અને ૧૮૯૩ માં સુલેહના અમલદાર નેમ્યા હતા. "બેહરામજી જીજીભાઇ ચેરીટેબલ ઇનસ્ટીટયુશન" ના એવણને એ ખાતાંના સ્થાપકે ટ્રસ્ટી નેમ્યા હતા, અને તેની ખીલવણીમાં એવણે ઘણો ઉલટમંદ ભાગ લીધો હતો.

તા૦ ૧૦ મી મેએ.

ઇંગલાંડનાં નોર્થ-ઇસ્ટ બેથનલ ગ્રીનની કનઝરવેટીવ કલબે પાર્લામેંટમાં પોતાના વિભાગ તરફથી બેઠક ધરાવનાર શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. એ પાર્લામેંટમાં બજાવેલી કીમતી સેવાઓને માટે તેમને આજ દીને એક કૉનસરટનો મોટો મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું.[3]

તા૦ ૧૭ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ફરામજી તેહમુલજી મીરજાં[4]—ઉમર વર્ષ ૬૬). એવંણ એક અછા હીસાબી હતા, અને અત્રેના હીંદુ ગ્રહસ્થોથી ચાલતી કેટલીક જાણીતી જોઇંટ ક કંપનીઓના ઑડીટર હતા, અને પોતાને હીસાબે વેપાર પણ કરતા હતા. અત્રેની મેદાનમાંની જુની કસરતશાલા જે હાલ સર દીનશાહજી પીટીટનાં નામથી ઓળખાયછે, તેનાં છેલ્લાં ૨૮) વર્ષ થયાં ખજાનચી હતા.

૧ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૩૦ મી આપરેલ ૧૯૦૦.

૨ શેઠો જામાસપજી, ભીમજીભાઇ, તથા કાવશજી રૂસતમજી આશબરનરના બાવા.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી જુન ૧૯૦૦.

૪ શેઠો નશરવાંનજી તથા કાવસજી ફરામજી મીરજાંના બાવા.

તા૦ ૧૮ મી મેએ.

રોજ ૬ માહ ૯ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ડાકટર જમશેદજી દીનશાહ ખંબાતા[5]—ઉમર વર્ષ ૫૪). એવણ ભરૂચના વતની હતા, અને મુંબઇની એલ. એમ. એંડ એસ. ની તબીબી ડીગ્રી મેળવી, સરકારી નોકરીમાં થોડો વખત બેલગામ તરફ નેમાઇ છેલ્લાં ૨૨) વર્ષ અમદાવાદમાં આસીસ્ટંટ સીવીલ સરજ્યન હતા, અને પોતાની લાયકી, સાદાઇ, અને ઉદારતાથી ત્યાં ઘણા લોકપ્રીય થયા હતા. ત્યાંની મ્યુનીસીપાલીટીના સરકાર તરફના કમીશનર નેમાતા હતા, અને સુખશાંતીની કમીટીના પ્રમુખ હતા. અમદાવાદના જાણીતા શ્રાવક અને બીજા શેઠીયાઓને એમને માટે બહુ માન હતું. દુકાળ અને મરકીનાં કામમાં પણ બહુ મેહનત લીધી હતી. અમદાવાદની પારસી કલબના તેની શરૂઆતથી એવણ સેક્રેટરી હતા.[6]

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૭ માહ ૯ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ડાકટર ધનબાઇજી સોરાબજી નાદરશાહ—ઉમર વર્ષ ૪૨). એવણ અત્રેની અલેકજાંદ્રા સ્કુલમાં કેળવણી લઇ, વૈદક જ્ઞાન મેળવવાની ઉલટ થવાથી સને ૧૮૮૫ ને આશરે ગ્રાંટ મેડીકલ કૉલેજમાં સ્થાપેલા અબળા તબીબી કેળવણીના ખાસ વર્ગમાં દાખલ થયાં, જ્યાં ૪) વર્ષના અભ્યાસ પછી તબીબ તરીકે કામ ચલાવવાની સનદ સને ૧૮૮૯ ના ડીસેમ્બર માસમાં મેળવી. શેઠ પેસતનજી કામાવાળી મુંબઇની અબળા હૉસપીટલમાં વધુ અનુભવ મેળવ્યો. પછી ધરમપોર રાજમાં પોતાના પતી સાથ નોકરી ગયાં હતાં. થોડુંક પછી ત્યાંથી મુંબઇ પાછાં ફરી અત્રે મેમણવાડાના ભુજ મોહલ્લાના અબળાઓ માટેનાં દવાખાનાના તબીબ તરીકે કામ કરતાં હતાં. અત્રેની જ્ઞાન પ્રસારક મંડળી તરફથી બાનુઓને ઘરની વૈદક બાબદપર એવણે ભાષણો આપ્યાં હતાં.

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૭ માહ ૯ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ધનજીશાહ જમશેદજી અકલેસરીઆ[7]—ઉમર વર્ષ ૭૮). એવણ પુનાના એક શ્રીમંત જાગીરદાર હતા.

૫ શેઠ ફરાંમજી જમશેદજી ખંબાતાના બાવા.

૬ એવણનાં નામથી એવણનાં વીધવા બાઇ ડોશીબાઇએ અમદાવાદની હાઇ સ્કુલના બે વીધારથીઓને દર સાલ રૂ.૧૦) અને રૂ.૭ાા નાં બે ઇનામો આપવાને રૂ.૫૦૦) ની સરકારી નોટ ૧૯૦૧ માં સરકારમાં આપી હતી.

૭ શેઠો એરચશાહ, ખરશેદજી, ગુસ્તાદજી, નશરવાંનજી, હીરજીભાઇ, જમશેદજી, શાપુરજી, સોરાબાઇ અને કાવશજી ધનજીશાહ અકલેસરીઆના બાવા.

એવણના પીતા અને કાકા આગલી પેશવાઇના વખતથી અંકલેશ્વર છોડી પુના ખાતે ધંધાને અર્થે જઇ વસ્યા હતા. પેહલાં તેમની કાંપમાં દુકાન હતી, અને પછી કંટ્રાકટો લેવા માંડયાં હતાં, અને એવણ પુણાની જાણીતી "ઑર અને હીરજીભાઇ" ની પેહડીના સ્થાપક હતા. ૧૮૬૫ માં પારસી મેટ્રીમોનીયલ એકટની રૂહે પુના ખાતે સ્થાપેલી મેટ્રીમોનીયલ કૉરટના એવણ એક ડેલીગેટ નેમાયા હતા, અને ૧૮૬૮ માં પુનામાં પારસી રવાનોને અવજમંજલ પોહચાડવાનું જે ફંડ સ્થાપ્યું હતું, તેના એવણ એક ટ્રસ્ટી હતા.

---

તા૦ ૨૧ મી મેએ.

અમદાવાદ મધે ત્યાંના નગરશેઠ મનીભાઇ પ્રેમાભાઇ તથા ડાકટર જમશેદજી દીનશાહ ખંબાતાનાં નીપજેલાં અકાલ મરણ માટે દલગીરી બતાવવા તથા તેમનાં કુટુંબી-ઓને દીલાસાપત્રો મોકલવા માટે એક જાહેર સભા કલેકટર મી૦ ગીબનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જે વેળાએ ત્યાંના આગેવાન શેઠોએ બંધે મરનારોના સદગુણો વિષે વીવેચન કર્યા બાદ ડાકટર જમશેદજીનાં મરણ બાબે એક-મતે ઠેડાવ કરવામાં આવ્યો કે—"આપણા માયાળુ અને કાબેલ ડાકટર જમશેદજી દીનશાહ ખંબાતા જેમના તબીબી ગ્નાનનો લાભ ઘણાં વર્ષો સુધી આ શેહેરના લોકોએ લીધો હતો, તેમનું એકાએક અને અકાળ મૃત્યુ સાંભળી આ સભા દલગીર છે, અને તે દલગીરી દેખાડનારો પત્ર સભાના પ્રમુખની સહીથી તેમના કુટુંબ ઉપર મોકલવો."[1]

---

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૧૧ માહ ૯ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—દોરાબજી ધનજીભાઇ શરાફ—ઉમર વર્ષ ૪૫). એવણ ગણીતમાં ઘણાજ કાબેલ હતા, અને અત્રે દેશીઓમાં જાણીતી થયલી "ઓરીયંટલ લાઇફ ઇનસુરંસ" નામની જીંદગીના વીમા ઉતારનારી પેહડીની સ્થાપનામાં મોટો લાભ લેઇ તેના મેનેજરના જમણા હાથ જેવા થઇ પડયા હતા, અને જીંદગીના વીમાની બાબદપર એવણનો અનુ-ભવ ઓહળો હતો, અને એ કંપનીમાં ઘણાક પારસી ચંચળ જવાનોને નોકરીએ લગાડયા હતા, પણ શેવટે કમનસીબે એજ કંપનીમાંથી મોટી રકમના ગોટાલામાં સપડાઇ ગયા હતા જે બાબે અત્રેની સેશન કોર્ટમાં તેમની તપાસ થવા બાદ તેમને છોડી મુકવામાં આવ્યા હતા.

---

તા૦ ૨૪ મી મેએ.

નામદાર માહરાણીની સાલગરેહની ખુશાલીમાં આ સાલથી "કયસરે હિંદ" નામનો નવો એતાબ સ્થાપવામાં આવ્યો હતો, તે એતાબના પેહલા વર્ગના સોનાના ચાંદ તથા બીજા વર્ગના રૂપાના ચાંદ નીચલા પારસી ગ્રહસ્થોને આપવામાં આવ્યા હતા:—

**સોનાનો ચાંદ**—શેઠ બેહરામજી મેહરવાનજી મલબારી.

**રૂપાના ચાંદો**—બીલાસપુરના દુકાલ નીવારણ અમલ-દાર શેઠ બહમનજી મનચેરજી, બેંગલોરના મરકીખાતાંના વડા તબીબી અમલદાર ડાકટર ડોશાભાઇ અરદેશર ચોકસી,[2] અમદાવાદના એકઝીકયુટીવ ઇજનેર ખાનબાહદુર ફરેદુનજી કુવરજી તારાપોરવાલા, સુરતના સરકારી તબીબ સરજયન લફટનંટ કરનલ કેખશરૂ શોરાબજી નરીમાન.[3]

---

કરંજ મધે મરહુમ બાઇ મોટલાંબાઇ જાંહગીર વાડીઆનાં નામનું ધર્મનું દવાખાનું ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને સુરતના કલેકટર મી૦ વેરે કીધી હતી. મજકુર બાઇના દીકરા શેઠ નવરોજજી માણેકજી વાડી-આએ તે નામદારે લીધેલી તસદીને માટે ઉપકાર માન્યો હતો, તથા દુકાલીઆંઓને વેંહચી આપવાને રૂ.૫૦૦) ની રકમ મી૦ વેરને આપી હતી.[4]

---

મુંબઇ ઇલાકાનાં દુકાલીઆં લોકોને આંગ ઢાંકવા માટે વસ્ત્રો ભેટ આપવાને નામદાર માહરાણીની સાલ-ગરેહની ખુશાલીમાં એક ફંડ ઉઘાડવાને ટાઇમસ ઑફ ઇંડીઆમાં એક પારસી ગ્રહસ્થે My mite ને છુપે નામે રૂ.૫૦૦) ની રકમ મોકલવાથી તે બાબેનું એક ફંડ એ પત્રે કીધું હતું, જે મધે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૨૦૦૦), શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ રૂ.૫૦૦), અને બીજા પારસીઓએ નાધલી નાધલી રકમો ભરી હતી.[5]

---

તા૦ ૨૬ મી મેએ.

રોજ ૧૪ માહ ૯ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ફરામજી અરદેશર દાવર[6]—ઉમર વર્ષ ૭૩). પોતાના પીતા અરદેશર ફરામજી દાવરનાં ૧૮૫૪ માં નીપજેલાં મરણ બાદ તેવણનો ફ્રેંચ તથા જરમન વેપાર તેવણે ઘણો ખીલવ્યો હતો. પોતાની ૧૭) વર્ષની છોકરવણ વયથી ઉસકીનાં કોલનવૉટરની એજંસી મેલવી હતી. અને

---

૧ મુંબઇ સમાચાર, તા૦ ૨૬ મી મેએ ૧૯૦૦.

૨ એવણને એ ચાંદ તા૦ ૨૨ મી નવેમબર ૧૯૦૦ ને દીને બેંગલોરના બ્રીટિષ રેસીડંટે એક મોટો મેલાવડો કરી એનાયત કીધો હતો.

૩ ટાઇમસ ઑફ ઇ૦, તા૦ ૨૪ મી મેએ ૧૯૦૦.

૪ ટાઇમસ ઑફ ઇ૦, તા૦ ૨૫ મી મેએ ૧૯૦૦.

૫ ટાઇમસ ઑફ ઇ૦, તા૦ ૨૪ મી મેએ ૧૯૦૦.

૬ શેઠો કાવશજી અને અરદેશર ફરામજી દાવરના બાવા.

૧૮૯૫ માં મેસરસ એ. સી. ગંપરટ કું૦માં દાખલ થયા હતા, અને વેપાર પણ ચાલુ રાખ્યો હતો.

---

આતરેની એલફીનસટન ક્રીકેટ કલબને માટે મેદાનમાં નવું બંધાયલું મકાન ખોલ્લું મુકવાની ક્રિયા આજ દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટે કીધી હતી.[1]

---

## તા૦ ૩૧ મી મેએ.

મરકીના સંબંધમાં નીચલા ગ્રહસ્થોએ સરકારની સારી સેવા બજાવેલી હોવાથી સરકારે તેમની સેવાની પીછાણ કરનારી સરટીફીકેટો આપી હતી:—

કોલાબા—શેઠ હોરમજજી માણેકજી ભીમરડીવાલા.

બેલગામ—ડાકટર ખરશેદજી પેસતનજી બાઇસ, શેઠ જમશેદજી ખરશેદજી બાઇસ.[2]

---

## તા૦ ૧૧ મી જુન.

### રોજ ૩૦ માહ ૯ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

દક્ષિણ આફ્રીકામાં આવેલાં ત્રાનસવાલ ખાતે બ્રિટિષ સરકારને ત્યાંના બોઅર લોકો સાથે આ સાલમાં ચાલેલી મોટી લડાઇમાં ઇંગ્રેજોની ફતેહ થઇ, અને તેઓએ બોઅરોની રાજધાની "પ્રીટોરીયા" નો કબજો મેલવ્યો તેની ખુશાલી બતાવવાને આંજનો દીવસ સરકારે મુકરર કીધો હતો. તે મુજબ મુંબઇમાં પારસીઓનાં ચંદનવાડી ખાતેનાં ભગરીઆ મોબેદોનાં અંજુમનના ઉબરાતનાં આતશબેહરામમાં સહવારનાં શોકરગુજારીનું એક જશન થયું હતું, તેમજ પારસી પંચાતના ટ્રસ્ટી સાહેબોએ પણ અંજુમનનાં ફંડ મધેથી સાંજનાં એક જાહેર જશન મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરામમાં કરાવ્યું હતું, જેની શેવટે ટ્રસ્ટીઓની તરફથી શેક્રેટરી શમશુલ ઓલમા એર્વદ જીવણજી જમશેદજી મોદીએ નામદાર માહરાણીપર મોકલવાનો મુબારકબાદીનો તારનો સંદેશો વાંચી સંભલાવ્યો હતો.[3]

---

1 જામે જમશેદ, તા૦ ૨૮ મી મેએ ૧૯૦૦.

2 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૧ મી મેએ ૧૯૦૦.

3 એ તાર સર જમશેદજીએ નીચે મુજબ નામદાર માહરાણીજી ઉપર મોકલ્યો હતો:—

"The Parsee community of Bombay assembled to-day at a public thanksgiving service beg to offer to Her Gracious Majesty their respectful congratulations for the British successes in South Africa, and pray for the Queen's health and long life."—

મુંબઇ ઉપરાંત કલકતા, હાંગકાંગ, પુણા, સુરત, ભરૂચ, અમદાવાદ, ઉદવાડા, શોલાપુર, વગેરેના જરથોસ્તીઓએ પણ એજ મુજબ જશનો કીધાં હતાં.

## તા૦ ૧૬ મી જુન.

### રોજ ૫ માહ ૧૧ (ફ૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાં વકીલ[4]—ઉમર વર્ષ ૫૨). એવણ અત્રેની એલફીનસ્ટન ઈનસ્ટીટયુટમાં કેળવણી લઇ ૧૮૬૫ માં મેટ્રીક થયા. બાદ ૧૮૬૮ માં બી. એ. ની ડીગ્રી મેળવી હતી, અને એલફીનસ્ટન કૉલેજના દક્ષણા ફૅલો તરીકે એક વર્ષ કામ કર્યું હતું, અને ૧૮૭૦ માં એલ એલ. બી. અથવા વકીલની પરીક્ષા પસાર કરી ત્યારથી આજ ૩૦) વર્ષ થયાં અત્રેની હાઇ કૉર્ટમાં એક ફતેહમંદ વકીલ તરીકે કામ ચલાવતા હતા, અને વકીલ મંડળમાં તથા ન્યાયાધીશોમાં એવણનાં ધારાસંબંધી ગ્નાન માટે એટલું ઉંચું મત હતું કે હાઇ કૉર્ટમાં દેશી જડજની જગા ખાલી પડતાં એવણની નેમણુક થવાની એવણના મીત્રો આશા રાખતા હતા.

વકીલ ઉપરાંત એવણ જાહેર કામોમાં પણ મોટો ભાગ લેતા હતા, અને ગરીબોની ફર્યાદ ટાલવા માટે પોતાથી બનતી મદદ કરતા. થાણા જીલ્લાના આબકારી કાયદાની સખતાઇ માટે ચોપડી ચોપાનીયાં કાઢી, તથા સરકારમાં અરજીઓ કરી હતી, જે માટે વારંવાર થાણા તથા છાસ્ટી જીલ્લાનાં લોકોએ એવણને માનપત્રો આપ્યાં હતાં. ૧૮૮૬ માં એવણે "મુંબઇના આબકારી કાયદાનાં પરીણાંમ" વિષે ઇંગ્રેજીમાં એક ચોપાનીયું પ્રગટ કર્યું હતું, જેણે સતાવાળાઓનું સારૂં ધ્યાંન ખેંચ્યું હતું. ૧૮૮૮ માં અત્રેની યુનીવરસીટીના એક ફૅલો નેમાયા હતા, અને એજ સાલમાં હાઇ કોર્ટ તથા ડીસ્ટ્રીક્ટ કોર્ટ પ્લીડરોની પરીક્ષાના એક પરીક્ષક તરીકે હાઇ કોર્ટના નામદાર જડજોએ એમને નેમ્યા હતા. ૧૮૮૯ થી ૯૩ સુધી અત્રેની કોરપોરેશનમાં યુનીવરસીટી તરફની બેઠક ધરાવી હતી. ૧૮૯૩ માં જુનાગઢમાં પ્રભાસપાટણ ખાતે થયલાં હીંદુ—મુસલમાનના હુલડમાં પકડાયલા મુસલમાનોની તપાસ માટે નેમાયલાં કમીશનમાં સરકારી વકીલ તરીકે જુનાગઢનાં રાજ્યે એવણની નેમણુક કરી હતી. ૧૮૯૪ ના નવેમબર માસમાં પ્રોવીનશીઅલ કોનફરંસની ૭ મી બેઠક મુંબઇમાં મલી હતી, ત્યાં મરહુમ મી૦ માણેકશાહે "સરવઇખાતાંની આંકણી" વિષે કરેલાં ભાષણો સારૂં ધ્યાન ખેંચ્યું હતું. મુંબઇની પલીડરસ અશોશીએશન ઑફ વેસ્ટરન ઇંડીઆના ૧૭) વર્ષ સુધી હાનરરી સેક્રેટરી હતા. ઉદવાડાના મોબેદોએ ભેગા મલી પોતાના પવીત્ર આતશબેહરામના કેબલાપરનો પોતાનો સેંકડો વર્ષનો હક લુટાવાની જે ફર્યાદ સુરતની કોરટમાં નોંધાવી

---

4 શેઠો જાંહગીરસાહ, કેખશરૂ (બેરીસ્ટર), ડા૦ ફીરોઝશાહ, અને શોરાબશાહ માણેકશાહ તાલેયારખાંના બાવા.

હતી, તે મુકદમો એવણ પોતાના કુશીના અનંત વીશ્વાસ સાથે ચલાવતા હતા, તે અધુરો રાખી એવણ મરણની દોહડ મહીનો અગાઉ ઇંગ્લાંડ ગયા હતા, અને ત્યાં એક રેલવે અકસ્માતનો ભોગ થઇ માર્યા ગયા હતા. ઇંડયા ઑફીસ તરફથી એક અછું ભલામણપત્ર લઇ એવણ નામદાર માહરાણી વીકટોરીયાના વીંડસરના મેહલ તરફ જતા હતા, તેટલાં સલાઉ નામનાં સ્ટેશન આગલ એમની ટ્રેન સાથે એક એક્ષપ્રેસ ટ્રેનના અઠડવાથી આ હોનારત બની હતી. એવણની સાથે એજ આગગાડીમાં શેઠ ફીરોજ ખરશેદજી શેઠના હતા તેવણ પણ ઘાએલ થયા હતા, અને બે ત્રણ માસ હાસ્પીટલમાં રહ્યા હતા. મરહુમ ઘણા લાયકીવાલા અને ભલા હતા.[1]

---

તા૦ ૨૦ મી જુન.

રોજ ૯ માહ ૧૦ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—ડાકટર હોરમજજી કુવરજી તવરીઆ[2]—ઉમર વર્ષ ૩૫). એવણ એલફીનસ્ટન હાઇ સ્કુલમાંથી સને ૧૮૮૨ નાં વરસમાં મેટ્રીકયુલેટ થઇ રાખેતાની મુદતમાં યાને સને ૧૮૮૭ માં તબાખી ડીગ્રી મેળવી, બે વરસ પછી બેચેલર ઓવ સાયનસની ડીગ્રી મેળવવા પામ્યા હતા, જે પછી લંડનની ઇલેકટ્રીકલ એનજીનીયરની મુંબઇમાં ખાસ લેવાયલી પરીક્ષા તેવણે સને ૧૮૯૩ નાં વરસમાં પસાર કરી હતી, કે જે પરીક્ષા હીંદી વીદયારથીઓ સનમુખ રજુ કરવા માટે મરનારે મી૦ એદલજી દોરાબજી તલાટી સાથ ખાસ મેહેનત કરી હતી. સને ૧૮૯૪ માં "ટેલીગ્રાફ અને ટેલીફોન" ની ખાસ પરીક્ષા પણ મુંબઇમાં પહેલીજ વાર લેવાઇ હતી, જે પરીક્ષા પણ તેવણે પહેલા વરગમાં પસાર કરી હતી. એજ સને ૧૮૯૪ નાં વરસમાં બેપટીસટ ચરચ સોસાયટી તરફથી મરનારે "ઇંગ્રેજી ખાણાની વાણીઓ એકેક પછી કાં ખાવી જોઇયે, અને તેથી થતા પાચનશકતીને ફાયદા" એવી મતલબના વીશય ઉપર એક જાહેર ભાશણ આપયું હતું, જે ભાશણે અત્રે સારૂં ખેંચાણ કર્યું હતું. સને ૧૮૯૫ નાં વરસમાં અત્રેની સાસુન મીકેનીકસ ઇનસટીટયુટ તરફથી મરનારે "મુંબઇ શેહેરમાં વીજળીક રોશની" એ વીશય ઉપર ઇંગ્રેજીમાં એક જાહેર ભાશણ આપયું હતું, જે પછી થોડા માસમાં "હીંદુસ્તાનમાં રંગવાનો ઉદ્યોગ" એ વીશય ઉપર ઇંગ્રેજીમાં એક ઉપયોગી પુસતક પ્રગટ કરયું હતું. વીદ્યા હુનરના વધારા માટેની એવી તારીફલાયક ઉલટની પીછાન તરીકે મરનારને લંડનની સોસાયટી ઓફ આરટસે પોતાના એક ઑનરરી મેમબર નેમવાનું માન આપયું હતું, તેમજ એજ વરસમાં લંડનની સીટી એંડ ગીલ્ડસ તરફથી અત્રે લેવાયલી "વીજળીથી ધાતુ ઉપર થતી અસર" એ વીશય ઉપર મરનારે હુનરની એક વધુ પરીક્ષા પસાર કરી વીજળીક વીદ્યા તરફનો પોતાનો વધેલો ભાવ વધુ સીધ કરી આપયો હતો. અત્રેની ગુજરાતી ગ્નાન પ્રસારક મંડળી તરફથી સને ૧૮૯૫ તથા સને ૧૮૯૮ ના શીયાળામાં થયલા કોનવરસેઝીયોનીના મેળાવડાઓ મરનારની ઉલટ તથા મેહેનતને ખાસ કરી આભારી હતા. સને ૧૮૯૫ માં મરનાર થોડાક માસ ઇંગલંડની મુલાકાતે ગયા હતા, અને ત્યાં પણ વીદ્યા હુનરનું વધુ ગ્નાન મેળવવાના પોતાના શોખને ખીલવવાની બની શકતી તક લીધી હતી. મુંબઇની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસટીટયુટ સને ૧૮૮૭ નાં વરસમાં સથાપવામાં આવી ત્યારથી મરનાર તેના એક ઉસતાદ નેમાયા હતા, જે ઓધો તેવણે પોતાનાં મરણ સુધી ચાલુ રાખયો હતો. તેવણે કમનસીબે આપઘાત કીધો હતો.[3]

---

તા૦ ૨૧ મી જુન.

આએ સાલની ડીસ્ટ્રીકટ કોરટ પલીડરની પરીક્ષાના પરીક્ષકો તરીકે હાઇ કોરટના નામદાર જડજોએ ડેપ્યુટી રેજીસ્ટ્રાર શેઠ કેખશરૂ ફરામજી મોદી, શેઠો મરજબાન મનચેરજી મરજબાન અને હોરમજદયાર કુવરજી કોયાજીને નેમ્યા હતા.[4]

---

તા૦ ૨૩ મી જુન.

રોજ ૧૨ માહ ૧૦ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—કાવસજી દીનશાહ એડનવાલા, સી. આઇ. ઇ.[5]—ઉમર વર્ષ ૭૩). એવણ ગરીબ માબાપને પેટે જનમ લઇ પોતાના ઉદ્યોગ, જાતી ચંચળાઇ, પ્રમાણીકપણું અને સારી નીષ્ટાથી વધી એક લક્ષાપતી શેઠીયાને દરજજે પુગા હતા. એવણે ઇ૦ સ૦ ૧૮૪૫ ના એપ્રેલ માસમાં ગુડ-ફ્રાઇડેને દીને એડનમાં પહેલવહેલો પગ મુકયો હતો, અને ત્યાંની એક પેહડીમાં મદદનીશ તરીકે રહ્યા હતા.

---

૧ એવણનાં ઊઠમણાં ઊદવારા તથા નારગોલ મધે કરવામાં આવ્યાં હતાં. ઊદવારાની અંજુમને એમનું નામ જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાને ઠેરવ્યું હતું.

૨ શેઠ કેખુશરો નવરોજજી કાબરાજીના જમાઇ.

૩ એવણની યાદગારી રાખવા માટે એક ફંડ ઊભુ કરવાને એમના મિત્રોની એક સભા તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૦૦ ને દીને નોવેલટી થીએટરમાં ટેકનીકલ ઇ૦ ના પ્રીન્સીપાલ મી૦ હયુમોનીનાં પ્રમુખપણા હેઠલ ભરાઇ હતી. જે મધે રૂ.૨૦૦૦) ભરાયા હતા, અને તે રકમમાંથી ખંડાલે ગરીબ જરથોસ્તીઓ માટેનાં સેનીટેરીયમમાં એવણને નામનો એક બ્લાક બંધાવ્યો હતો.

૪ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુન ૧૯૦૦.

૫ શેઠો હોરમજજી, એમ. વી. ઓ.: કેકોબાદ, શ્યાવકશાહ અને શોરાબજી કાવસજી એડનવાલાના બાવા.

તે વખતે એવણને તે જમીનપરની પોતાની ભવીષની જાહો-
જલાલીનો ખ્યાલ પણ ન હશે. પાંચ વરસમાં એવણે ત્યાં
પોતાની જુદી પેહડી સ્ટીમર પોઇંટ ઉપર ઉઘાડી હતી,
અને ત્યાં પોતાના ધંધાસર એક નાહનું મકાન બાંધ્યું,
જે આજે વધતાં ત્યાં એક મેહલ જેવી ઇમારત થઇછે.
તે વેળા એ મરહુમ શેઠ પોતે જાતે મેહનત કરી કલાકો
સુધી તડકામાં ઘોડાપર સવારી કરતા. એ પછી સ્ટીમર
પોઇંટ તરફ ઇસ્ટ ઇંડીઆ કંપનીનાં બારકસો તથા મેલ
સ્ટીમરો ઉભાં રેહવા લાગવાથી એવણની પેહડીનું કામ
ધીકવા લાગ્યું, અને દરેક જાતનાં કંટ્રાકટો વગેરે લઇ
સરકારને તે વેળાએ ઘણી ઉપયોગી મદદ કીધી હતી. તે
વેળાના એડનના પેહલવેહલા પોલીટીકલ એજંટ કેપટન
હેનસે એવણની કીમતી નોકરીના બદલામાં એક મોટું
ઘડીઆળ ભેટ આપ્યું હતું. એ પછી એડનમાં રેસીડનસી,
બરાકો, ગોડાઉનો, સરકારી તથા વેપારીઓની આફીસો
બંધાયાં હતાં અને એડન એક ધીકતું બારૂં થઇ પડયું
હતું, જેને ઉપયોગી બનાવવામાં એ મરહુમનો મોટો હાથ
હતો. એડન મધે પાણીની તંગાશ અને બેમારીને લીધે
એવણે પાણી મીઠું કરવાના સાંચાઓ ખોલ્યા હતા, તથા
બરફનું કારખાનું, શરાબી પેહડી અને વીજળીક તારની
ઓફીસો ઉઘાડી હતી. ઇંગ્લંડ તથા બીજા પરમુલકોની
ડઝન ઉપર આડતો એવણની પેહડી હસ્તક હતી. વેલાત
તથા મુંબઇની છ સાત સ્ટીમર કંપનીની એજંસીઓ
એવણની પેહડી હસ્તક હતી, તેમજ સ્પેન અને પોર્ટુગલ
દેશોનાં એડન ખાતેના કોનસલ પણ એવણનીજ પેહડી
હતી. ૧૮૬૭ ની એબીસીનીયાની લડાઇ વખતે, તથા
૧૮૮૨ ની સુઆકીમની ચઢાઇ વખતે એવણે ઇંગ્રેજી
લશ્કરખાતાંને ઘણીક મદદ કરી હતી. વેપાર ધંધામાં
પગભર થયા પછી એવણે દરેક પ્રજાઉપયોગી કામોમાં
પોતાની સખાવતનો દસ્ત લંબાવ્યો હતો. પેહલવેહલી
એડન મધે એઓએ એક નાની દરેમેહેર ૧૮૫૪ માં
બંધાવી હતી. ૧૮૭૦ માં આગેવાની કરી એડન મધે
એક લાઇબ્રેરી ઉઘાડી હતી. ૧૮૭૩ માં પોતાનાં વેપારનાં
કારણસર મેશરસ ફારબસની કંપની પાસેથી 'સર બારટલ
ફ્રીઅર' નામની સ્ટીમર રૂ૩૭૫૦૦ ની કીમતે ખરીદી
હતી. ૧૮૭૫ માં મુંબઇ મધે પોતાને ખરચે 'કાવસજી
દીનશાહ રીડીંગ રૂમ અને લાઇબ્રેરી' ને નામે એક
પુસ્તકખાનું ઉઘાડયું હતું, કે જે હાલમાં પુનાની આલ-
બર્ટ ઇન્સ્ટીટયુટ સાથે જોડી નાખવામાં આવ્યુંછે. મરહુમ
શેહેનશાહ એડવર્ડ તે તે વેળાના પ્રીન્સ ઑફ વેલ્સ પહેલ-
વહેલા તા૦ ૧ લી નવેમબર ૧૮૭૫ ને દીને એડનમાં
ઉતરયા તે નામદારને એડનની વેપારી આલમ તરફથી એક
માનપત્ર એવણે જામાજીછોડી સાથના પારસી લેબાસમાં ઉભા
રહી વાંચી સંભળાવ્યું હતું. શાહજાદો એવણની સાથે ફરી
એડનની જોવા લાયક જગાઓ નીહાળવા ગયા હતા. એ
પધરામણીના યાદગારીમાં એવણની આગેવાની હેઠળ ત્યાંના
રેહવાસીઓએ એક મોટું ફંડ ઉભું કરી 'પ્રીન્સ ઑફ વેલ્સ
ચેરીટેબલ ડીસ્પેનસરી'ના નામથી એક ધરમનું દવાખાનું
સરકારની મારફતે ઉઘાડયું હતું. એ ફંડમાં એવણનો મોટો
હીસો હતો. એડનમાં એવણે ૧૮૫૪ માં બંધાવેલી દરેમેહેર
જુની થવાથી મોટો ખરચ કરી એડન મધે એક નવી ભપકા-
દાર દરેમેહેર બંધાવી તે મધે નવા આલાતથી આતશ
આદરાનનો કેબલો તા૦ ૮ મી અકટોબર ૧૮૮૩ ને
દીને પરઠાવ્યો હતો. એડન ઉપરાંત એવણે પોતાની પેહડી
જંગબાર ખાતે પણ સ્થાપી હતી, અને ત્યાં પણ કેટલીક
સખાવતો કરી હતી. એડનનાં બારાં માટે પોર્ટ ટ્રસ્ટ
એકટ ચાલુ થયા પછી સને ૧૮૮૯ ના મારચ માસમાં
એવણને ત્યાંનાં બારાંના પહેલવહેલા એક પોર્ટ ટ્રસ્ટી
નેમ્યા હતા. એડન મધે એવણે લંડનથી એક મોટી
લોખંડની તરતી ગોદી બનાવી મંગાવી તે તા૦ ૧૨ મી
જુન ૧૮૯૩ ને દીને પાણીમાં ઉતારી હતી. એ ગોદીને
'દીનશાહ પોનટુન' કરી નામ આપવામાં આવ્યું હતું,
૧૮૯૪ માં નામદાર મહારાણીજીની સાલગીરેહને દીને
એવણને સી. આઇ. ઇ. અથવા કમપેનીયન ઑફ ધી
ઇંડયન એમપાયરનો ખેતાબ મળયો હતો. તા૦ ૧૨ મી
એપ્રેલ ૧૮૯૫ ને દીને એવણે એડનમાં પગ મુકયાને
બરાબર ૫૦ વરસ પુરાં થયાં તેનો 'જ્યુબીલી ડે' ધામ-
ધુમથી પાળવામાં આવ્યો હતો. એડન મધે તવાહી ખાતે
એવણે પોતાનાં ધણીઆણીને નામે એક ધરમનું દવા-
ખાનું બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસપેનસરીને નામે તા૦
૯ મી જાનેવારી ૧૮૩૫ ને દીને ખુલ્લું મુકયું હતું,
અને તેના જાથુકના નીભાવ માટે રૂ.૫૦,૦૦૦) ની રકમ
અલાહેદી કહાડી હતી. મુંબઇમાં મરકીના શરૂઆત-
માં પારસી આસપીટલ માટે એવણે ઘણીક મદદ કીધી
હતી. ૧૮૯૯ માં પોતાનાં ધણીઆણી મરહુમ બાઇ
જરબાઇનાં નામથી લાનોલી મધે એક દરેમેહેર બંધાવી
પરથાવી હતી. ૩૦ વરસ સુધી આટલીબધી જાહોજલાલી
ભોગવ્યા છતાં કશી રીતનો ગર્વ કે ગુમાન રાખતા હતા
નહીં અને પોતે મેળવેલી કમાઇની દોલતનો સારો ભાગ
મનુષ્યજાતનાં કલ્યાણ માટે સખાવતનાં કામોમાં ખરચી
પોતાનાં દીલ સાથે સંતોષ મેળવ્યો હતો.'

---

તા૦ ૨૫ મી જુન.

રોજ ૧૪ માહ ૧૦ (દેં૦) ૧૨૬૯ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ કાવસજી દીનશાહજી એડન-
વાલા, સી. આઇ. ઇ. નાં ઉઠમણામાં તેમની પોતાની

---

૧ ઇંગલાંડમાં પ્રગટ થતાં "ગ્રાફીક" ના તા૦ ૭ મી જુલાઇ ૧૯૦૦ ના આંકમાં મરહુમની એક તસવીર તથા જીંદગીનો થોડોક અહેવાલ પ્રગટ થયો હતો.

પુંજીમાંથી રૂ.૩૦૦૦૦), દીકરાઓ શેઠ હોરમજજી, કૈકોબાદ, શેરાબજી, અને શાવકશાહે રૂ.૯૦૦૦, દીકરીઓ બાઇઓ કુવરબાઇ વીધવા રતનજી દોરાબજી એડનવાળા, આઇમાઇ ધણી રૂસતમજી દોરાબજી એડનવાળા, અને શીરીનબાઇ ધણી દારાશાહ પેશતનજી એડનવાલાએ રૂ.૬૦૦૦), વહુઓ બાઇઓ માણેકબાઇ ધણી હોરમજજી કાવસજી, ખરશેદબાઇ ધણી કૈકોબાદ કાવસજી, ધનબાઇજી ધણી શેરાબજી કાવસજી, અને આવાંબાઇ ધણી શાવકશાહ કાવસજીએ રૂ.૨૦૦૦), બાઇ શેઠ દોરાબજી દીનશાહજી એડનવાલા તથા ધણીઆણી ડોશીબાઇએ રૂ.૫૦૦૦), ભત્રીજાઓ શેઠ મનચેરજી, રૂસતનજી, અને દીનશાહ દોરાબજી એડનવાળા તથા તેમનાં ધણીઆણી બાઇઓ ધનબાઇજી, આઇમાઇ અને બપાઇજીએ રૂ૬૦૦૦), ભત્રિજીઓ બાઇઓ ધનબાઇજી ધણી રૂસતમજી મેહરાંમજી ખરાસ, પુતલીબાઇ ધણી એરચશાહ દોરાબજી કોપર, અને નવાજબાઇ ધણી ફરામજી નવરોજજી બનાજીએ રૂ.૧૫૦૦), મરનારનાં નબીરાંઓ તથા દોતરાંઓએ રૂ.૧૩૦૦), તથા બીજાં ખેશીઓ અને મિત્રોએ રૂ.૮૫૭) મલી રૂ.૫૮૬૫૭) ધર્મખાતાઓમાં આપ્યા હતા.

ઉઠમણાની સેવરે દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસ્પઆશાનાએ મરહુમ શેઠ કાવસજીની સ્તુતીમાં કેટલુંક કહી સંભલાવી તેમનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાની દરખાસ્ત કીધી, જેને એડનના પંથકી એ૦ ફરામજી રૂસતમજી કોટવાલે ટેકો આપ્યો હતો, અને સર્વેએ મંજુર રાખી હતી.

પાછલી રાતનાં ઉઠમણામાં મરહુમની પુંજીમાંથી બીજા રૂ.૨૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

ખાનબાહદુર ડાકટર નશરવાનજી હોરમજજી ચોકસીને જરમનીની ફ્રીબરગ યુનીવરસીટીએ એમ. ડી. (ડાકટર ઑફ મેડીસીન) ની હાનરરી પદ્વી એનાયત કીધી હતી, જ્યારે જરમન વીદ્વાન ડાકટરોનું કમીશન મુંબઇ મધે મરકીને લગતી બાબદનો અભ્યાસ અને તપાસ કરવા અત્રે પધારયું હતું, ત્યારે તેને ડાકટર ચોકસીએ કીમતી મદદ આપી હતી, તેમજ મરકીના મુળ, ખાસિયત, ઉપાય ઇત્યાદીના સંબંધમાં કેટલીક શોધખોળ કરીને વૈદક વીદ્યાની ડાકટર ચોકસીએ સારી સેવા બજાવી, તેની પીછાનમાં તેઓને આ પદવી આપવામાં આવી હતી.[2]

---

### તા૦ ૨૭ મી જુન.

નવરોજજી માણેકજી ફીટર નામના ૫૦) વર્ષની ઉમરના એક પારસી ફીટરે ગઇ તા૦ ૧૬ મી આપરેલે રાતનાં પરેલ મધે ભોયવાડામાં પોતે રાખેલી બાસટીન નામની ૩૫) વર્ષની વયની એક મધરાજી સ્ત્રીનું તેણીનાં માથાં ઉપર મોટો પથર મારી ખુન કીધું હતુ, અને જેને કોરોનરે જુરી ભરી તે વાંકસર શેશન કમીટ કીધો હતો, તેની તપાસ અપરાધીઓની છાંડણ કરનારી શેશનમાં નામદાર જસટીસ કેનડી તથા ખાસ જુરીની હજુરમાં બે દીવસ સુધી ચાલ્યા બાદ આજ દીને તેને જન્મદેશ-નિકાળની સજા કીધી હતી.[3]

---

### તા૦ ૨૮ મી જુન.

મુંબઇના નામદાર ગવરનર લોરડ નાર્થકોટે આજ દીને પુણા મધે કૌનસીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો **પ્રાઈવેટ આનત્રીમાં** ત્યાં હાજર થયા હતા:—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સરદાર ખાનબાહદુર દોરાબજી પદમજી, ડાકટર કાવસજી હોરમજજી, શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા.[4]

---

### તા૦ ૩૦ મી જુન.

• મરહુમ શેઠ કાવસજી દીનશાહજી એડનવાલા, સી. આઇ. ઇ. નાં મરણ બાબે દલગીરી બતાવવા એડનમાં ત્યાંના જરથોસ્તીઓની એક સભા મેહરવાન બાગમાં મલી હતી, તે વેળાએ એવણનાં મરણથી એડનના જરથોસ્તીઓને ગયલી ખોટ બાબે દલગીરી બતાવી એમની યાદગારીમાં એક ફંડ ઉભું કરવાનો તથા એમની જગાએ એડનની જરથોસ્તી કોમના વડા અકાબર તરીકે એમના વડા બેટા શેઠ હોરમજજી કાવસજીને નેમવાના ઠેડાવો થયા હતા.[5]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૬–૨૭ મી જુન ૧૯૦૦.

લેનોલી, ચીકલી તથા નવસારીમાં મીનોચેહરહોમજીવાલી દરેમેહરમાં પણ એ મરહુમના ઊઠમણાં થયાં હતાં.

એડન મધે થયલાં એમનાં ઊઠમણાંમાં એમનાં ખેશીઓ તરફથી રૂ.૧૫૦૦૦) તથા પેઢીનાં માણસો અને મિત્રોએ રૂ.૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. (જામે જમશેદ, તા૦ ૯ મી જુલાઇ ૧૯૦૦.)

જંગબાર મધે થયલાં એમનાં ઊઠમણાંમાં ખેશીઓ તરફથી રૂ.૧૧૬૯) તથા પેઢીનાં માણસો અને મિત્રોએ રૂ.૬૨૮ મલી રૂ.૧૭૯૭) ધર્મખાતે આપ્યા હતા. (જામે જમશેદ, તા૦ ૨૩ મી જુલાઇ ૧૯૦૦.)

૨ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૫ મી જુન ૧૯૦૦.

એ પદ્વીની સનંદ જરમનીની યુનીવરસીટીએ મુંબઇની યુનીવરસીટી ઉપર મોકલવાથી તે તા૦ ૨૫ મી જાનેવારી ૧૯૦૨ ને દીને સેનેટની સભા મળી તે વેળાએ વાઇસ-ચાનસેલર મી૦ જસટીસ કેનડીએ ડા૦ ચોકસીને હાથોહાથ આપી હતી.

૩ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૨૮ મી જુન ૧૯૦૦.

૪ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૩૦ મી જુન ૧૯૦૦.

૫ જામે જમશેદ, તા૦ ૯ મી જુલાઇ ૧૯૦૦.

તા૦ ૨ જી જુલાઈ.

રોજ ૨૧ માહ ૧૦ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

શેઠ ડોશાભાઈ ફરામજી કરાકા, સી. એસ. આઈ. એ સુરત મધે નાનપરા નજદીક કુમસુ જવાના રસ્તા ઉપર રૂ.૨૫૦૦) ને ખરચે એક સુંદર ફુવારો પોતાના બાવા મરહુમ શેઠ ફરામજી દાદાભાઈ કરાકાની યાદગારીમાં ત્યાંના કલેકટરની મારફતે બંધાવી આપ્યો હતો.[1]

---

તા૦ ૪ થી જુલાઈ.

રોજ ૨૩ માહ ૧૦ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી મેહરવાનજી માસટર અથવા મીનવાળા[2]—એવણ સુરતના વતની હતા, પણ લગભગ ૪૦) વર્ષ ઉપર તારાપોરની છોકરાઓની ઇંગ્રેજી સ્કુલના શીક્ષક નેમાઇ સુરતથી ત્યાં આવ્યા હતા, અને તે ઘણી કાળજીથી ચલાવી હતી. એ નિશાળ બંધ થવા બાદ પણ એવણ તારાપોરમાંજ રહ્યા, અને ત્યાંજ મરણ પણ પામ્યા, અને તે ગામમાં દોખ્મું, દોખ્માપર જવાની સડક, દવાખાનું, ખાડીપરનો પુલ, જુની દરેમેહરની મરામત વગેરે કામમાં એવણની આગેવાની હતી. આ બધી સેવાઓની પીછાનમાં તારાપોરના પારસીઓએ એવણને એક જાહેર મેળાવડામાં માનપત્ર તથા પરસ ભેટ કીધાં હતાં.

---

તા૦ ૧૩ મી જુલાઈ.

રોજ ૨ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—નવરોજજી માણેકજી કાંગા—ઉમર વર્ષ ૨૬). એવણ અવસ્તા, પેહલવી, ફારસી વગેરે ભાષાઓનું સારું જ્ઞાન ધરાવતા હતા, અને આપણી યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષાનો અભ્યાસ કરતાં, ફોર્ટ હાઇ સ્કુલમાં થોડા કલાક ફારસીના શિક્ષક તરીકે રોકાયલા હતા. પેહલવી વંદીદાદના ગુજરાતી ઇંગ્રેજી તરજુમા તથા ૧૯ મી સદીની રીવાયતના એવણ કર્તા હતા.

---

સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી, સી. આઇ. ઇ. એ સીટી ઑફ લંડનની છાતીનાં દરદો માટેની વિકટોરીઆ પાર્ક હાસ્પીટલમાં નામદાર માહરાણી વિકટોરીયાનું બ્રોનઝ ધાતુનું એક અરધાં કદનું બાહવલું ભેટ આપ્યું હતું તે લંડનના લૉરડ મેયર સર આલફ્રેડ ન્યુટને આજ દીને એક મોટા મેલાવડા હજુર ખોલ્લું મુકવાની ક્રિઆ કીધી હતી.[3]

---

તા૦ ૧૭ મી જુલાઈ.

રોજ ૬ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—દસ્તુર એરચજી શોરાબજી મેહરજીરાણા-ના[4]—ઉમર વર્ષ ૭૮). એવણમાં ફારસી તેમજ ઝંદ પહેલવી ભાશાઓનું સારું જ્ઞાન હતું અને ફારસી ભાશાના તો એક ચુનંદા અભયાસી લેખાતા હતા. આગલા વખતમાં ઇરાનથી અત્રે આવેલી સઘળી રેવાયતોનો મરનારે પુખ્ત અભયાસ કરયો હતો. ૧૮૬૨ થી ૧૮૮૭ સુધી એઓ અત્રેનાં મુલ્લાંફીરોઝ કેતાબખાનાના લાઇબ્રેરીયન હતા અને એ ૨૫ વરસના અરસામાં એ કેતાબખાનામાં જરથોસ્તી મહજબ તથા તવારીખને લગતી હાથની લખેલી બેસુમાર ફારસી ઝંદ પહેલવી વગેરે કેતાબોની નકલો પોતાને હાથે કરી હતી, જે સઘળી એ કેતાબખાનાને આજે દીપાવેછે. વીદ્યા અભ્યાસ ઉપરાંત મોબેદીનાં કામો તથા ક્રીયાકામોમાં પણ એઓ ઘણા ખબરદાર હતા. ૧૮૬૩ માં 'તાવહમીનમાને' તથા 'યા વીશાદ' ના આફ્રીનગાનના કરદા વીશે એવણે મુંબઇમાં કેટલીક જીકર ઉઠાવી હતી અને કેટલાંક ચોપાનીઆં પણ પ્રગટ કરયાં હતાં. ૧૮૬૪ માં મુંબઇની જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળીની શરૂઆતથીજ એવણ તેમાં સામેલ થયા હતા અને ૧૮૬૯ થી ૧૮૭૫ સુધી તેનાં પ્રમુખનું માન ભોગવ્યું હતું. ૧૮૬૯ માં એવણે ખુજવરસ અને પહેલવી ભાશાના બોલોને લગતી એક 'ફરહંગ' તથા 'રેહબરે

---

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૦૦.

એ ફુવારાપર નીચે મુજબ તખ્તી છે:—

આ ફુઆરો<br>
સુરતની મીયુનીશીપાલીટીની પરવાનગીથી<br>
સુરતના આગળા રહેવાસી<br>
મરહુમ શેઠ ફરામજી દાદાભાઇ કરાકાની યાદગારીમાં<br>
એવણના દીકરા મુંબઇવાલા ડોશાભાઇ ફરામજી<br>
કરાકા સી. એસ. આઇ. પ્રજાના વપરાશ<br>
માટે બાંધીયો છે.<br>
૧૨૬૯ યજદેઝરદી.

---

By kind permission of the Municipality<br>
for the use of the Public in Memory<br>
of the late Framji Dadabhai<br>
Karaka formerly of Surat<br>
By his son<br>
Dossabhai Framji Karaka, C. S. I.<br>
of Bombay.

૨ શેઠ નાહરશાહ નશરવાનજી માસટર (સબ જડજ) વગેરેના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૬ થી આગસ્ટ ૧૯૦૦.

એ બાબે નામદાર માહરાણીજીએ તથા પ્રીન્સ ઑફ વેલ્સે સર મનચેરજીપર પત્રો લખી એમનો ઉપકાર માનદો હતો.

૪ નવસારી પ્રકાશના માજી અધીપતિ દસ્તુર રૂસ્તમજી જામાસપજી મેહેરજીરાણાના કાકા તથા શેઠ અરદેશર ખરશેદજી દસ્તુરના વીગેરેના બાપાવા.

દીને જરથોસ્તી' નામની જરથોસ્તી મહજબને લગતી કેટલીક બીનાઓની એક ચોપડી તથા પશતં બા માએનીને નામે કેટલીક યશતોના ગુજરાતી તરજુમાનાં પુસ્તકો રચી પ્રગટ કરવાં હતાં. પોતાની આંખનું નુર ઓવાથી એવણ ઘણા બેચેન થઇ ગયા હતા, અને ૧૮૯૭ ના એપ્રેલ માસમાં પોતાનું ખાનગી કેતાબખાનું બે મોટી કબાટ ભરી નવસારીનાં મેહેરજીરાણા કેતાબખાનાને ભેટ આપ્યું હતું, કે જેમાં ઘણીક નામીચી તથા ઉપયોગી કેતાબો છે.

આ ઉપરાંત એમનાં મરણ વેળા તા૦ ૨૧ મી જુલાઇ ૧૯૦૦ ના "જામે જમશેદ" માં આવેલી નોંધ નીચે ઉતારી લઇએ છીએ:—

એવણે જરથોસ્તી ધર્મને લગતી બારીક ક્રીયાઓ કેમ કરવી તે વીશે ઘણાં પુસ્તકો લખ્યાંછે, તેમજ જરથોસ્તી ધર્મને લગતા સવાલ જવાબો સાહદતો સાથે ઘણી ચોપડી-ના આકારમાં લખ્યાછે, જે બહુ ઉપયોગી છે. જરથોસ્તી ધર્મને લગતી કોઇપણ બાબદ જોવી હોય તો તે મરનારનાં કેતાબખાનામાંથી જરૂર મળી આવશે, એમ કહેવામાં સરાહગાત જેવું કશું નથી. મરનાર ફારસીમાં ઘણા કાબેલ હતા, અને એ ભાશામાં કેટલાંક લખાણો કર્યાંછે, જેવાં કે—"માહીઆરનામું" (દસ્તુર મેહેરજીરાણાનો હેવાલ), "ફરોગે આઇન" (જરથોસ્તી ધર્મને લગતા સવાલ જવાબો), મોનાજાતો, "પંદ નામે એરચ," "તારીખે આતશબેહેરામ નવસારી," યજશને તથા વંદીદાદની સીફત-ના બેતો, ખા૦ બા૦ દાદાભાઇ હોરમસજી દુબાશ, શેઠ રૂસ્તમજી ડાસાભાઇ શેઠના તથા શેઠ બેહેરામજી સીરવાઇની તારીફના બેતો. એ ઉપરાંત ગુજરાતીમાં નામ સેતાયશનીનો રેસાલો, "રદીએ ફરમાને દીનનો" રદજવાબ, "ઇઆ-વીસાદ" ની બાબદમાં દસ્તુર પેશોતન સામે રદજવાબ, "તાવહમીનમાને" તથા બીજા સવાલો મર્હુમ શેઠ મેર-વાનજી માણેકજી શેઠનાએ પુછ્યા હતા, તેના જવાબો વગેરે છપાયા વગર રહી ગયાછે. કહેછે કે છેલ્લાં લખાણથી મર્હુમ શેઠ મેરવાનજી તથા શેઠ ખ. રૂ. કામાં ઘણા ખુશ થઇ ગયા હતા. એ લખાણમાં અનેક સાહદતો ટાંકવામાં આવી-છે. મરનાર યોજદાથ્રેગરીનાં કામમાં એક્કા હોવાથી ભણ-તરમાંથી મોટી સાબેતીઓ સેહેલાઇથી આપી શકયા હતા, તેમજ મર્હુમ દસ્તુર પેશોતન સંજાનાએ એક શેહેરમાં એકથી વધારે આતશબેહેરામ નહી થાય એવો જે ફતવો આપયો હતો, તે માટે એરવદ જીવનજી મોદીએ એ મર્હુમ દસ્તુરજીને સવાલ પુછાવ્યો હતો. દસ્તુર પેશોતનના ફતવા વીરૂધ મરનારે અવસ્તા, પહેલવી તથા તવારીખની કેતાબો-માંની પુશકળ સાહદતો ટાંકી એરવદ જીવનજીની ખાત્રી કરી હતી, તેમજ "સારેસતાને ચેઆર ચમન" નામની મોતેબર ફારસી કેતાબનો ગુજરાતી તરજુમો મરનારે કર્યો હતો. કમનસીબે આ સઘળું છપાયા વગર રહી ગયુંછે.

પણ સારેસતાનના તરજુમાની નકલ પણ મરનારની લાઇ-બ્રેરીમાં જોવામાં આવતી નથી, કારણકે મરનારના અંધાપા-નો ખરાબ લાભ લઇ કેટલાક "સાહુકારો" મરનારનું કેતાબખાનું જોવાને બહાને કેટલીક કીમતી ચોપડીઓ તફડાવી ગયાછે, જેમાં મજકુર કેતાબ તથા ઇરાનથી આવેલાં કાગજોની નકલની ચોપડી ખાસ ધ્યાન ખેંચેછે. કેટલાકોને જુના કીમતી હસ્તલેખો ફક્ત પોતાના કબજામાં રાખવાનો ઘણો અભખરો હોયછે, અને પોતાને કાંઇ થાકતું નહી હોવા છતાં, ઘાસની ગંજીપરના કુતરા માફક બીજા કોઇને તેનો ઉપયોગ પણ કરવા દેતા નથી. આવી રીતે ઘણી કીમતી ચોપડીઓ ઉધઇનો ખોરાક થઇ પડેછે, જે બીના અફસોસકારક છે. સારાં નસીબે સારેસ્તાનના તર-જુમાની બીજી નકલ એ મરહુમે શેઠ દાદાભાઇ દુબાશને ભેટ આપી હતી. તે તેવણના વારસોના હાથમાં છે. મેસર્સ દુબાશ ભાઇઓને આ તકે ભલામણ થઇ શકે કે, એ કેતાબ મરનાર તરફનાં માનની ઇધાણી દાખલ મરનારનાં કેતાબખાનામાં ભેટ આપવી, કે જેથી તે ગુમ થઇ જવાની ધાસ્તી રહે નહી, અને તેનો સાર્વજનીક ઉપયોગ થાય. એ કેતાબ છપાવવી જરૂરની છે, માટે મેસર્સ દુબાશ બીરાદરો અથવા સર જ. જી. ત્રાનસલેશન ફંડની મદદથી એ કામ થશે, તો જરથોસ્તી ટોળાની એક કીમતી સેવા બજાવેલી ગણાશે. કાંઇખી કરીને મરનાર દસ્તુર એરચજીની જેહેમતભરી મેહેનત ફોકટ જતી બચા-વવી જોઇયેછે. જરથોસ્તી ધરમ તથા તવારીખનો અભ્યા-સીજ મરનારની કદર બરાબર બુજી શકશે. મરનારની ખોટ ફક્ત મેહેરજીરાણા ખાનદાનનેજ નહી, પણ પારસી આલમને ગઇછે. મરનાર જો આંખે અપંગ નહી હતે તો હજી બીજું ઘણું કરી શકતે, એમ માલમ પડેછે. પારસી ધર્મ તથા રીવાજને લગતા ગુચવણભર્યા સવાલો મુંબઇ તથા દેશાવરોથી મરનારને પુછાવવામાં આવતા હતા, જેના જવાબો સાહદતો સાથે આપી દરેક જણને તેવણ સંતોશ આપતા. મરનારે એક ચોપડીમાં અનેક બાબદો લખીછે, જેથી સાધારણ રીતે કોઇ બાબદ જોતાં બહુ ગુંચવણ પડેછે. જરથોસ્તી ધર્મના અભ્યાસીઓએ મરનારનું કેતાબ-ખાનું જે દસ્તુર મેહેરજીરાણા લાઇબ્રેરીમાં જુદી કબાટોમાં સાચવી રાખવામાં આવ્યુંછે, તે જાતે એકવાર જોવું એવી મારી ભલામણ છે. પણ એ કેતાબખાનાનું લીસ્ટ કેટલીક રીતે ખોટું અને અસંતોશકારક છે એમ જણાવવાની ફરજ પડેછે. કેતાબખાનાનું લીસ્ટ ગોઠવવું એ કાંઇ જેવું તેવું કામ નથી, માટે કોઇ કાબેલ હાથે તે થવું જોઇયે. એ કેતાબખાનાથી મેહેરજીરાણા લાઇબ્રેરીની કીમત તથા નામનામાં મોટો વધારો થયોછે, અને હવે તે મુલ્લાંફીરોઝ લાઇબ્રેરી ઉપર પણ સરસાઇ ભોગવતી જણાવવામાં આવે-છે. ગોસ્તના ખોરાક તથા મરણ પાછળના મોટા ખરચોની

વિરૂધ મરનારના વીચાર હતા, અને તે પ્રમાણે પોતાના વસીયતનામામાં પણ નસીયત કરી ગયાછે. મરનારના ઘડા બઇ મેહેરજીરાણા ખાનદાનના જવાન નબીરાઓ જરથોસ્તી ધર્મના અભ્યાસ ઉપર પોતાનું મન દોડાવતા રહે, તો બહુ સારૂં.

---

તા૦ ૧૮ મી જુલાઇ.

રોજ ૭ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—રતનજી નશરવાનજી કોઠાવાળા[1]—એવણ વડોદરા તથા અમદાવાદની જેલના સુપ્રીન્ટેન્ડંટ હતા. વડોદરાની જેલ સને ૧૮૮૧ માં મરહુમ માજી દીવાન સર ટી. માધવરાવના દીવાનપદ દરમ્યાન સ્થાપવામાં આવી હતી. શરૂઆતમાં તે જેલનો વહીવટ બ્રીટીશ રાજ્યના બાહોશ અને અનુભવી અમલદાર મરહુમ શેઠ રતનજી નશરવાનજી કોઠાવાળાને સોંપવામાં આવ્યો હતો. પોતાના બોહોળા અનુભવ અને જાતી બાહોશીથી તેવણે તે જોખમભરેલો ઓધો લાંબો વખત ભોગવી આ જેલમાં વીધવીધ સુધારા વધારા કરી બ્રીટીશ જેલોની પંકતીએ તેને મેલી હતી. તેવણ અમદાવાદની પારસી પંચાયતનાં ફંડના એક ટ્રસ્ટી હતા, અને તયાં ૧૮૭૫ માં આવેલી રેલ વખતે પારસીઓને ઘણીક મદદ કરી હતી.

---

તા૦ ૨૨ મી જુલાઇ.

રોજ ૧૧ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—એમ૦ દારાબજી ભીખાજી ભરડા[2]—તારાપોરવાળા મરહુમ શેઠ ભીખાજી દોરાબજી ભરડાના વડા દીકરા. એવણના બાપ કાકા દમણ ખાતે વેપાર ચલાવતા હતા, અને તેઓને માંડવીના રાજા તરફથી ઇનામી જમીન ઉદવાડા ખાતે મલી હતી. એવણે પોતાની આખી જીંદગી દમણ ખાતેજ ગુજારી હતી. એવણની માલવા તથા પટણા અફીમની એજંસી હતી, જે પાછળથી શેઠ માણેકજી કાવસજી દમણવાલાને હસ્તક ગઇ હતી. એવણ અસલી વિચારના ચુસ્ત જરથોસ્તી હતા.

---

તા૦ ૨૩ મી જુલાઇ.

રોજ ૧૨ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—અરદેશર રૂસતમજી દીવેચા[3]—ઉમર વર્ષ ૫૭). પોતાના વડવાઓનાં ઇનામી ગામ માહવલના પોટ તરીકે તેનો વહીવટ અને આબકારી તથા મીઠાંનો અગરનાં કંટ્રાકટનું કામ કરતા હતા.

---

**મરણ**—બહમનજી શેરાબજી જીનવાલા[4]—ઉમર વર્ષ ૪૫). એવણ ભરૂચના રેહવાસી હતા, અને ગાયકવાડી હદનાં એક ગામમાં જીનીંગ ફેકટરી ઉઘાડી, પાછળથી તેમાં સુધારો કરી એક બીજી નવી ફેકટરી સ્થાપી હતી, અને ભરૂચની મ્યુનીસીપાલીટીના એક જુના કમીશનર હતા, તથા તેના વહીવટમાં સારો ભાગ લેતા હતા.

---

તા૦ ૨૬ મી જુલાઇ.

રોજ ૧૫ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી વીરજીભાઇ ગોઇપોરીઆ ઉર્ફે વીરજી—ઉમર વર્ષ ૪૩). એવણ અત્રેની "પારસી નાટક મંડળી"ના એક આગેવાન ખેલાડી હતા, અને એ મંડળી સાથે સીકંદરાબાદ ખેલો કરવા ગયા હતા, ત્યાં ગુજર્યા. એવણને ઉર્દુ ઉસ્તાદી ગાયનોનો ઘણો શોખ હોવાથી મોટે ખરચે તેની તાલીમ લીધી હતી, અને "હામાન," "બકાવલી" વગેરે જુના લોકપ્રીય ખેલોમાં ઉસ્તાદી ગાયનોથી એવી લોકપ્રીયતા મેલવી કે એ લેહજતદાર ગાયનો મોહલ્લે મોહલ્લે ગવાવા લાગ્યાં.

---

તા૦ ૨૮ મી જુલાઇ.

રોજ ૧૭ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—રતનજી જીવણજી વકીલ, દેહણુના—ઉમર વર્ષ ૪૮). એવણ દેહણુના એક જાણીતા વકીલ હતા. તે તરફના ગરીબ લોકોને એવણ સારી સલાહ આપવા માટે જાણીતા હતા.

---

તા૦ ૨૯ મી જુલાઇ.

રોજ ૧૮ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—આદરજી દોરાબજી ઘાસવાલા[5], પુનાના—ઉમર વર્ષ ૭૦). એવણે પુના શેહેરનો તેમજ સતારાનો દારૂનો ઇજારો ૧૮ વર્ષ સુધી ચલાવ્યો હતો, તે પછી પુનાના મુંડવા ગામમાં પહેલવહેલી "શુગર ફેકટરી" સ્થાપી હતી, જયાં રમ દારૂ પણ બનાવતા હતા. આબકારીખાતાંએ પેહલાં એ ફેકટરીને ઉત્તેજન આપ્યું, પણ પાછળથી જો એ દારૂ મોટા જથ્થામાં નીકળે તો દેશી દારૂનો ખપ ઘટી જાય ને ઇજારદારને નુકસાન પોંહચે તેથી ઉત્તેજન બંધ કીધાથી તેના સંબંધમાં એવણે નામદાર

---

૧ શેઠો રૂસતમજી, નરીમાન, પીરોજશાહ, ડોકટર, તેમુલજી, માલકમ, પેજનજી, અને ડા૦ મરઝબાન રતનજી કોઠાવાળાના બાવા.

૨ શેઠો કાવસજી અને જાલભાઇ (ન્યુ હાઇ સ્કુલવાલા) દોરાબજી ભરડાના બાવા.

૩ શેઠો જીજીભાઇ, શાપુરજી, તથા ખરશેદજી અરદેશર દીવેચા વગેરેના બાવા.

૪ શેઠો શેરાબજી બી. એ., એલએલ. બી., રૂસતમજી તથા દીનશાહજી બહમનજી જીનવાલાના બાવા.

૫ શેઠો ફ્રેમજી (બેરીસ્ટર) અને અરદેશર આદરજી ઘાસવાલાના બાવા.

બાજસરાય સુધી લડત ચલાવી હતી. પુના મ્યુનીસીપલ બોર્ડના એવણ એક સભાસદ હતા અને અમદાવાદ ગયા હતા ત્યાં અચાનક મરણ પામ્યા હતા.

તા૦ ૯ મી આગશટ.

લંડનની ત્રીનીટી કૉલેજની ગાયનની પરિક્ષામાં પસાર થઇ સરટીફીકેટ નીચલાં પારસીઓએ મેળવીછે:— (સીનીયર ડીવીઝન) મીસ આવાંબાઇ શાપુરજી સોરાબજી જસાવાળા, મીસ સુનાબાઈ શાપુરજી સોરાબજી જસાવાળા, (ઇનટરમીડીયેટ ડીવીઝન) મીસ બાઇઆઇ લીમજી-બાઇ પાલમકોટ તથા મી૦ જાલ ફ્રેમશહ કાબરાજી, (જુનીયર વીભાગની આનર્સની પરિક્ષા) મીસ જાઇજી કુવરજી સોરાબજી નાજર તથા મીસ પુતળીબાઇ કુવરજી સોરાબજી નાજર.[1]

તા૦ ૧૧ મી આગશટ.

શેઠ ફરેદુન ખુરશેદજી પાવરી, બી. એ. એ ઇંગલાંડ-ની કુપરસ હીલની રૉયલ ઇંડીઅન એનજીનીઅરીંગ કૉલેજના ઇજનેરની સેવટની પરીક્ષા ૩૦ ફતેહમંદ ચેલા-ઓમાં પહેલે નંબરે પસાર કીધી હતી.[2]

તા૦ ૧૪ મી આગશટ.

મુંબઇ મધે એતવાડીના રસ્તા ઉપર શેઠ શેરાબજી મેહરવાનજી તાડીવાલા નામના એક પારસીનું ચાર મજલાનુ મોટું ઘર આજ દીને બપોરનાં બાર વાગાને શુમારે પડી ગયું હતું, જેથી એ ઘરમાં રેહનારાં બાઇ મીઠીબાઇ તે શેઠ મેહરવાનજી રૂસતમજી જોશીનાં ધણીઆણી ૨૪) વર્ષનાં, બાઇ હીરાંબાઇ તે શેઠ શેરાબજી મેહરવાનજી તાડીવાલાનાં ધણીઆની ઉમર વર્ષ ૨૬), તેણીનો સાવકો દીકરો પીરોજશાહ શેરાબજી તાડીવાલા ઉમર વર્ષ ૬), બાપુજી ખરશેદજી જોશી ઉમર વર્ષ ૨૪) અને સામે રેહ-નાર બાઇ રતનબાઇ તે શેઠ મનચેરજી જામાસપજી ભાઠેના-નાં ધણીઆની ઉમર વર્ષ ૩૦) જેઓ ઘરમાં કાંઇ કામસર મળવાને આવ્યાં હતાં તેઓ મળી પાંચ જણાં કચડાઇ મરણ પામ્યાં હતાં. આ હોનારતથી એતવાડી મધે રેહનારા પારસીઓમાં ઘણો ગભરાટ ફેલાયો હતો.[3]

તા૦ ૧૬ મી આગશટ.

આએ સાલની હાઇ કોરટ અને ડીસ્ટ્રીકટ પલીડર-ની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

**હાઈ કોરટ પલીડર**—કાવશજી જમશેદજી પેટીગરા.

**ડીસ્ટ્રીકટ પલીડર**—મેહેરામશાહ એદલજી પારડી-વાલા, મનચેરજી જમશેદજી દાદાભાઇ વાડીઆ.[4]

તા૦ ૩૧ મી આગશટ.

ઇરાનના નામદાર શાહ મુઝફરઉદદીન જેઓ હાલ યુરોપમાં મુસાફરીએ ગયા હતા તેઓએ શેઠ મનચેરજી મેહરવાનજી ભાવનગરીને પોતાનાં રાજ્યનો "શીરો ખોર-શેદ" નો ખેતાબ આપ્યો હતો.[5]

તા૦ ૪ થી સપટેમબર.

રોજ ૨૫ માહ ૧૨ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—રતુબાઇ તે મરહુમ બરજોરજી નવરોજજી લાકડાંવાલાનાં વીધવા, પુણાંનાં—ઉમર વર્ષ ૧૦૦). એવણ પુણા કાંપ મધે રેહતાં હતાં અને પોતાની ૧૦૦) વર્ષની વયે બેહેસ્તનશીન થયાં હતાં. "એમની જીંદગીનો હેવાલ આજના દોડાદોડી ને ઉછાછલા તથા ફાશીનની શોખી-યારીવાળા જમાનાને બોધ લેવાજોગ છે." ૨૫) વર્ષની ભરજવાન વયે વીધવા થયાં, ત્યારથી પોતાની ત્રણ બેટીઓ સાથ ખોદાની બંદગી અને ધરમધ્યાન ઉપર રાતદહાડો કહાડતાં, તેમજ અતીશય સાદાઇથી સાદો ખોરાક અને પોશાક ઉપર રેહતાં. એ સાથે પાકો એકાંત-વાસ સાધુ સરીખો ગુજારતાં. કદીપણ પોતાના અતલગના એશીઓને ત્યાં શાદી રામશનીમાં જતાં નહી અને કોઇ અતીશય માંદગીને બીછાને પડયું હોય, તો એકાદ ફેરો મારતાં હતાં. પુણાના જાણીતા સરદાર દોરાબજી પદમજી ખાનબહાદુરનાં માસી થતાં હતાં.

તા૦ ૬ થી સપટેમબર.

મુંબઇની પાંરસી ચીફ મેટરીમોનીઅલ કોરટના એક ડેલીગટ ખાનબાહદુર બેહરામજી દાદાભાઇ રેજીસ્ટારે પોતાનો ઓહ્દો છોડવાંથી તેમની જગોએ સર જાંહગીર કાવસજી રેડીમનીને નેમ્યા હતા.[6]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી આગશટ ૧૯૦૦.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી આગશટ ૧૯૦૦.

મી૦ જમશેદજી નસરવાનજી તાતાવાળી સ્કોલરશીપ લઇને અત્રેથી ઇંગ્લંડની કુપરસ હીલવાળી ઇજનેરી કાલેજ-માં ગયલા આ ચંચળ જવાને 'ફેલો' થવા ઉપરાંત, એ સ્કોલરશીપો તથા કેટલાંક ઇનામો મેળવ્યાંછે. તેમને રેલવે ખાતાંમાં ઓધો મળેલો હોવાથી, ઇંગલંડની 'ગ્રેટ નોરધરન રેલવે' માં ત્રણ મહીના વહેવાર જ્ઞાન સંપાદન કરયું હતું. ધાર્યા મુજબ એ પરીણામમાં પહેલા ઊતરેલા દેશી એવણજ છે.

મુંબઇ સમાચાર, તા૦ ૧૪ મી આગશટ ૧૯૦૦.

૩ જામે જમશેદ, તા૦ ૧૫, ૧૬, ૧૭ મી આગશટ ૧૯૦૦.

૪ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૬ મી આગશટ ૧૯૦૦.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૨ જી સપટેમબર ૧૯૦૦.

૬ બોમ્બે ગવર૦ ગેઝેટ, તા૦ ૬ ઠી સપટેમબર ૧૯૦૦.

તા૦ ૧૦ મી સપટેમબર.

રોજ ૨૬ માહ ૧ (કo) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ નશરવાનજી કંટ્રાકટર—ઉમર વર્ષ ૬૫). એવણ આપણાં શેહરના એક જાણીતા કંટ્રાકટર હતા. એવણે આગલાં વર્ષોમાં દીલ્હી, આગ્રા અને બીજાં મથકોએ બાંધકામોનાં કંટ્રાકટો લઇ સારી દોલત મેળવી હતી. એઓ સખી દીલગુરદાના હતા અને હાજતમંદોને છુપી મદદ કરતા હતા. અત્રેનાં અંજુમનનાં આતશબેહરામમાં એવણે પોતાને નામનો એક "હૉલ" બાંધવા રૂ.૨૮૦૦૦) ની મોટી રકમ આપી હતી. એવણે પોતાનાં વસીહતનામામાં રૂ.૫૦૦૦૦) ની કીંમતની, વીકટોરીઆ મીલ કંપનીને પટે આપેલી જમીન જેનું ભાડું દર વર્ષે રૂ. ૧૬૮૦) નું ઉપજેછે, તે પારસી અંજુમનના ટ્રસ્ટીઓને એવી શરતે સ્વાધીન કરીછે કે, તેની આવકમાંથી ગરીબ જરથોસ્તીઓને સસ્તે ભાવે અનાજ પુરૂ પાડવો.

---

તા૦ ૧૧ મી સપટેમબર.

ગાથા ૨ (શેo) ૧૨૬૯ યજદેજરદી.

આજ દીને કલીઆણીવાલા મરહુમ શેઠ બાલાભાઇ ફરામજી નવરોજજીનાં મુંબઈ મધે થયલાં ઉઠમણાંમાં તેમનાં માતાજી બાઇ મેહેરબાઇ તે મરહુમ શેઠ ફરામજી નવરોજજી બાલાભાઇનાં વીધવાએ રૂ.૨૫૦૦૦)[1] તથા બીજા રૂ.૧૦૦૦), ભાઈ શેઠ મી૦ સોરાબજી ફરામજી બાલાભાઇએ રૂ.૧૦૦૦), મરનારનાં બેનો બાઇઓ ડોસીબાઇ તથા નાજામાએ રૂ.૧૦૦૦), મરનારના બનેવી મી૦ નાનાભાઇ હોરમસજી માણેકજી ભીમરડીવાળા તથા તેના માતપીતાએ રૂ.૫૦૦) તથા બીજાં બેશીઓએ રૂ.૨૪૦) મલી રૂ.૨૮૭૪૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

---

તા૦ ૧૨ મી સપટેમબર.

રોજ ૨૮ માહ ૧ (કo) ૧૨૭૦ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી કંટ્રાકટરનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦૦), વીધવા બાઇ કુવરબાઇએ રૂ.૨૦૨૫), તથા બીજાં બેશીઓએ રૂ.૮૯૬) મલી રૂ.૧૨૯૨૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ઉઠમણાંની સેવટે દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆશાનાએ મરહુમે જરથોસ્તી અંજુમનનાં આતશબેહરામનું દીવાનખાનું બંધાવવા માટે રૂ.૨૮૦૦૦) ની રકમ આપેલી હોવાથી એવણનું નામ ભગરસાથ અંજુમને જરથોસ્તી મજહબને લગતી ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાને સુચના કીધી હતી.[2]

---

તા૦ ૧૩ મી સપટેમબર.

ગાથા ૪ (શેo) ૧૨૬૯ યજદેજરદી.

**મરણ**—શેરાબજી મનચેરજી ટાવરનવાલા[3]—ઉમર વર્ષ ૫૫). એવણ બીમ્મે હાઇ સ્કુલના એક માલેક તથા હેડ-માસ્ટર હતા, અને પાછળથી મીલમાં નોકરી હતા.

---

તા૦ ૨૦ મી સપટેમબર.

રોજ ૬ માહ ૧ (શેo) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—ડાકટર કેખશરૂ એદલજી નશરવાનજી—ઉમર વર્ષ ૩૨). એવણે ૧૮૮૮ માં ગ્રાંટ મેડીકલ કૉલેજમાંથી એલ. એમ. એંડ એસ. ની તબીબી ડીગ્રી પેહલા વર્ગમાં પસાર થઇ મેળવી હતી. ડાકટર થવા પછી ઇ૦ સ૦ ૧૮૯૨ માં એવણે યુનીવરસીટીની બી. એ. ની પદવી મેળવી હતી, અને બે વર્ષ બાદ એમ. ડી. ની પરીક્ષામાં નીશફળ ગયા હતા. એ બાદ અત્રે તબીબી ધંધો થોડુંક સુધી ચલાવ્યો હતો.

---

તા૦ ૨૨ મી સપટેમબર.

પારીસ મધે આજે સાલ ભરાયલાં દેશપ્રદેશનાં પ્રદર્શણમાં સરસ કારીગરીનો માલ રજુ કરવા માટે તે પ્રદર્શણની કમીટી તરફથી નીચલા પારસીઓને ઇનામો આપવામાં આવ્યાં હતાં:—

મેશરસ ફરામજી પેશતનજી ભમગરાની કું૦ને ઝવેરાત, કસબકામ, ગાલીચા, તથા સરસ કારીગરીનાં ફરનીચર માટે સોનાનો એક તથા કાંશાના બે ચાંદ અને "હાનરેબલ મેનશન". મેશરસ અરદેશર અને બેહરામજીને ઉપલાંજ માટે રૂપાનો એક અને કાંશાના ત્રણ ચાંદો. મેશરસ માણેકજી પુંજીઆજી એંડ સનસને સરસ ચતણા,

---

૧ જમે જમશેદ, તા૦ ૧૨ મી સપટેમબર ૧૯૦૦.

મરનારનાં માતાજી બાઇ મેહેરબાઇ વીધવા ફરામજી બાલાભાઇએ મરનારની પુંજીમાંથી રૂ.૨૫૦૦૦) ની સરકારી લોન ૩॥ ટકાનાં વ્યાજની આપીછે, કે કલ્યાણી ગામમાં ગરીબ જરથોસ્તીઓને તેનાં વ્યાજમાંથી પગાર આપવો તથા બીજી રીતે તેઓનાં ગરીબ ગુજરાને લાયકનો આસરો આપવો, પણ નોટ સદા અનામત રાખવી. એ નોટ મરનારનાં માતાજી તથા તેવણના વારસો પાસે હાલતુરત અનામત રહે, પણ જ્યારે કલ્યાણીની જરથોસ્તી અંજુમનના ટ્રસ્ટીઓ કાયદાપુર્વક નકી થાય, ત્યારે એ રૂ.૨૫૦૦૦) ની લોન તે ટ્રસ્ટીઓને સ્વાધીન કરવામાં આવશે કે, મરહુમ બાઇ બાલાભાઇ ફરામજી કલ્યાણીવાળાનાં નામનું જુદું ખાતું પાડી વારસીક વ્યાજ ઉપલાં કામો માટે વાપરવું, અને મુદલ રકમ અનામત રાખવી.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી સપટેમબર ૧૯૦૦.

૩ શેઠ મનચેરશાહ શેરાબજી ટાવરનવાલાના બાવા.

સુરપો તથા અથાણાં માટે એક રૂપાનો ચાંદ. મેશરસ મેહરવાનજી પુંજીઆજી એંડ સનસને ઉપલાંજ માટે એક કાંશાનો ચાંદ. શેઠ પેશતનજી મેહરામજી પ્રેસને સરસ ગાડીઓની કારીગરી માટે "હાનરેબલ મેનશન." શેઠ કેખશરૂ એદલજી તલાટીને સરસ ચામડાંઓની કારીગરી માટે "હાનરેબલ મેનશન."[1]

---

આએ સાલની હાઇ કોરટના સોલીસીટરોની પરીક્ષાના પરીક્ષકો તરીકે માસ્ટર ઇન ઇકવીટી શેઠ જમશેદજી જીવણજી ગજધર, તથા શેઠ હોરમજજી નશરવાનજી વકીલ સોલીસીટરને નેમ્યા હતા.[2]

---

શેઠ એરચશાહ માણેકજી નાણાંવતી, બી. એ. એ લંડન મધે લેવાયલી ઇંડીઅન સીવીલ સરવીસની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી હતી.[3]

---

લંડન ખાતે પ્રગટ થતાં "બ્રીતિષ ઇંડીઅન કૉમરસ" નામનાં માસીક ચોપાનીઆંના આએ માસના આંકમાં શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી જેવણ ઇંગલાંડ ફરવા ગયલા હતા તેવણની એક તસવીર તથા તેમની અધીપતીએ લીધેલી મોલાકાતનો અહેવાલ પ્રગટ થયો હતો.[4]

---

તા૦ ૩ જી અકટોબર.

તારદેવ ચીકલવાડી તરફ ગરીબોને વાંચવા સારૂં શેઠ દામોદરદાસ ગોરધનદાસની મદદથી એક ફ્રી લાઇબ્રેરી "ધી દાદાભાઇ નવરોજજી ફ્રી રીડીંગરૂમ એંડ લાઇબ્રેરી" નાં નામથી ખોલી મુકવાની ક્રિઆ આજ દીને શેઠ જનારધન ગોપાલ સોલીસીટરે કીધી હતી.[5]

---

તા૦ ૪ થી અકટોબર.

રોજ ૨૦ માહ ૧ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—દસ્તુર જમશેદજી શોરાબજી કુકાદારૂ[6](—ઉમર વર્ષ ૭૦). એવણ એક સારા જોતીશ તરીકે બાહરકોટના પારસી લતા ઉપર જાણીતા થયા હતા, અને બાહરકોટની મરહુમ શેઠ શાપુરજી કપાવાળાવાળી દરેહમેહેરના તેની શરૂઆતથીજ વડા પંથકી હતા. આગલા વખતના મુંબઇમાં નવસારી પંથકને લગતા મોબેદોમાં "ઇઆવીશાદ" અને "તાઇ હમી નમાને" ફરદીઓ વીશે બાંજગડ ચાલી હતી તેમાં એવણે પણ મોટો ભાગ લીધો હતો, અને ત્રણ ચાર ચોપાનીઆંઓ પ્રગટ કીધાં હતાં. અત્રે નીકળતાં "યજદાંપરસત" પત્રમાં ધરમને લગતી બાબદો કેટલુંક સુધી એવણે લખી હતી. ૧૮૬૨ માં અત્રે જે "પારસી લૉ કમીશન" નેમાયું હતું તેમાં છોકરીઓને વારસો આપવાની વીરૂધ તથા પાલક કરવાની ફરજ બાબે મત આપ્યું હતું. ૧૮૭૦ માં અત્રે મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનાં ધરમખાતાં તરફથી કોટ મધે એક ઝંદ અવસ્તાની મદરેસા ઉંઘાડવામાં આવી હતી તેના એવણ શરૂઆતથી તે તે મદરેસા બંધ થઇ ત્યાંસુધી વડા શીક્ષાગુરૂ હતા. એવણ ઘણા કદેલ અને અનુભવી હતા.[7]

---

તા૦ ૫ મી અકટોબર.

શેઠ મનચેરજી મેહરવાનજી ભાવનગરી, સી. આઇ. ઇ. ને બીજીવાર લંડનનાં બેથનલ ગ્રીન તરફથી પાર્લામેંટના મેમ્બર તરીકે (લીબરલ હરીફ કરતાં ૬૭૯ વધુ મતે.) ચુંટી કાઢયા.

---

મુંબઇના નામદાર ગવરનર લૉરડ નારથકોટે આગેવાની લઇ ગુજરાતનાં ઢોરોની વધારે સારી ઉતપંતી કરવા માટે એક ફાર્મ ઉભું કરવાને ફંડ કીધું હતું, તેમાં રૂ.૧૦૦૦) શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, ખા૦ બા૦ જાંગીર પેસતનજી વકીલ; રૂ.૫૦૦) ખા૦ બા૦ નવરોજજી પેસતનજી વકીલ, જમશેદજી અરદેશર વાડીઆ, હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતાએ ભર્યાં હતા.[8]

---

તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૫ માહ ૧ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—નવરોજજી બરજોરજી મેહતા,[9] રંગુનના—એવણ ૧૮૫૯ માં પોતાના ભાઇ નાહનાભાઇ બરજોરજી સાથે રંગુન ગયા હતા, જ્યારે તેમની ઉમર ઘણી નાહની હતી. ત્યાંની સ્કુલમાં અભ્યાસ કરી પોતાના ભાઇના

---

૧ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૯૦૧.

૨ ટાઇમ્સ ઑફ ઇં૦, તા૦ ૨૭ મી સપટેમબર ૧૯૦૦.

૩ ટાઇમ્સ ઑફ ઇં૦ તા૦ ૨૯ મી સપટેમબર ૧૯૦૦.

૪ અખબારે સોદાગર, તા૦ ૩૦ મી અકટોબર ૧૯૦૦.

૫ જામે જમશેદ, તા૦ ૪ થી અકટોબર ૧૯૦૦.

૬ શેઠો ફરામજી જમશેદજી કુકા (માસ્તર) તથા એ૦ રાબજી જમશેદજી કુકાદારૂના બાવા.

૭ તા૦ ૩૧ મી અકટોબર ૧૯૦૦ ને દીને કપાવાલાની દરેમેહરની સાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર કેખશરૂ જામાસપજીએ એવણનું નામ બીજા બુજર્ગોની સાથે ધર્મક્રિઆમાં દેવાને અથોરનાનોને સુચના કીધી હતી. તેને એ૦ ફરામજી હોરમજજી માદને ટેકો આપ્યો હતો.

૮ એ માટે અમદાવાદ જીલ્લામાં સાનંદની પડોસમાં બિરોડી ખાતે ૨૦૦૦) એકર જમીન લઇ ત્યાં નવાં તંદરોસ્ત ઢોરો પેદા કરવા અને ઉછેરવાનું કામ શરૂ કરયું હતું.

૯ શેઠો નાહનાભાઇ (બેરીસ્ટર), રૂસતમજી (બેરીસ્ટર), બરજોરજી અને ડા૦ બહમનજી નવરોજજી મેહતાના બાવા.

દલાલીના ધંધામાં જોડાયા હતા; અને આશરે ૩૦) વર્ષ પર બાળમાં મરણ પછી પોતાને જોખમે વેપાર કરતા હતા. એવણ રંગુનના પારસીઓમાં આગેવાન અને વેપારી મંડળમાં જાણીતા હતા, અને રંગુનમાંજ ગાડી હાંકતાં અકસ્માત થવાથી ગુજર્યાં હતા. એવણનાં માનમાં ત્યાંનું ચાવલનું બજાર બંધ રાખવામાં આવ્યું હતું.

---

સુરતની પારસી ડીસ્ટ્રીકટ મેટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ રતનજી નશરવાનજી કોઠાવાળા-ની જગોએ શેઠ નરીમાન રતનજી કોઠાવાળાને નેમ્યા હતા.[1]

---

શેઠ જાંહગીરજી રૂસ્તમજી મેહરવાનજી પટેલ, બી. એ; એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

---

તા૦ ૧૩ મી અક્ટોબર.

રોજ ૨૯ માહ ૧ (ફ૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—કેખશરૂ હોરમજજી આલપાઇવાળા[3]—ઉમર વર્ષ ૭૦). એવણે ૧૮૪૯ માં અત્રેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુટમાંથી નોરમલ સ્કોલરની બીજી પદી તથા ૧૮૫૦ માં પહેલી પદી મેળવી હતી. તે બાદ તેજ ઇનસ્ટી-ટયુશનમાં એક શીક્ષક તરીકે નેમાયા હતા. એ ઇનસ્ટી-ટયુશનના આગલા વિદ્યાર્થીઓએ સ્થાપેલી સ્ટુડંટસ લીટરરી એંડ સાયંટીરીક સોસાઇટીમાં એવણે આગેવાન ભાગ લીધો હતો, અને છોકરીઓને ઘરની ચોપડીઓ રચવા નેમેલી બુક કમીટીના એક અધીકારી હતા. એજ મંડલી-ની જાહેર સભાઓમાં એવણે ૧૮૫૦ થી ૫૫ સુધીમાં "આપણી કેળવણી આપવાની રીત," "અફીમના વેપારનું ગેરવાજબીપણું," "મુંબઇ ઇલાકાના દેશીઓમાં કેળવણી, તેનાં હાલના અને હવે પછીનાં પરીણામો" વગેરે બાબદોપર ઇંગ્રેજીમાં નીબંધો વાંચ્યા હતા. ૧૮૫૨ માં એ ઇનસ્ટીટયુટ તરફનું સરવેથી મહટું રૂ.૨૫૦) નું આનરેબલ મી૦ વીલોબીવાળું ઇનામ 'સચાઇની જરૂરી-આત તથા ફાયદા, મુખ્યકરી ઇનસાફ અને સંસારવાળી બાબદ' ઉપર ગુજરાતી ભાષામાં 'બોરડ ઓફ એડયુકેશને' માંગેલો સરવથી સરસ નીબંધ લખવા માટે મેળવ્યું હતું. ૧૮૫૩ માં એવણને 'હરકોઇ દેશમાં લોઢાંની સડક હોયછે તેથી શું ફાયદા નીપજેછે અને જુદા જુદા દેશો વચે બાફના સાંચાની મારફતે સંદેશો ચલાવ્યાથી શું ફાયદો થાયછે અને મુંબઇ સંસ્થાનને તે કેમ લાગુ પડેછે' એ બાબત ઉપર બોરડ ઓફ એડયુકેશને માંગેલો સરવથી સરસ નીબંધ લખવા માટે રૂ.૧૫૦) નું ઇનામ મળ્યું હતું. એજ મુજબ ૧૮૫૪ માં પણ બોરડ ઓફ એડયુ-કેશને માંગેલો 'મુંબઇ સંસ્થાનમાં દેશીઓની કેળવણી તેના હવડેના તથા હવે પછીનાં પરીણામ' એ બાબદ ઉપર સરવથી સરસ નીબંધ ગુજરાતી ભાષામાં લખવા માટે રૂ.૨૫૦) નું ઇનામ મળ્યું હતું. ૧૮૫૫ માં પ્રોફેસર દાદાભાઇ નવરોજજી અત્રેથી ઇંગ્લંડ જવા પછી થોડુંક મુદત એલફીનસ્ટન કૉલેજમાં એવણે તવારીખના આસી-સ્ટંટ પ્રોફેસર તરીકે કામ ચલાવ્યું હતું. ૧૮૫૮ ના આગસટ માસમાં નામદાર સરકારે એવણને સુરતના મુન-સફનો ઓહ્દો આપ્યો હતો, અને સુરતમાં પણ એવણે કેળવણીને લગતાં ઘણાંક ઉપયોગી કામો બજાવ્યાં હતાં તથા ૧૮૫૯ માં ઉભી થયલી સુરતની જરથોસ્તી ફારસી મદરેસાના એવણ કેટલુંક સુધી ઑનરરી સેક્રેટરી રહયા હતા. ૧૮૬૧ માં સુરતના મુનસફના ઓહ્દા ઉપરથી એવણની બદલી અત્રેની સેક્રેટરીયેટ આફીસમાં એડયુ-કેશન ડીપારટમેંટમાં થઇ હતી. પારસીઓના ધારા વીશે પુછપરછ તથા તપાસ કરવાને મુંબઇની સરકારે ૧૮૬૨ માં જે લો-કમીશન નેમ્યું હતું, તેના એવણને સેક્રેટરી નેમ્યા હતા. ૧૮૬૬ થી એવણે સુરતની અદાલતમાં વકીલનું કામ કરવા માંડયું હતું તથા ૧૮૬૯ થી ૧૮૭૫ સુધી એવણને સુરતના સરકારી વકીલ નેમ્યા હતા. અને ૧૮૬૬ માં સુરત મધે પારસી ડીસ્ટ્રીકટ મેટ્રીમોનીયલ કોરટ સ્થાપી તેના એવણને ડેલીગેટ નેમ્યા હતા. ૧૮૭૫ માં એવણને સુરતની સમોલ કોઝ કોરટના જડજનો ઓહ્દો મળ્યો હતો, જે ૧૬ વરસ પુરતાં માન અને ઇજત સાથે ચલાવી એઓએ તા૦ ૧ લી મારચ ૧૮૯૧ થી પેનશન લેઇ છોડયો હતો અને મુંબઇ આવી વસ્યા હતા.[4]

---

રોજ ૨૯ માહ ૨ (ક૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—પાલણજી ફરામજી મેહતા[5]—ઉમર વર્ષ ૭૩). એવણે ૧૮૪૯ માં નોરમલ સ્કોલરની બીજી પદી શેઠ કેખશરૂ હોરમજજી આલપાઇવાળાના સાથે મેળવી હતી. એઓ હીસાબકેતાબનાં કામમાં પુરા રીતે માહીતગાર હતા. સ્ટુડંટસ લીટરરી સોસાઇટી તરફથી મુંબઇ મધે સ્ત્રીકેળ-વણી માટે સહવારના ત્રણ કલાક શીખવવાના જે મગો

---

૧ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૧ મી અકટોબર ૧૯૦૦.

૨ જામે જમશેદ, તા૦ ૧૨ મી અકટોબર ૧૯૦૦.

૩. શેઠ મેહરવાનજી કેખશરૂ આલપાઇવાળા (સોલીસીટર)ના બાપાના અને ફરી મેમાર બાવા.

૪ એવણનાં નામથી એવણનાં દીકરી બાઇ પુતલી-બાઇ રૂ. ૫. શેઠનાએ સુરત હાઇ સ્કુલમાં ૬ ઠાં અથવા ૭ માં ધોરણના કોઇ પારસી વીદ્યારથીને રૂ.૫) ની માસીક સ્કાલરશીપ આપવાને રૂ.૧૫૦૦) ની રકમ ઇ૦ સ૦ ૧૯૦૧ માં સરકારને આપી હતી.

૫ શેઠો હોરમજજી, મંચેરશાહ (વકીલ), તથા દાદા-ભાઇ અને ફરામજી પાલનજી મેહતાના બાવા.

સ્થાપ્યા હતા, તેમાં શોભીતલાવના વર્ગમાં શીખવવાને એવણ વૉલંટીયર થયા હતા. ઇ૦ સ૦ ૧૮૪૮.માં એજ મંડલીની એક જાહેર સભામાં "રસાયણ શાસ્ત્રથી ઉપજતા ફાયદા" બાબે ઇંગ્રેજીમાં એક નીબંધ વાંચ્યો હતો. ૧૮૫૮ થી ૧૮૬૬ સુધી એવણ મેસરસ ખરશેદજી નશરવાનજી કામા કંપનીમાં એક ભાગ્યા તરીકે જોડાયલા હતા, અને એ અરસામાં કલકતા તથા ચીનની ઘણીક સફરો કરી હતી. ચીનનાં જરથોસ્તીઓના ધરમખાતાંઓનાં ફંડના એવણ એક ટ્રસ્ટી તથા ૧૮૬૫ થી ઓનરરી સેક્રેટરી હતા. તે બાદ બે વરસમાં મુંબઇ આવી અત્રે ઘણીક જોઇંટ સ્ટોક કંપનીઓના ઓડીટર તરીકે કામ કરતા હતા.

---

ઇંગ્લંડમાં વસતા ડાક્ટર મલીક નામના હીંદીવાન કાબેલ તબીબે ગઇ તા૦ ૧૩ મી અકટોબરને દીને હીંદીવાનોના બુઝરગ ખેરખાહ મી૦ દાદાભાઇ નવરોજજીનાં માનમાં ઓક્ષફરડ સ્ટ્રીટના હોટેલ ટયુડરમાં "રીસેપશન"નો એક મેળાવડો કરયો હતો.[1]

---

તા૦ ૧૮ મી અકટોબર.

સુરત મધે મુક્ષાં ચકલા ખાતે ધનજીશાહ નવરોજજી શરાફ નામના એક પારસીએ પોતાની સાથે રેહતી શીરીનબાઇ નામની સ્ત્રીનું છુરી ભોકી ખુન કરવાની કોશેશ કરી પોતે પોતાનાં ગલાંમાં છુરી ભોકી આપઘાત કીધો હતો.[2]

---

તા૦ ૧૯ મી અકટોબર.

રોજ ૫ માહ ૩ (ક૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—શોરાબજી જાંહગીરજી તાલેયારખાં[3]—ઉમર વર્ષ ૬૪). એવણે અત્રેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુટમાંથી ૧૮૫૬ મા કલેર સ્કોલરની પદ્વી મેળવી હતી. એજ વર્ષમાં ફોર્ટ રીડીંગ રૂમ (હાલનું જ. ન. પીટીટ ઇનસ્ટીટયુટ) ની ફોટ મોદીખાના તરફના નાહની શરૂઆતમાં એવણના હાથ હતો. ૧૮૫૯ ની આખેરીએ 'રાસ્તબોધ' ચોપાનીઆંના એવણ થોડુંક સુધી અધીપતી હતા. ૧૮૬૭ ના ફેબરવારી માસમાં નામદાર સરકારે એવણને ઉતર વીભાગના સબ-આસીસ્ટંટ સેટલમેંટ આફીસર નેમાયા હતા, જે ઓહદો કેટલાંક વરસો ચલાવી એવણ ગાયકવાડ સરકારની નોકરીમાં જોડાયા હતા. એ દરમ્યાન નવસારીના [illegible] નાયબ સુબા વગેરે ઓહદા ભરનારે ચલાવ્યા હતા. ગાયકવાડ સરકારની નોકરી છોડી એઓ મુંબઇ આવી રહયા હતા, અને ૧૮૮૯ ના ડીસેમબર માસમાં 'હીંદુસ્તાનના માતવંત નરો' માંના ૪૪ નરોની સબી તથા ઇંગ્રેજી હેવાલ સાથનું એક પુસ્તક લંડનમાં છપાવી પ્રગટ કીધું હતું, અને તેના સંબંધમાં એવણને ૩ વરસ સુધી લંડનમાં રહેવું પડયું હતું. એથી પણ એક બીજું વધારે પુસ્તક પ્રગટ કરવાની તૈયારીમાં હતા, તેટલાં મરણ નીપજવાથી તે ઉમેદ રહી ગઇ હતી. ઇ૦ સ૦ ૧૮૯૧ માં મુંબઇ સરકારે એવણને એક સુલેહના અમલદારનું માન આપ્યું હતું.

---

તા૦ ૨૦ મી અકટોબર.

ઉદવાડાનાં પુરાતમ આતશબેહરામ સાહેબને માટે મરહુમ બાઇ મોટલાંબાઇ જાંહગીરજી વાડીઆએ ઇ૦ સ૦ ૧૮૯૪ માં નવું મકાન બંધાવ્યા પછી ત્યાંની અંજુમનની કશીબી મંજુરીઆત વગર તા૦ ૨ જી સપટેમબર ૧૮૯૬ ને દીને રૂ.૬૧૦૦૦) ની રકમનું એક ટ્રસ્ટ દીડ કરી તેના ટ્રસ્ટીઓ તરીકે પોતાના બે બેટાઓ શેઠો નવરોજજી માણેકજી વાડીઆ અને નશરવાનજી જાંહગીરજી વાડીઆ તથા શેઠો કાવસજી ખરશેદજી જમશેદજી (પછવાડેથી સર જમશેદજી જીજીભાઇ ચોથા બારોનેટ), જીજીભાઇ મેહરવાનજી વાડીઆ, અને એ૦ બેહરામજી પેશતનજી ભરડાને નેમ્યા હતા; અને ઉપલી રકમની ઉપજમાંથી એ નવાં મકાંનની મરામત કરાવવા, આતશબેહરાંમના કેબલાને માટે કાઠી, તેલ, સુખડ, વગેરે પુરૂં પાડવા, તથા પોતાનાં ગુજરેલાં બેશીઓની ચોકસ ધર્મક્રિઆ કરાવવાનો બંદોબસ્ત કીધો હતો. એ ઉપરાંત ૧૨૦૦ વર્ષનાં પુરાણાં આતશબેહરાંમના કેબલાને લગતો તમામ વહીવટ કરવાનો મકાંન બધાવ્યાથી પોતાને હક હોય તેમ આતશબેહરાંમનો તમામ વહીવટ કરવા, તેના કાએદા કાનુનો બાંધવા, તે અમલમાં મુકવા, વગેરેના હકો એ ટ્રસ્ટીઓને આપ્યા હતા. એ ટ્રસ્ટીઓએ પ્રથમમાંજ—૧૮૯૬ ના નવેમબર માસમાં—કશાં જાણવાજોગ કારણ વગર આતશબેહરાંમનાં મકાનમાંથી પડોસની સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની દરેમેહર (જે સર દીનશાહજીએ ઉદવાડાની અંજુમને તેવણને તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૮૮ ને દીને કરેલી અરજી ઉપરથી બંધાવી હતી) માં જવાનો એક દરવાજો (જે પણ સર દીનશાહજીએ મજકુર અંજુમને તેમને અરજ કરવાથીજ આતશબેહરાંમમાંથી દરેમેહરમાં સલંબ જવા આવવાને બંધાવ્યો હતો) પુરાવી નાખી બંધ કીધોં હતો. આ ઉપરથી ઉદવાડાના

---

[1] જામે જમશેદ, તા૦ ૩ જી નવેમબર ૧૯૦૦.

[2] જામે જમશેદ, તા૦ ૨૦ મી અકટોબર ૧૯૦૦.

એ બાઇને હાસ્પીટલમાં સારવાર માટે લઇ ગયા હતા, જ્યાં તે તા૦ ૨ જી નવેમબર ૧૯૦૦ ને દીને મરણ પામી હતી.

[3] શેઠો ફરદુનજી (બારીસ્ટર), જાંહગીર તથા પીરોજશાહ શોરાબજી તાલ્યારખાનના બાવા.

મોબેદો જેઓ આતશપીજ એ આતશબેહરામના કેબલાને બંધાવનાર તથા તેની સાથે પાહક પવંતા અને જંગલોમાં રખડનાર ત્રણ મુખ્ય મોબેદો, ખોરશેદ કામદીન, નાગનરાંસ, અને ચાંદીઆં શહીઆરના વંશ જેઓની ઓલાદના છે, અને જેઓ આજસુધી સુગેપાહડ એ કેબલાની સેવા બજાવી તેનો તમામ વહીવટ કરનાર તથા પેદાયશ ખાનાર છે તેઓએ આથદેહ પોતાના હકોને નુકશાન પુગે તે માટે ઉપલું ટ્રસ્ટ ડીડ રદ કરાવવા તથા ઉપલો બંધ કરાવેલો દરવાજો પાછો ખોલો, મેલાવા વગેરેની દાદ મેલવવા પોતામાંથી ત્રણ આગેવાનો દસ્તુર ખુરશેદજી માનોચેહરજી, એ૦ એદલજી ખરશેદજી ભરડા અને એ૦ ભીખાજી દીનયારજી ઉનવાલાને વાદીઓ નેમા મજકુર બાઇ મોટલાંબાઇના નેમેલા મજકુર ટ્રસ્ટીઓ ઉપર રૂ.૧૦૦૦૦) ના દાવાનો આંક બાંધી સુરતની ડીસ્ટ્રીકટ કોરટમાં ૧૮૯૭ ના ડીસેમબર માસમાં ફરીઆદી માંડી હતી. આ મુકદમો ફરસ્ટ કલાસ સબ-જડજ રાવબાહદુર કૃષ્ણામુખરાંમ આતમારાંમ મેહતાની હજુરમાં તા૦ ૧ લી આગશટ ૧૮૯૯ થી નીકલ્યો હતો, અને તે દરમેઆંન વાદીઓ તરફથી કોરટમાં દસ્તુર ખુરશેદજી મીનોચેહરજી, એ૦ ભીખાજી દીનયારજી ઉનવાલા, ખાંનબાહદુર બહમનજી બેહરામજી પટેલ, શેઠ રતનશાહ શેરાબજી તલાટી, એ૦ કેરશાસપજી શાપુરજી પટેલ, શેઠ જમશેદજી શેરાબજી એંટી, એ૦ શેરાબજી હોરમજી સીધવા, હરીશચંદર કેરાબા સરવેયર, એ૦ ભીખાજી રૂસતમજી દસ્તુરના, એ૦ બરજોરજી મનચેરજી માકુજી, હીરજીભાઇ નથુભાઇ, એ૦ તેહમુલજી પેસતનજી પટેલની સાક્ષી લેવાઇ હતી, તથા મુંબઇ મધે કમીશનથી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ અને શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. ની સાક્ષી લેવાઇ હતી. એ બાદ જડજની બદલી થવાથી નવા જડજ રાવસાહેબ લલુભાઇ પ્રાણવલભદાસ પારખ હજુર તા૦ ૨૩ મી જુલાઇ ૧૯૦૦ થી પરતીવાદીઓ તરફનો મુકદમો શરૂ થયો અને તેમના તરફથી શેઠ દાદાભાઇ મેહરવાંનજી વાડીઆ, એ૦ બેહરાંમજી પેસતનજી ભરડા, એ૦ પેસતનજી હોરમજજી દસ્તુર (ઝાકુકશ), એ૦ રૂસતમજી ફરામજી દસ્તુર (ઝાકુકશ), એ૦ કાવશજી નવરોજજી કઠીલા, એ૦ નશરવાનજી બહમનજી ઉનવાલાની સાક્ષી લેવાઇ હતી, તથા ઉદવાડા મધે કમીશનથી એક વાદી એ૦ એદલજી ખરશેદજી ભરડાની સાક્ષી લેવાઇ હતી, જે પછી બધે બાજુના વકીલોની તકરાર સાંભલી નામદાર જડજે આજ દીન લંબાણથી પોતાનો ચુકાદો આપ્યો હતો કે—

"તેટલામાટે હું જાહેર કરૂંછું કે, ('એ') ઇરાનશાહનાં નામથી ઓળખાતો પવીત્ર આતશ તથા આતશબેહરામની ઇમારતો અને પવીત્ર આતશ તથા તેને લગતી મીલકત, ફંડ, આવક, ઇમારતો, મેટલોગાહો વગેરેને લગતી સઘળી બાબદોના કારભાર તથા વહીવટમાં વચે પડવાનો કાંઇપણ હકઇલાકો, નીચના હકો સીવાય, પ્રતીવાદીઓ (ટ્રસ્ટીઓ) ધરાવતા નથી:—

(૧). ૧૪૧ નંબરની એકઝીબીટવાળાં 'ઇનડેનચર' ની રૂએ અલાહેદા રાખવામાં આવેલા પૈસામાંથી આતશબેહરામની ઇમારતની મરામત કરવી અને મોબેદો તથા સેજદો કરનારાઓને ધરમ સંબંધી કામો માટે વધુ સગવડ કરી આપવી, પણ એવી સરતે કે તેમ કરતાં 'ઇનડેનચર' માં બાઇ મોટલાંબાઇએ જાહેર કરેલી ખાએસોની વીરૂધ અથવા એવે ટાંકણે અમલ કરવામાં આવતી લાંબા વખતની ચાલતી આવેલી રૂઢીની વીરૂધ તેઓ (પ્રતીવાદીઓ) જાય નહી.

(૨) મેરવાનજી વહાડયાના વારસો અથવા પ્રતીનીધીઓ તેઓને પરવાનગી આપે ત્યારે આતશને રોશન રાખવા, તેની સેવા કરવા અને તેને નીભાવવા માટે કાઠી, સુખડ, અને બીજી જરૂરી ચીજો પુરી પાડવી.

(૩) દીવા બતી માટે તેલ પુરૂં પાડવું અને આતશબેહરામમાં રાખેલા ઝાકુકસ નોકરોનો પગાર આપવો.

(૪) આતશબેહેરામની મુખ્ય ઇમારત તથા બીજી ઇમારતો અને તેને લગતી ખુલ્લી જગાઓ, કમપાઉંડની દીવાલો સુધાં ધર્મ સંબંધી કામો માટે વપરાયછે કે નહી, તેની તપાસ રાખવી, પણ એવી સરતે કે, તેમ કરતાં ઉદવાડાની અંજુમન તથા બીજા સેજદો કરવા આવનારાઓના ધરમ સંબંધી આચારવીચારો તથા લાંબા વખતથી ચાલતી આવેલી ધરમ સંબંધી રૂઢીની વીરૂધ તેઓ (પ્રતીવાદીઓ) જાય નહી.

(૫) બાઇ મોટલાંબાઇએ અથવા તેવણના ત્રસ્ટીઓ તરીકે પ્રતીવાદીઓએ આતશબેહરામમાં મેલાવેલું આફ્રરગાનીઉં તથા બીજી ચીજો વપરાયછે કે નહી અને તેની બરાબર સંભાળ લેવાયછે કે નહી, તેની તપાસ રાખવી. એ ચીજોની સલામતી તથા તેના બેસમજ ઉપયોગના સંબંધમાં ક્રીયાકામ કરનારા મોબેદો અને તેઓ વચે કાંઇ ઝગડો ઉઠવાની વકી જણાય, તો તેઓ (પ્રતીવાદીઓ) માટે ડહાપણભર્યો મારગ એ થઇ પડશે કે, મોબેદો સાથે કોરટ દરબારે ચહડવાને બદલે, ઉદવાડાની અંજુમનની પરવાનગી લઇને એ ચીજો ઉંચી મેલી દેવી.

(૬) ૧૪૧ નંબરની એકઝીબીટવાળાં ઇનડેનચરના ૧૨ મા ફકરામાં બાઇ મોટલાંબાઇએ જણાવેલું ક્રીયાકામ, આતશબેહેરામમાં ક્રીયાકામ કરનારા મોબેદો મારફને બરાબર થાયછે કે નહી, તેની તપાસ રાખવી.

(૭) બાઇ મોટલાંબાઇ અથવા તેવણના પ્રતીનીધી તરીકે તેઓએ પુરૂં પાડેલું ફરનીચર તથા બીજી ચીજો, જે દરરોજ વપરાશમાં આવતી ન હોય, તે એક ઓરડામાં રાખવી, પણ તે એવી સરતે કે તેઓ (પ્રતીવાદીઓ) ઉદ-

વાડાની અંજુમનને એ ઓરડાના તેમજ ફરનીચર વગેરેના ઉપયોગમાંથી બાતલ રાખે નહી.

(૮) પોતાના હાથમાંનાં નાણાંનો ઉપયોગ ઇનડેનચરમાં જણાવેલાં ધરમ સંબંધી અને સખાવતનાં કામો માટે કરવો, પણ તે એવી સરતે કે, તેમ કરતાં વાદીઓ તથા ઉદવાડાની અંજુમનના બીજા સભાસદોના હકો ઉપર તેઓ (પ્રતીવાદીઓ) હુમલો કરે નહી.

હું વધુ જાહેર કરૂં છું કે, ઇનડેનચરની રૂએ ટ્રસ્ટમાં અપાયલી જમીનો તથા અમલાઓના, પ્રતીવાદીઓ ઉદવાડાની પારસી કોમ તરફના ફક્ત ટ્રસ્ટીઓ છે.

હું વધુ જાહેર કરૂં છું કે, ("બી") ૨૭૩ નંબરની એકઝીબીટવાળા નકશામાં જણાવેલો "ઇ. એફ." મારકાવાળો દરવાજો બંધ કરી નાખવાનું તથા બી. સી. અને ડી. મારકાવાળા ત્રણ દરવાજાઓ રાતની વખતે બંધ કરવાના પ્રતીવાદીઓના કામો નુકસાનકારક કામો હતાં, અને ૧૪૧ નંબરની એકઝીબીટની રૂએ અથવા બીજી કોઇપણ રીતે પ્રતીવાદીઓને મળેલા હક અથવા સતાના રૂએ તે વાજબી હતાં નહી.[1]

હું પ્રતીવાદીઓને તેમજ તેઓમાંના દરેક જણને વધુ હુકમ કરૂં છું ('સી') કે, તેઓએ "ઇ. એફ." મારકાવાળા દરવાજાની આરપાર બાંધેલી દીવાલ ત્યાંથી કહાડી નાખવી (કે જે દીવાલને ૨૭૩ નંબરની એકઝીબીટવાળા નકશામાં જી. મારકો આપવામાં આવ્યોછે), કે જેથી મજકુર દરવાજાનો મારગ તેની આગલી ખુલ્લી હાલતમાં પાછો મેળાય.

હું વધુ હુકમ કરૂં છું કે ('ડી') પ્રતીવાદીઓએ તેમજ તેઓમાંના દરેક જણે ૨૭૩ નંબરની એકઝીબીટવાળા નકશામાં જણાવેલા બી. સી. અને ડી. મારકાવાળા દરવાજાઓ કોઇપણ વખતે બંધ કરવાથી વેગળા રહેવું, અને હું વધુ હુકમ કરૂં છું કે (ઇ.) પવીત્ર આતશ અને આતશબેહેરામની ઇમારતો, મીલકતો, આવક વગેરેના વહીવટમાં, વાદીઓને બક્ષવામાં આવેલા પહેલા છુટકારા (એ.) માં જણાવવા સીવાય બીજી કોઇપણ રીતે આડે આવવાથી પ્રતીવાદીઓએ સદાના વેગળા રહેવું.

પ્રતીવાદીઓએ પોતાનો ખરચ પોતેજ ભોગવી લેવો અને વાદીઓનો ખરચ પણ તેઓએજ પગાર કરવો."

---

1 જામે જમશેદ, તા૦ ૮ થી ૨૭ મી નવેમ્બર ૧૯૦૦.

એ ફેંસલા ઉપરની અપીલ નામદાર ચીફ જસટીસ સર લૉરેન્સ જેનકીનસ અને જસટીસ રસેલ આગળ તા૦ ૧૬ મી મારચથી તે તા૦ ૧ લી આપરેલ ૧૯૦૩ સુધીના અરસામાં ૧૦) દીવસ સાંભલ્યા બાદ નામદાર જડજોએ ફરમાવ્યું કે જો વાદીઓની તરફેણમાં ફેંસલો જાય તો આતશબેહેરામની જમીન, મીલકતો અને બાઇ મોટલાંબાઇએ ટ્રસ્ટડીડ કરી આપેલી મોટી રકમનો ઉદવાડાની પારસી કોમને જે હક મલ્યોછે તે ગુમાવવાનો જોખમ ત્યાંની અંજુમન પોતાને માથે ખેંચી લેશે તેથી તે અંજુમનને એ વીશે ખબર કરી તેમનાં મત લેવા માટે ઉદવાડાના રહીશોની એક સભા બોલાવવી અને તેના પ્રમુખ તરીકે હાઇકોર્ટના રેજીસ્ટ્રાર શેઠ રૂસ્તમજી ધનજીભાઇ શેઠનાને નેમવા, જેવણે નીચલી બાબદોસર કાયદાપુર્વક મત લેવાં:—

(૧) વાદીઓએ માંગેલી દાદ સઘળી અથવા થોડી જો કોરટ બખશે તો કદાચ એમ બને કે બાઇ મોટલીબાઇના ત્રસ્ટીઓ અથવા વારસો બાઇ મોટલીબાઇની સખાવતો એટલેકે તા૦ ૨૭ સપટેમબર ૧૮૯૬ નાં "ત્રસટ ડીડ" મુજબ ત્રસટ કીધેલી રૂ૬૧૦૦૦) ની રકમ અને આતશબેહેરામ સારૂ તે બાઇએ ખરીદ કીધેલી જમીન અને આતશબેહેરામને બખશેશ આપેલાં ફરનીચર અને વાસણો વીશે દાવો કરી પાછાં લઇ શકે તો આ જોખમ વેઠી મુળ દાવામાં માગેલી દાદ કોરટના ઠરાવથી લેવાનું શ્રી ઉદવાડાના જરથોસતી રહેવાસીઓ પસંદ કરેછે કે કેમ? અથવા તો બાઇ મોટલીબાઇના ત્રસટીઓ જે સઘળા હકો અને સત્તાઓ તા૦ ૨૭ સપટેમબર ૧૮૯૬ નાં "ત્રસટ ડીડ" ની રૂએ ભોગવવાનો દાવો કરેછે તે હકો અને સત્તાઓ તેમને આપી દેવાનું પસંદ કરેછે કે કેમ? બાઇ મોટલીબાઇના ત્રસટીઓ અથવા વારસોને તેણીએ કીધેલી બખશેશો સહસુ "ત્રસટ ફંડ" સહીત પાછી ખેંચી લેવાનો હક છે યા નહી, એ સવાલ હાલના મુકદમામાં ઉભો થયો નથી, તેમજ તે સંબંધીનો ફેંસલો પણ આ કામમાં થવાનો નથી. એ સવાલ ઉપર હાલનાં કામમાં એક યા બીજી તરફ આ નામદાર કોરટે પોતાનો અભીપ્રાય પણ આપયો નથી.

(૨) જો ધરમ સંબંધી બાબદોનો કાબુ, એટલે કે ધરમ સંબંધી ક્રીયાકામો અને બાબદો શ્રી ઉદવાડા અંજુમનના હાથમાં રહેવા દેવામાં આવે, અને મજકુર અંજુમનના એ વહીવટમાં કોઇપણ રીતની હરકત કરવામાં નહી આવે તો ધરમક્રીયાઓને નહી લગતી પણ આતશબેહેરાનની ઇમારત વીગેરે સંબંધીનો કાબુ એટલેકે જમીનો, મકાનો અને "ટ્રસ્ટ ફંડ" ને લગતો વહીવટ બાઇ મોટલીબાઇના ટ્રસ્ટીઓના હાથમાં રહેવા દેવા ઉદવાડાના જરથોસ્તી રહેવાસીઓ રાજી છે કે કેમ?

એ મુજબ તા૦ ૨૦ મી આપરેલ ૧૯૦૩ ને દીને સભા બોલાવી મત લીધાં હતાં, જેમાં તમામ મતો અંજુમનની તરફેણમાં પડયાં હતાં.

એ પછી નામદાર જડજોએ તા૦ ૨૫ મી જુલાઇ ૧૯૦૩ ને દીને ફેંસલો આપી અપીલ ઉરાડી નાખી નીચલી કોર્ટનો ફેંસલો બાહલ રાખી બંધે બાજુનો ખર્ચ અપીલ કરનારા ટ્રસ્ટીઓને માથે નાખતાં ઠેરવ્યું કે:—

In this country a fluctuating body of persons, such as a village community, is capable of owning property.

It is opposed to the notions of the Parsi community that the Iran Shah (sacred fire) should be regarded as capable of, or the subject of, ownership; but even if there be difficulty or doubt as to its ownership, it is obvious that there must be some one entitled to protect from improper invasion the temple property, and those who can predicate of themselves

તા૦ ૨૨ મી આકટોબર.

ડાકટર શાપુરજી હોરમજજી મોદી લંડનની રોયલ કાલેજ ઑફ્ ફીઝીશીયનસના મેમ્બરની પરીક્ષા પસાર કરી એમ. આર. સી. એસ. થયા હતા.[1]

તા૦ ૨૩ મી આકટોબર.

રોજ ૯ માહ ૩ (ક૦) ૧૨૭૦ યજદેજરદી.

મરણ—ડોશાભાઇ ખરશેદજી મોદી,[2] દમણવાલા—ઉમર વર્ષ ૮૩ એવણ દમણના મોદી ખાનદાનના હતા, અને એમનો જનમ પણ ત્યાંજ થયો હતો, જેથી પોરટુગીઝ ભાષા ઠીક જાણતા હતા. પછી અત્રે મુંબઇ આવી ઇંગ્રેજી કેળવણી લઇ અત્રેની ઓરીયંટલ બેંકના વડા કેશીયર થયા હતા.

લેડી ડફરીન ફંડની મુંબઇની શાખાને માટે એક નવું ફંડ નામદાર ગવરનરની બાનુ લેડી નારથકોટે આગેવાની લઇ ઉભું કીધું હતું. એ ફંડના ખજાનચી તરીકે ડાકટર તેહમુલજી ભીખાજી નરીમાનને નેમ્યા હતા.[3]

તા૦ ૨૭ મી આકટોબર.

રોજ ૧૩ માહ ૩ (ક૦) ૧૨૭૦ યજદેજરદી.

મરણ—નશરવાનજી કોયાજી[4]—ઉમર વર્ષ ૮૨). શેઠ કુવરજી કોયાજી વકીલના વડા ભાઇ. એવણ પહેલવહેલા એડજુટંટની ઓફીસમાં હેડ કલારક હતા, જે પછી અરબી સદીની વાત ઉપર મુનસફની પરીક્ષા પસાર કરી હતી. અને ૧૮૬૧ માં એવણ સુરત મ્યુનીસીપાલીટીના સેક્રેટરી નેમાયા હતા, જે પછી ૧૮૬૬ માં મુંબઇની મ્યુનીસીપાલીટીના હેડ એકાઉનટંટના કનટ્રોલર નેમાયા હતા. તે બાદ ૧૮૭૨ થી આસીસ્ટંટ એસેસર તથા વીહીલ ટેક્ષ કલેકટર નેમાયા હતા, અને ૧૮૮૯ માં પેનશન લઇ ઓહ્દો છોડયો હતો.

તા૦ ૧ લી નવેમબર.

લંડનમાં પ્રગટ થતાં "કોચ બીલડર્સ આર્ટ જરનલ" ના આગસ્ટ માસના આંકમાં અત્રેની કોચ ફેકટરીવાલા શેઠ પેસતનજી બેહરામજી પ્રેસની એક તસવીર તથા તેવણનાં કારખાનાંના જુદા જુદા ભાગોના ફોટોગ્રાફો તેની સમજણ સાથે આપ્યાછે.

તા૦ ૬ થી નવેમબર.

રોજ ૨૩ માહ ૨ (શ૦) ૧૨૭૦ યજદેજરદી.

મરણ—કુવરજી એદલજી ઉમરીગર[5]—ઉમર વર્ષ ૭૪). અત્રેના જાણીતા દારૂના વેપારીઓ મેસરસ કુવરજી અને બેહરામજીના વડા ભાગ્યા. એવણ ઉપલે નામે ગામઠી તથા વીલાયતી દારૂનો મોટો વેપાર કરતા હતા, અને કલ્યાણી તથા આગ્રા વગેરે શેહરોમાં દારૂના ઇજારાઓના ભાગીદાર હતા. છેલ્લાં કેટલાંક વર્ષો અપંગ હોવા છતાં પોતાની પવીત્ર બંદગીની ફરજ ચુકતા નહીં.

તા૦ ૧૧ મી નવેમબર.

રોજ ૨૮ માહ ૨ (શ૦) ૧૨૭૦ યજદેજરદી.

મરણ—નવરોજજી કાવસજી બાપાસોલા—અત્રેની અકાબર મેન્યુફેકચરીંગ એંડ પ્રેસ કંપનીના ખંડવા અને

---

that they have exercised the management, authority and supervision as alleged in the plaint, are so entitled.

The Parsi inhabitants of Udwada, as the Anjuman ( that is, a canstituted council or assembly to which all questions regarding their peculiar customs are referred ) of that town, are vested with the control, management and supervision of the Atash Behram at that place and all that appertains to it—Navroji Manekji Wadia v. Dastur Kharsedji Mancherji I. L. R. 28 Bom. 20).

એનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે :—

"નામદાર હાઈ કોર્ટે અપીલમાં ઠેરવ્યું કે પવીત્ર આતશ ઇરાન શા કોઇની પણ માલેકીનો હોય એ વીચાર પારસી કોમના ખ્યાલોથી ઊલટો છે.

પણ જો તેની માલેકી વીશે મુશકેલી યા શક હોય તોપણ આતશબહેરામની મીલકત ઉપર થતા અઘટીત હુમલામાંથી બચાવવાને કોઇપણ હક ધરાવતો હોવો જોઇએ અને જેઓએ એવી વ્યવસ્થા, સત્તા યા દેખરેખ ભોગવી હોય તેઓ એ હક ધરાવેછે.

ઉદવાડાના પારસી રહેવાસીઓએ એ શહેરની અંજુમન (એટલે જે સભા અથવા મંડલીને તેના ખાસ રીવાજોને લગતા સવાલો સોપયા હોય તે) તરીકે તેને ત્યાંના આતશબહેરામ ઉપર તથા તેને લગતી હરેક ચીજ ઉપર કાબુ, વહીવટ અને દેખરેખ રાખવાનો હક છે."

એ બાદ તા૦ ૬ ઠી આગસ્ટ ૧૯૦૩ ને દીને દરવાજો મોબેદોએ મળી ભાંજી નાખ્યો હતો.

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી આકટોબર ૧૯૦૦.

૨. શેઠ જાંગીરજી ડોશાભાઇ મોદીના ઠરી લેનાર બાવા,

૩ એ ફંડમાં પારસીઓએ લગભગ રૂ.૧૦૦૦૦) ભર્યા હતા. જેમાં મુખ્ય રૂ.૧૫૦૦) સર દીનશાહ પીટીટ; રૂ.૧૦૦૦) સર જમશેદજી જીજીભાઈ, બહમનજી દીનશાહજી પીટીટ, શેઠો નવરોજજી માણેકજી વાડીઆ, ફીરોશાહ મેહરવાનજી મેહતા, જમશેદજી નશરવાનજી તાતા; રૂ.૫૦૦) ધનજીભાઈ બહમનજી, જમશેદજી અરદેશર વાડીઆ, અને ફરામજી સનસ એંડ કુંપની; રૂ.૩૦૦) ખરશેદજી માણેકજી ખરશેદજી; રૂ.૨૫૦) સરદાર ખા. બા. દોરાબજી પદમજી; રૂ.૨૦૦) રૂસ્તમ શોરાબજી પાઉંવાલા, કાવસશાહ શોરાબજી પાઉંવાલા, ફરામજી દીનશાહ પીટીટ, આવાબાઈ જમશેદજી અ. વાડીઆ વગેરે.

૪ મરહુમ સરજ્યન બેહરામજી, રૂસતમજી, કોહયાજી (વકીલ) તથા મરહુમ શોરાબજી અને દોરાબજી નશરવાનજી કોયાજીના બાવા.

૫ શેઠ પીરોજશા કુવરજી ઉમરીગરનાં બાવા.

બરહાનપોરનાં કારખાનાંઓના મેનેજર હતા, અને બરહાનપોર ખાતેજ ગુજર્યાં હતા. ઉપલાં મથકોએ પ્રેસો ઉઘાડવાની બનામણુ એ મરહુમેજ એ કંપનીના ડાયરેક્ટરોને કરી હતી, અને તે કારખાનાઓ એવણુની કારસાજીથી ઘણું ફતેહમંદ થયાં હતાં.

---

મુંબઇની યુનીવરસીટીની આરટસની ફેકલટીના એક સીનડીકની ખાલી પડેલી જગા ઉપર શેઠ કાવસજી દાદાભાઇ નાએગામવાલા, એમ. એ. ને ચુંટી કાઢ્યા હતા.[1]

---

શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરની ઇ. સ. ૧૮૯૯ માં તેમની યાદગારી માટે ઉભાં કરેલાં ફંડ મધેથી પડાવેલી આખાં કદની તસવીર આજ દીને ફરામજી કાવસજી ઇનસ્ટીટ્યુટમાં ટાંગવાને એક મોટા મેલાવડાની હજુરમાં નામદાર જડજ ઑનરેબલ મી૦ જસટીસ માહદેવ ગોવીંદ રાનાડેએ ખોલ્લી મુકી હતી[2]

---

તા૦ ૨૫ મી નવેમબર.

રોજ ૧૨ માહ ૩ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—મેહરવાનજી મનચેરજી ભાવનગરી—ઉમર વર્ષ ૨૬). સર મનચેરજી મેહરવાનજી ભાવનગરીના વડા દીકરા. અત્રે મેટ્રીકયુલેટ થઇ વીલસન કૉલેજમાં જોડાઇ, પ્રોવ્યુસની પરીક્ષા પસાર કરી વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા હતા, જ્યાં ૧૮૯૮ માં ઓક્ષફરડ યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા પસાર કરવા પછી બારીસ્ટર થયા હતા, અને બે વરસના અરસામાં લંડન મધે ઉપલી જવાન વયે મરણ પામ્યા હતા.

---

મરકીના સંબંધમાં સારી સેવા બજાવવા માટે નામદાર સરકારે દેશાવરો ખાતેના નીચલા ગ્રહસ્થોને "સરટીફીકેટ ઑફ મેરીટ" આપી હતી[3]—

**સુરત જીલ્લા ખાતે**—શેઠો બેજનજી માણેકજી જંબુસરીઆ, બી. એ; એલ. એલ. બી; પેસતનજી રૂસતમજી મેહતા, હોરમજશાહ કાવસજી ધાલા, હોરમજજી નવરોજજી ગોલવાલા, મનચેરશાહ ફરામજી વખારીઆ, ખાનબાહદુર કુવરજી કાવસજી સબાવાલા, જામાસપજી જીવાજી ડાકટર, દારાશાહ રતનજી પટેલ, હીરજીભાઇ જીવણજી પટેલ, ખુસરૂભાઇ નશરવાનજી ખાનસાહેબ, ભીખુભાઇ માણેકજી સદરઅમીનના, શોરાબજી કુવરજી, માણેકજી શાપુરજી, એદલજી પેસતનજી, શાપુરજી ફરામજી, રૂસતમજી ધનજીભાઇ, દીનશાહ શાપુરજી, હોરમજજી ફકીરજી, જમશેદજી એન. ગંદેવીઆ.

**થાણા જીલ્લા ખાતે**—દસ્તુર દારાશાહ રૂસતમજી સંજાણા.

**બેલગામ ખાતે**—ડા૦ અરદેશીરજી પેસતનજી બાઇસ.

---

મુંબઇની પારસી પંચાતનાં ફંડના[4] તા૦ ૧ લી નવેમબર ૧૮૯૮ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૯ સુધીનાં હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેપરથી જોવામાં આવેછે કે, વરસની સેવટે પંચાતનાં ફંડના

---

૪ આ સાલમાં અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| જુદાં જુદાં ખાતાંઓનાં આ સાલ તથા આગલાં સાલના વધારામાંથી નોટ તથા બૉંડો ખરીદ કીધાં તેના ..................... | ૪૧૮૦૦) |
| જુદા જુદા ધણીઓએ ધરમ ખાતે અનામત રાખવા રકમો આપી.. ............ | ૧૧૫૬૦૦) |
| કુલે. | રૂ૧૫૭૪૦૦) |
| પારસી સંકટનીવારણ ફંડ ખાતે ખરચને માટે રોકડા રૂપીયા જોઇતા હોવાથી એ ખાતાંની નોટ રૂ.૫૦૦૦૦) ની વેચી તે બાદ .... | ૫૦૦૦૦) |
| | રૂ૧૦૭૪૦૦) |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમનાં આગ્રો સાલ નવ નવાં ખાતાં નીચે પરમાણે પાડયાંછે:—

૧—મરહુમ સર જમશેદજી જીજીભાઇ તરીજા બારોનેટ સી. એસ. આઇ. ની નઇયતે સર જમશેદજી જીજીભાઇ ચોથા બારોનેટે પડાવેલું ધરમ ખાતું રૂ.૫૦૦૦) નું.

૨—બાઇ દીનબાઇ મેહેરવાનજી જીજીભાઇ મુંગાના, વીધવા મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં પુનને સારૂં તેવણુના જેઠ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ તથા છોકરાંઓએ કીધેલું ધરમ ખાતું રૂ.૬૦૦૦) નું.

૩—બાઇ ભીખાઇજી દીનશાજી પીટીટ, ધણી શેઠ દાદી નશરવાનજી દાદીશેઠનાં પુનને સારૂં તેવણુના પીતાજી સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે તથા છોકરાંઓએ કીધેલું ધરમ ખાતું રૂ.૨૭૫૦૦) નું.

૪—સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના બેહેસતનશીન પીતાજી શેઠ માણેકજી નશરવાનજી પીટીટ તથા બેહેસતનશીન માતાજી બાઇ હવાબાઇ જીજીભાઇ દાદાભાઇ મુંગાનાનાં પુનને સારૂં કીધેલું ધરમ ખાતું રૂ.૬૦૦૦).

૫—શેઠ કાવસજી બેજનજી પારખ પોતાના બેશીઓની નઇયતે પડાવેલું ધરમ ખાતું રૂ.૩૦૦૦) નું.

૬—બેહેસતનશીન શેઠ બહમનજી દીનશાજી ખાનનાં પુનને સારૂં તેવણુની પીતાની પુંજીમાંથી તથા તેવણુનાં વીધવા અને ફરજંદોએ મલી કીધેલું ધરમ ખાતું રૂ.૮૦૦૦) નું.

૭—શેઠો ભીખાજી ફરામજી ખાન તથા મનચેરજી ફરામજી ખાને પોતાના બેહેસતનશીન ગુરબીજી શેઠ ફરામજી ભીખાજી ખાન તથા બેહેસતનશીન માતાજી બાઇ રૂપાંબાઇ તે મરહુમ શેઠ પાલણજી પેસતનજી બાટલીવાલાનાં બેટીનાં પુનને સારૂં કીધેલું ધરમ ખાતું રૂ.૬૭૦૦) નું.

---

[1] ટાઇમ્સ ઑફ ઇં૦, તા૦ ૧૭ મી નવેમબર ૧૯૦૦.
[2] ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૨૬ મી નવેમબર ૧૯૦૦.
[3] બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૨૯ મી નવેમબર ૧૯૦૦.

ટ્રસ્ટીઓ હસ્તકમાં ધરમનાં ફંડખાતાંઓની પુંજી એકં-દર રૂ.૪૨૫૨૩૭પાાા૨૨ ની હતી. આગલાં સાલની સેવટે એ પુંજી રૂ.૪૧૪૨૧૪૧ાા૧૦ાા ની હતી. એટલે આ સાલમાં કુલે વધારો રૂ.૧૦૯૨૩૪ાા૧૧ાા નો થયો હતો.

---

૮—શેઠ એદલજી રૂસતમજી રતુપારખ, તેવણનાં ધણી-યાણી બાઈ આવાંબાઈ અને બેટા શેઠ જાંહાંગીરજીની નઇયતે શેઠ એદલજીનાં ફરજંદોએ પડાવેલું ધરમ ખાતું રૂ.૯૦૦૦) નું.

૯—મરહુમ શેઠ રતનશાહ બેજનજી નાનાભાઈ કાપ-ડીયાની નઇયતે તેવણના પીતા તથા માતાજીએ પડાવેલું ધરમ ખાતું રૂ.૫૦૦૦) નું.

બાજરોજગારનાં ટ્રસ્ટ ફંડો કાયમ રાખવા બાબે નામ-દાર સરકારને અરજી કરવા માટે તા૦ ૪ થી જુલાઈ ૧૮૯૭ ને દીને મલેલી જાહેર સભાએ જે ઠરાવ કર્યો હતો તે બાબદને લગતી સઘળી હકીકત તથા કામકાજની વીગત પંચાયતના આ ચોપડા મધે આવેલીછે.

---

ઉપલી અરજી વીરૂદ્ધ મયલી નીચલા ૨૧) જર-થોસ્તીઓ તરફની સરકાર જોગી અરજી પણ ઉપલા રીપોર્ટ-મધે આપીછે:—શેઠો જમશેદજી નશરવાનજી તાતા, દીન-શાહ જીજીભાઈ, કેખશરૂ નવરોજજી કાબરાજી, દારાશા રતનજી ચીનગર, દીનશાહ એદલજી વાછા, જીવાજી દીનશાહ ગાંધી, માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાં, કાવશજી દાદા-ભાઈ નાયગાંમવાલા, એદલજી મેહરવાંનજી દુબાશ, રૂસતમજી ધનજીભાઈ શેઠનાં, સ્યાવકશાહ રતનજી બહમનજી, ફરાંમજી એદલજી દાવર, ભીમજી નવરોજજી બનાજી, જીજીભાઈ જાંહગીર લાંમ, દાદાભાઈ બરજોરજી લાંમ, જાંહગીર જીજી-ભાઈ લાંમ, શાપુરજી નશરવાંનજી પારખ, ડા૦ દારાં મંચેરજી દસ્તુર, રૂસ્તમ કે. આર. કામા, મેહરવાંનજી ફરદુનજી મરઝબાન, અને દીનશાહ ધનજીભાઈ દાવર.

**આ સાલમાં જુદા જુદા ધણીઓએ રૂ.૪૦૧૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપીછે તેની ટીપ.**

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ. રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| શેઠ મનચેરશાહ નશરવાનજી ડોસાભાઈ રૂસતમફરામના. | ૫૦૦ | મુંબઇનાં આંધલાંપાંગલાં તથા લાચાર જરતોસતીઓનો પરવરશી કરવા માટે પગાર આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ જમશેદજી હોરમજજી બામબોટ. | ૧૦૦૦ | " " " " |
| શેઠો મેહેરવાનજી તથા હોરમજજી મનચેરજી કામા. | ૫૦૦ | " " " " |
| બાઈ જીવણબાઈ તે શેઠ રૂસતમજી બહમનજી કુપરનાં વીધવા. | ૧૦૦૦ | " " " " |
| બાઈ માણેકબાઈ તે શેઠ પીરોજશાહ બહમનજી જીજી-ભાઈનાં ધણીયાંણી. | ૨૦૦૦ | મુંબઇ તથા દેશાવરો ખાતેની જરતોસતી જંદ અવ-સ્તાની નીશાલોનાં ફંડ ખાતે. |
| શેઠ મનચેરશાહ નશરવાનજી ડોસાભાઈ રૂસતમફરામના. | ૫૦૦ | કુલ જરતોસતી સ્વાનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| શેઠ ટેહેમુલજી મેહેરવાનજી મીસતરી. | ૫૦૦ | " " " " |
| શેઠ ધનજીભાઈ ખરશેદજી શેઠના તથા બેશીઓ. | ૫૦૦ | " " " " |
| શેઠો જીજીભાઈ તથા બરજોરજી અને બહમનજી દાદા-ભાઈ બહમનજી જીજીભાઈ. | ૫૦૦ | " " " " |
| શેઠ રતનજી હોરમજજી કુપર. | ૧૦૦૦ | " " " " |
| શેઠ રૂસતમજી મનચેરજી બાબા. | ૫૦૦ | " " " " |
| શેઠો ફરામરોજ તથા જમશેદજી પેસતનજી ડાકટર. | ૫૦૦ | " " " " |
| શેઠો ફરામરોજ તથા જમશેદજી પેસતનજી ડાકટર. | ૫૦૦ | " " " " |
| બાઈ પીરોજબાઈ તે શેઠ દારાશાહ ફરદુનજી પટેલનાં વીધવા. | ૫૦૦ | " " " " |
| બાઈ ગુલબાઈ દીનશાજી બાટલીવાલા. | ૫૦૦ | મુક્તાદને ટાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરતોસતી-ઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ રૂસતમજી મનચેરજી બાબા. | ૩૦૦૦ | ચોપાટીની ધરમશાલામાં આંધલાંપાંગલાં તથા લાચાર જરતોસતીઓને રાખી પરવરશી કરવાનાં ફંડ ખાતે. |
| બાઈ પીરોજબાઈ તે શેઠ માણેકજી હોરમજજી કેમેશરી વાલાનાં વીધવાના એકઝીકયુટરો. | ૪૦૦૦ | " " " " |
| શેઠ જાંહાંગીરજી હોરમજજી મોદીના એકઝીકયુટરો. | ૩૦૦૦ | " " " " |
| શેઠ જાંહાંગીરજી હોરમજજી બામબોટ. | ૧૦૦૦ | ગરીબ લાચાર જરતોસતી વીધવાઓને આશરો આપ-વાનાં ફંડ ખાતે. |
| શેઠ રતનજી હોરમજજી કુપર. | ૧૦૦૦ | " " " " |
| બાઈ કુકીબાઈ તે શેઠ જમશેદજી ધનજીભાઈ શેઠના વીધવા. | ૫૦૦ | " " " " |

### તા૦ ૫ મી ડીસેમ્બર.

રોજ ૨૨ માહ ૪ (યે૦) ૧૨૭૦ યજદેજરદી.

મરણ—કાવસજી જાંહગીરજી જથાવાલા[1]—ઉમર વર્ષ ૮૨). એવણ નાના ઉમરથીજ પોતાની બાપીકી 'મેસરસ જહાંગીર નશરવાનજી જસાવાળા' ની જાણીતી પેહેડીમાં જોડાયા હતા, જે પેહેડીની શાખાઓ હીંદુસ્તાનના જુદા જુદા બાગોમાં ઉઘડી ચુકેલી હતી. પોતાની એ બાપીકી પેહેડીના નીલગીરી, કરાંચી, પેશાવર, ફીરોઝપુર, સીંધ હેદરાબાદ, વગેરેની દુકાનો ઉપર એવણ કેટલોક વખત ફરતા રેહયા હતા. ૧૮૩૯ માં કાબુલ બાજુ જે બ્રીટીશ ફોજ ગઇ હતી, તે વેળા સર એલેકઝાંડર બરનસની બલામણ ઉપરથી એવણની પેહેડીએ કાબુલ ખાતે દુકાન ઉઘાડી હતી. અફઘાનીસ્તાન તથા પેશાવર ખાતે બ્રીટીશ અમલ વધતો ગયો તેમ સક્કર, જલાલાબાદ અને છેક કાબુલ સુધી એવણ કેટલોક દેખાઇતા જોખમ વેઠી પોતાની પેહેડીની દુકાનો પોતે ઉઘાડી આવ્યા હતા. એ પછી પોતાની બાપીકી પેહેડીમાંથી છુટા થઇ મેસરસ વોલકરટ બ્રધરસની પેહેડીના ગેરંટી બ્રોકર તેમજ મેસરસ નુપની કંપનીના ગેરંટી બ્રોકર તરીકે જોડાયા હતાં. એઓએ પાછળથી લાંબી મુદત સુધી એકાંત જીંદગી ગુજારી હતી.

---

### તા૦ ૧૩ મી ડીસેમ્બર.

હિંદુસ્થાનના છેલ્લા દુકાલથી નાવારેશ થયલાં બાળકોને માટે આગરા ખાતે એક આરફનેજ ઉઘાડવા થકી મુંબઇમાં ઉભાં થયલાં ફંડમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૫૦૦) ભર્યા હતા.[2]

---

### તા૦ ૧૯ મી ડીસેમ્બર.

મુંબઇના નામદાર ગવરનર લારડ નાર્થકોટે આજ દીને અતરેના ટાઉનહાલમાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ખાનગી એનટ્રીમાં ત્યાં હાજર થયા હતા:—

દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પઆશાના, સી. આઇ. ઇ; ડાકટર કાવસજી હોરમજજી, સર જમશેદજી

(ફુટનોટ પાને ૮૧૧ થી ચાલુ.)

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| બાઇ નવાજબાઇ જમશેદજી લાલા. | ૫૦૦ | ગરીબ લાચાર જરતોસતી વીધવાઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ સોરાબજી દાદાભાઇ ડુબાસ. | ૫૦૦ | " " " " |
| સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ. | ૩૦૦૦ | સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુશનની સકુલોને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ ફરદુનજી દાદાભાઇ દેશાઇ. | ૫૦૦ | શ્રી નવસારીનાં જરતોસતી રવાનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| શેઠ મનચેરજી ફરામજી તંબોલી. | ૫૦૦ | " " " " |
| શેઠ એદલજી ફરદુનજી મોદી. | ૫૦૦ | " " " " |
| શેઠ બેહેરામજી ખરશેદજી દોરડી. | ૫૦૦ | " " " " |
| શેઠ મનચેરજી ફરામજી તંબોલી. | ૫૦૦ | " " " " |
| શેઠ રતનજી રૂસતમજી દેશાઇ. | ૫૦૦ | " " " " |
| શેઠ કેકોબાદ ફરામજી બામજી. | ૫૦૦ | " " " " |
| શ્રી અહમદનગરની અનજુમન હસતકના જરતોસતી ધરમખાતાંના મેનેજરો. | ૫૦૦૦ | શ્રી અહમદનગરની અનજુમન હસતકનાં જરતોસતી ધર્મનાં કામોનાં ફંડોને ખાતે. |
| બાઇ હમબાઇજી તે શેઠ નશરવાનજી ખરશેદજી શેઠનાં ધણીયાંણી. | ૫૦૦ | શ્રી સોલાપુરની જરતોસતી અનજુમનનાં ધરમનાં ફંડ ખાતે. |
| શેઠ સોરાબજી ફરામજી મદરાસવાલા. | ૫૦૦ | શ્રી મદરાસની જરતોસતી અનજુમનનાં ધરમનાં ફંડ ખાતે. |
| શ્રી નાગપુર તથા કામટીની જરતોસતી અનજુમનનાં ફંડના મેનેજરો. | ૨૬૦૦ | શ્રી નાગપુર તથા કામટીની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ. | ૧૦૦૦ | સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાની યાદગારી સારૂં કીધેલા ધરમ ખાતે. |
| | ૪૦૧૦૦ | |

---

[1] શેઠો કુવરજી, નશરવાનજી, હોરમજજી, દોરાબજી, દાદાભાઇ, અને જમશેદજી કાવસજી જથાવાલાના બાવા.
[2] જામે જમશેદ, તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૯૦૦.

જીજીભાઇ બારોનેટ, સર જાંહગીર કાવસજી જાંહગીર, ખાંનબાહદુર મનચેરજી કાવસજી મરજબાન, સી. આઇ. ઇ; શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ; પેશતનજી જાંહગીરજી તાલિયારખાં, સી. આઇ. ઇ; ઑનરેબલ ફીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ.[1]

---

તા૦ ૨૧ મી ડીસેમબર.

રોજ ૮ માહ ૪ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

મરણ—કેખશરૂ દાદાભાઇ નાદરશાહ[2]—ઉમર વર્ષ ૫૯). અત્રેનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" છાપખાનાના જોબખાતાંના વડા પ્રીંટર હતા, અને ૨૫) વર્ષ સુધી માલિકોના સંતોષ વચે કામ બજાવ્યું હતું. એમનાં માનમાં એ ખાતું અર્ધા દીવસ બંધ રાખ્યું હતું.

---

તા૦ ૨૨ મી ડીસેમબર.

રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

નવસારીની પાસે આવેલાં તવડી ગામ મધે ગયે સાલ અંજુમનના ઉધરાતથી બંધાવેલી નવી દરેમેહરમાં શેઠ કુવરજી કાવસજી તવરીઆએ પોતાના બેટા મરહુમ ડાકટર હોરમજજી કુવરજી તવરીઆની નઇઅતે આજ દીને આતશ આદરાન પરઠાવ્યા હતા. જશનની ક્રિઆ એ દરેમેહરના પંથકી એ૦ દારાબજી રૂસતમજી દાદાચાનજીએ શરૂ કીધી હતી, જે પુરી થવા બાદ શેઠ કુવરજી તરફથી એક અંજુમનપત્ર વાંચી સંભળાવવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ નુરી કેબલો જરથોસ્તી આલમને બંદગી કરવા બાહ્નો મુકયોછે, તથા તેના નીભાવ ખરચનો સર્વ બંદોબસ્ત તથા ગોઠવણ કરીછે. એ બાદ અંજુમન તરફથી શેઠ એદલજી રૂસતમજી ભાગરાએ શેઠ કુવરજીનો ઉપકાર માનનારૂં એક માનપત્ર વાંચી સંભળાવી તેમને એનાયત કીધું, તથા એડનવાળા દસ્તુર ફરામજી રૂસતમજી કોટવાલે આતશ ઉપર એક વાએજ કરી સંભળાવી હતી, જે પછી શેઠ કુવરજી તરફથી નવસારીના વડા દસ્તુર દારાબજી માહીયારજી, તવરીના પંથકી એ૦ દારાબજી રૂસતમજી દાદાચાનજી, એ૦ રૂસતમજી દારાબજી દાદાચાનજી તથા ખાનસાહેબ કાવસજી હોરમજજી દાદાચાનજીને શેઆલો હોરાડવામાં આવી હતી, તથા છેલ્લા ગ્રહસ્થને અંજુમન તરફથી તેવણે લીધેલી દરેક તકલીફ માટે ઉપકાર માની શેઆલ હોરાડી હતી. એ બાદ ચાશની કરી સર્વ સેંક વદાય થયું હતું.[3]

---

તા૦ ૨૪ મી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૪ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

રાજકોટ મધે નવાં બંધાયમાં દોખમાંની સામે મરહુમ બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના બેટા મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટની નઇએતે રૂ૩૦૦૦) ને ખરચે બંધાવેલી શગડી આજ દીને પરઠાવવામાં આવી હતી. એ શગડીની નજદીક શેઠ ફરામજી ખરશેદજી શેઠનાએ કુવો બંધાવી આપ્યો હતો, તથા સરીયાંમ રસ્તાથી તે એ દોખમાં સુધી જવાનો પાકો રસ્તો બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં વીધવાએ રૂ.૮૦૦) ને ખરચે બંધાવી આપ્યો હતો.[4]

---

એ આદરાનના ગુંબજની બાહેર નીચલી તખ્તી મારવામાં આવીછે:—

પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

"મરહુમ ડાકટર હોરમસજી કુવરજી તવરીયાનું આદરાન, આ દરેહમેહેરમાં આતશ આદરાનનો નુરી કેબલો પારસી કુવરજી કાવસજી તવરીયાએ પોતાના એકપુરા દીકરા મરહુમ ડાકટર હોરમસજી કુવરજી તવરીયા, જેવણ રોજ ૯ મો આદર યઝદ માહા ૧૦ મો દે દાદાર શેહેનશાહી સને ૧૨૬૯ યઝદેજરદીને દીને હક થયા, તેવણનાં પુન માટે પોતાને ખરચે પરથાવ્યોછે, તથા તેના બયુકના નીભાવ ખરચનો બંદોબસ્ત તેવણે કરયોછે. રોજ ૯ મો આદર યઝદ માહા ૪ થો તેસતર તીર યઝદ શેહેનશાહી સને ૧૨૭૦ યઝદેજરદી, તા૦ ૨૨ મી ડીસેમબર સને ૧૯૦૦ ઇસવી."

૪ જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૯૦૦.

સગડી ઉપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"આ સગડી મરહુમ બાઇ દીનબાઇ નશરવાનજી
"પીટીટે પોતાના વહાલા બેટા મરહુમ શેઠ જમશેદજી નશર-
"વાનજી પીટીટનાં પુનને સારૂ પોતાના ખરચે બંધાવી
"આપવાને જણાવયું હતું તે બંધાઇ તૈયાર થવાથી રાજ-
"કોટની જરથોસ્તી અંજુમનના ત્રસ્ટીઓને કુલે જરથોસ્તી
"આલમના વપરાશ સારૂ આજ દીને ઇજાવી સવાધીન
"કીધીછે. રોજ ૧૧ મો ખોરશેદ ઇજદ, માહા ૪ થો તીર
"ઇજદ સને ૧૨૭૦ યઝદેજરદી, તા૦ ૨૪ મી ડીસેમ્બર
"સને ૧૯૦૦ ઇસ્વી. મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રી, એમ.
"એસ. એ., ઑનરરી શીલ્પશાસ્ત્રી મી૦ રતનશાહ પેસ્તનજી
"દમરી સેક્રેટરીની દેખરેખ હેઠળ બાંધીછે."

દોખમાંથી સરીયામ રસ્તા સુધીની સડકપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"આ દોખમાંથી સરીયામ રસ્તા સુધીની સડક નાખી
"સાથે બાઇ સાહેબ આવાંબાઇ ફરામજી પીટીટ તરફથી
"બંધાવી આપવામાં આવીછે. ખરચ રૂ.૮૦૦. સને ૧૨૬૯
"યઝદજરદી, ૧૮૯૯ ઇસ્વી."

---

[1] ટાઇમસ ઑફ ઇ૦, તા૦ ૨૦ મી ડીસેમબર ૧૯૦૦.

[2] મરહુમ શેઠ માણેકશાહ (મુનસફ), ડેકોબાહ (ઇજનેર) તથા કેખુશરૂ નાદરશાહના બાવા.

[3] જામે જમશેદ, તા૦ ૨૪ મી ડીસેમબર ૧૯૦૦.

